# જંગે વરિયાવ

યાને

# જખમાયલી જર.

(પારસી બાનુઓનો પાકદામાનનો તવારીખી કરૂણારસીક કિસ્સો.)

લખનાર—કૈખુસરો અર્દેશીર ફ્રીટર,

તે "સંજાણનો સંપુત," "બાહરોટ સંજાણ ચિત્રયુક્ત ગાઈડ,"
"કુહે અંજલ!" "ફરંદુનાં જંગનો વીરલો," "બાહરોટ
પહાડ ઉપર શોધ ખોળ," તથા "કિસ્સે
જંગે વરિયાવ" ના કર્તા.

આ પારસી તવારિખી કથા મી૦ કૈખુસરો અર્દેશીર ફ્રીટરે, શરોફ
બીલ્ડીંગ, ગ્રાંટરોડ, મુંબઈથી લખી અને ત્યાંથીજ પ્રગટ કરી છે,
અને મી૦ માણેકજી નવરોજી પ્રીન્ટરે, જામે જમશેદ
પ્રીંટીંગ વર્કસ, એલ્ફીન્સ્ટન સર્કલ ઉપર, ... 

ઇ. સ. ૧૯૨૪.

# સાકળ્યું.



## ચિત્રોનું સાંકળ્યું.

## નેમાજ હોજે!

### અશોઓનાં ભલાં, શુરાં અને આબાદી કરનારાં ફરોહરોને!



## અર્પણ.

રોજ ગોવાદ, માહ મેહેર, યઝ ૧૨૮૪ શહેનશાહી,
તા. ૧-૪-૧૯૧૫ નાં દીને બેહસ્તનશીન થયલા મારા
પ્યારા અશો ધર્મચુસ્ત માતાજી માણેકબાઇ અર્દશીર
ફીટરનાં ન ભુલાય તેવા બેહદ અહેશાનો
અને ફરેસ્તાઇ ગુણોની અશો યાદમાં,
પારસી બાનુઓની પાકદામાનની
કસોટીનું આ મારૂં પુસ્તક
આભાર અને તાબેદારીથી
શીર નમાવી
અર્પણ
કરૂં
છું.

થયાંછ ઈનશાન્યત નજરથી સદાનાં દુર,
પણ જીગરની નજદીક છે તમારૂં નુર.

"My boast is not that I deduce my birth
From loins enthroned and rulers of the earth;
But higher far my proud pretensions rise —
The son of parents passed into the skies!"

અહેશાનમંદ બેટો કૈખુસરો.

# દીબાચો

લ૦—મી૦ રૂસતમ બ૦ પેમાસ્તર બી. એ. એલ એલ. બી.
તે પારસી પ્રકાશના કર્તા.

---

આ તવારિખી વારતાના લખનાર મી૦ કૈખુશરો અરદેશર કીટર આજ અગાઉ વાંચક વર્ગને પુરતા જાણીતા થઈ રહેલા છે. તેવણના ઘણાખરા લખાણમાં ખાસ કરીને અસલી પારસી તવારીખના દીલ ઉશકેરનારા ધારમીક બનાવોને વારતાના તળાંમાં ગુંઠેલાં આપણે જોયાં છે તેવણની પહેલી કેતાબ "સંજાણનો સપુત" આ 'જામે જમશેદ'ની કટારોમાં આજ આશરે ૭ વરસ ઉપર પ્રગટ થઈ હતી. તે મધે તેવણે આપણા કદીમ નયાકાનો ઇરાનથી પોતાનો પવીત્ર મજહબની જાળવણીને માટે પોતાના વાડી વજીફા અને ધન દોલત છોડી દેશવટો ભોગવી આ હીંદ સરજમીન ઉપર આવી સેવટે સંજાણ તરફ ઠરીઠામ થયા હતા, તે પવીત્ર ભુમી મધે બનેલા મમરદીભરયા બનાવોને વારતાના મોહક આકારમાં રજુ કીધા હતા, જે વાંચક વર્ગને બહુ પસંદ પડવાથી, તેવણને થોડાજ અઠવાડીયામાં એ વારતાને પુસતકના આકારમાં ફરી બાહાર પાડવી પડી હતી. વળી તેવણે એજ આપણા અસલ વડવાઓની પાક ભુમી સંજાણની મુલાકાત લેવાને બની આવે તે માટે અને તેની સાથે સાથે જે પાક આતશના કુબલાને પોતાને ટોટે બાંધી આપણા ભલા નયાકાનો સંજાણમાં આફત આવી પડતા પડોશના બાહરોટ પાહાડ બણી જઈ પાહાડી ગુફાઓમાં આપણી પવીત્ર કેબલાની જાળવણી થઈ હતી, તે બાહરોટ પાહાડની સીત્ર સાથની ભોમીયા પોથી બહાર પાડી હતી.

હવે મી૦ કૈખુશરોએ તયાર પછીના બીજા એક એવાજ કોમને લગતા અસલી યાદગાર કીરતીવંત બનાવને લોકપ્રીય બનાવવાના શુભ હેતુથી આ મથાળે દીલકશ નવી વારતા વાંચક વર્ગ સનમુખ હાલ રજુ કરે છે. અસલી તવારીખ મુજબ સંજાણ આવી વસવા બાદ ત્રણ સદી રહીને તયાંથી વીખરાઈ જઈ, તુરતજ આપણા વડવાઓનો એક ભાગ સુરત નજદીક તાપી નદી ઉપર આવેલા વરીઆવ ગામમાં જઈ વસયો હતો. ત્યાં તેમને કેવા કેવા હાદેસાઓમાંથી પસાર થવું પડયું હતું અને તેની સામે થવાને તેઓએ, અને ખાસ કરીને તેમના બાનુઓએ ખરી બહાદુરી બતાવી પોતાની પાકદામાનની જાળવણીને ખાતર કેવા પોતાના કીંમતી જીવનાં ભોગ આપયા હતા તે અત્રે બહુ કરૂણારસથી ચીતારવાની મી૦ કૈખશરૂએ તસદી લીધી છે; અને મને આશા છે કે જેવી રસીલી અને ચમકદાર તેમની આગલી વારતા 'જામે જમશેદ'ના વાંચકોને માલમ પડી હતી તેવીજ ચમકદાર આ જંગે વરીઆવને લગતી વારતા પણ જણાશે. તેમની એક બીજી કોશેશ જે 'કુહે અ

જસ'ના લગાર હેબતાવનારા નામ હેઠળ પ્રગટ થઈ હતી, તે પણ એવીજ કીસમ ની તવારીખના બનાવોને ગુંથી લીધેલી વારતા હતી તેને અત્રે ભુલી જવી જો ઈતી નથી.

મી૦ કેખશરૂએ એજ જંગે વરીઆવના બનાવ વીશે એક નાનકડું ચોપા નીયું ગયે સાલ એ પ્રસંગની બાજના દીવસે બહાર પાડયું હતું, તે મધે તેમની આ વારતાની કેટલીક કડીઓનો ખયાલ મળતો હતો.

## કર્તાએ લીધેલી રતનપોરની ખાસ મુલાકાત.

આ વારતાનું મુખ્ય સ્થાન 'રતનપોર' છે, જયાં ગરાસયો રજપુત રાણો રાજ કરતો હતો. તેનું માત્ર કલ્પના ઉપરથી વર્ણન કરવાથી જેટલું વાસ્તવીક પણું આવી શકતે નહીં, તેટલું હાલના હયાત રહેલા તે આગલા કસ્બાની હાલત તપાસ્યા તે ઉપરથી બની શકે તેટલી તેની આગલી હાલતની અટકલ કરવી એ વાજબી વલણ લેખાય. મી૦ કેખશરૂએ પણ એજ ડાહપણભરી રીતી અખત્યાર કરી છે. તેમણે જાતે વરીઆવજ નહીં પણ ખુદ રતનપુરના હાલનાં ફેરવાયલાં સ્થળની ભારે મુશકેલી વચ્ચે અડીઅલ ઘોડા ઉપર બેસી મુલાકાત લઈ આવી ત્યાં જાતે અવલોકન કીધેલી વીગતોનો સંભાળભરી રીતે ઉપયોગ કીધેલો જોવામાં આવે છે. આ 'રતનપોર' નામજ કાવ્ય રૂપ ધરાવે છે, અને તેવાં એક મીઠા-સ્વરના આકીકની ખાણો ધરાવનાર 'આડીયળ' (Ideal) કસબાને આપણા કદીમ દાદા દાદીઓએ વસવાટ માટે પસંદ કીધું એ પણ તેમની ઉંચા પ્રકાર ની સમજદારીની ગવાહી આપે છે. હાલનું રતનપોર અસલી રતનપોરનો કાંઈપણ સંતોશકારક ખયાલ આપી શકે નહીં. જયાં આગળ રજપુત ભીલો અને ગરાસીયાઓની મોટી વસતી હતી તયાં આજે હબસીઓ વસે છે, એ પણ દેશોદેશની ચડતી પડતીનો કાંઈક ખયાલ આપે છે. મી૦ કેખુસરો શીટરનું અસલી રતનપુરનું બયાન ઘણું રસીલું છે, તેજ માફક બાજી રીતે હાલના હબસીઓથી વસાયલું પ્રાદવકીયલ વચ્ચે ફકત કામરાંના ગીચોગીચ આવેલાં કદરૂપાં ઝુપડીઓ તથા તેની આસપાસના ભાગોનું અત્રે આપેલું વર્ણન પણ કોઈકરીતે વાંચવાજોગ લાગશે.

## દીલપઝીર ચીત્રો.

મી૦ કેખુસરોની આગલી વાર્તાઓ માફક આ વાર્તાનું એક ખાસ ખેંચાણ તે મધેના જુદા જુદા બનાવોને લગતાં સુંદર ૧૭ ચીત્રો છે. એ ચીત્રો પંકાયલા આરટીસટ મી૦ ધુરંધરે લખનારની કલ્પના પ્રમાણે દોરવાથી વાર્તાના પાત્રો વધુ દીપી નીકળે છે.

## પારસી તવારીખના ભુલાઇ ગયલા કિર્તીવંત સોનેરી સફાઓ.

દરઅસલ આપણી પારસી તવારીખના જે જે સફાઓ હાલ સંજાણના સ્થંભ વીશેની જાગૃતી પછી બહાર આવ્યા છે, તેઓ મધે આ વરીઆવની પાકદામા નની પારસી બાનુઓને લગતા કાહાણી કીસ્સા જેવા સફાઓ સોનેરી હરફે નોંધાયલા રહેશે. એ સફાઓએ આપણી કોમની આગલી કીરતીને પાછી અજવાળામાં આણી જાણે જીવતી જાગતી કીધી છે.

સ્વચ્છ અને પવીત્ર સદગુણોની ખીલવણી કરનારા બનાવોથી ભરપુર આ

વી એક કાહાણી આપણી કોમને એક ઘણું લાભકારક વાંચન પુરૂં પાડશે. તે તવારીખી છે એટલે તેનો પાયો તદનજ ખયાલી બનાવો ઉપર રચેલો લેખાશે નહી; અને વળી જયારે તે પારસી કોમના આગલા માનવંત બપાઈ મમાઈના મોકોમોનાં સંગીન પાયા ઉપર રચાયલી છે, તયારે તો તે આપણું આજે વધુ ધયાન આકરષી લેવા વીના રહેશે નહી. જે સમયે મોટે ભાગે પારસી કોમોનાં સંસાર વહેવાર અને રોજીંદા જીંદગીના બનાવોને સહરાવીને આપણી કોમની હાલતને બંધબેસતા નહી હોવા છતાં ઓરીજીનલ વારતા તરીકે ઘુસાડી દેવામાં આવે છે; તે સમયે આ સાધારણ રસતો છોડી દઈ પોતાનીજ કોમ મધે ખરા બનેલા ઈતીહાસ તરફ ફરી એકવાર નજર દોહાવીને તેમાં પોતાની કલ્પના શકતીથી રસ અને રંગ ભરી તેમને ભભુકદાર બનાવવામાં ખરેજ વાર્તાના કર્તાએ ડાહપણ વાપરયું છે. આવી નવલકથાઓની શરૂઆતે આપણા ગાયકવાડી રાજયના દીવાન સર મનુભાઈના પીતા મી૦ નંદશંકરે 'કરણ ઘેલો' લખીને ગુજરાતની તવારીખના કેટલાક રસીક બનાવોને પાછા સજીવન કીધા હતા, અને તેમ કરી તેવણે મખયાત કવી વોલટર સ્કોટની જગ-જાહેર નોવેલોનોજ દાખલો લીધો હતો; તેજ માફક પારસી વાંચક વર્ગ માટે તેમનાં અસલી સાદા બાનુ વર્ગના શુરાતણપણાના, અને તે કરતા તેમની વધુ કીમતી મીરાસ જે પતીવૃતાપણું તથા સંસારીક પવીત્રાઈની છે, તે અચુક આકારમાં બહાર લાવીને, દીલપઝીર વારતાનાં રસીલા વાંચણના લેબાસમાં રજુ કીધો છે, તેથી તે કીરતીવંત બનાવો હવે ખરેખર જાણમાં આવી વખાણ પામયા વીનાં રહેશે નહી. અને તેનાં પરીણામે સદીઓ ઉપરની પોતાનાં ભલી બપાઇ મમાઇઓના સંગીન ગુણોનું અનુકરણ કરવાને આપણી આજની અબળાઓમાં ઉલટ ઉતપન્ન થાય તો તેમાં કશી નવાઈ નથી.

## જખમાયલી જર.

આ વાર્તાનું ઉપનામ જેમ બતાવે છે તેમ તેની નાયક એક માન પામેલા ભલા પારસી જાગીરદાર શેઠ જાંહગીરશાહની બેટી જર છે. એ જવાન બાનુની પાકીઝગી, તેણીની દલેરી, પતિવૃતાપણું, તેણીની સબુરી ટુકમાં અસલી ઇરાની બાનુ અને તેજ મીસાલ આગલા આ દેશ મધેના સાદાં સમજદાર અને સકળ સદગુણી, એટલે ખરૂં પારસીપણું બતાવનારા એક પારસી જવાન બાનુનું અતી મગરૂરી ભર્યું તેટલુંજ રસીલું ચીત્ર રજુ કરે છે, અને તેને દીલજીત બનાવવાને મી૦ કેખશરોએ કાંઇપણ કચાશ રાખી નથી. એ જવાન બાનુ પોતાનાં લગન જેવા શુભ દીવસે, જે વેળા તેણીનું કોમળ હઇડું આશાઓથી તદન છળછલ થતું હતું, તે વેળા એ બાનું ઘાતકી તથા હવસી રાણાના હાથ કેવી રીતે પડે છે અને અનેક જાતના દુખો અને જુલમાતો પાડવા છતાં પોતાની પાકદામાન જાળવવાને માટે કેવી કેવી બહાદુરી બતાવે છે, તે વાંચતાં આફ્રીનના ઉદગારો બહાર પડવા વીના રહેશે નહી.

બીજું એક પાત્ર-જે પારસી મરદ બચ્યાંનું છે-તે ખુરશેદનું છે, જે જરબાનું સાથ લગનના પાક કોલથી બંધાયલો છે, અને જે પોતાના લગનતાજ શુભ દીવસે પોતાની માદર માહબાનુને રાણા તરફથી દગાથી ઉચકી લઈ જવાથી

તેની પુઠે પાક મનસનીથી દોડી જઇ, સેંકડો વીટંબણાઓમાંથી પસાર થઇ આખરે કાલી માતાના ભયંકાર મંદીરમાંથી તેણીનો બહાદુરી રીતે છુટકો કરે છે, તેનું અત્રે આપેલુ કરૂણારસીક વર્ણન વાહવાહ પોકરાવ્યા વીના રહેશે નહી.

## વાર્તાની નેમ.

ઉપર જોયું છે તેમ આ વાર્તા કંઇ આજના પારસી સંસારનુ ચીત્ર રજુ કરતુ નથી તેની નેમ તો વધુ ઉંડી અને બોહોળી રાખવામાં આવેલી દીસે છે. આગલા પારસીઓમાં મરદે જ નહ, પણ બાનુઓમા પણ કેવા સંગીન, ટકાઉ અને ઉંદા ગુણો હતા (કે જે ગુણોના પ્રતાપથી તેઓ આજવેર ટકી રહી સુઠી ભર કોમ છતા આગલની હરોલમાં આવી પડયા છે) તેનો તવારીખ રૂપી દાખલો વાર્તાના રસ અને કસ સાથે અત્રે રજુ કીધેલો જણાશે. જેમ મી૦ કેખુશરો રીટરની પહેલી વાર્તામાં ખાસ કરીને અસલ પારસી મરદોની બહાદુરી તથા જવાન્મર્દીના મકરછ રજુ કીધા હતાં, તેમ આજની વાર્તા મધે તેવણે મુખ્ય કરીને પારસી બાનુઓની પાકદામાન અને પતીવૃતા માટેની જાનફેશાની અને જાતી ભોગનો, કોમને માટે અતીશય માન અને મગરૂરી ભર્યો દાખલો વાર્તાના રૂપમાં જુદા જુદા આકારમાં રજુ કીધો છે. એ રીતે ઓકીવેળા વારતા સાથ તવારીખી બનાવો, અને તે ઉપરાંત કોમના વડવાઓના ઉંચ ગુણોની બરકતથી થયલા માકાઓને એક પછી એક સીનેમાની ફીલમ મીશલ અત્રે રજુ કીધેલાં જણાશે.

## શું સીનેમાની ફીલ્મમાં આવા બનાવો નહીં ઉતારવામાં આવે?

આમ સીનેમાની ફીલ્મ વીશે બોલતાં એક હરખ છાતીએ બાઇ આવે છે. જે જંગી બનાવો તથા સદગુણી સફાઓને અત્રે ચાલુ કીધા છે, તેમને શું સીનેમાની ફીલમમાં ઉતારી દેશ પરદેશ અને કોમકોમ વચે આ અસલી પારસી પાકદામાન અને પારસી દીલાવરીના ચીતારો રજુ ન કરવામાં આવે? વળી બીજા હાથ ઉપર એવા કરૂણારસીક બનાવોને નાટકના આકારમાં જરૂરી ગાયણો તથા ગરબાઓ સાથ નહીં બહાર પાડવામાં આવે? "સજાણના સપુત" વીશેનો આ વાંજ એક મીસારસ-પત્ર લખતાં મરહુમ પારસી સકોલર મી૦ રૂ. પે. કરકરીયાએ એવી ખાહેશ બતાવી હતી, કે તે વાર્તાના અને તેવીજ ફીલમના બનાવોને નાટકના રૂપમાં અને બને તો મોટી વીરરસ કવીતામાં રજુ કરવા. તેવોજ ખયાલ હાલ મને આ 'જંગે વરીયાવ'ના દીલપઝીર સફાઓ ઉકલાવી જતાં સુઝે છે. જો વીરરસ કાવ્યમાં એ બનાવો રજુ થવાને લાયક કોઇ જરથોસ્તી કવી હજી જનમયો ન હોય, તો પણ ખચીત તેમને નાટક રૂપમાં કે સીનેમાના ઉડતાં ચીત્રરૂપમાં તો રજુ કરવાનો વખત હવે નજદીક આવયો છે.

## શું આ કીસસો તવારીખરૂપી નથી?

આ "જંગે વરીઆવ"ના કીસ્સો ખરો તવારીખરૂપી છે તેને લગતી દલીલો વાર્તા લખનારે પોતે પણ તેમનાં એજ વીશય ઉપરના નાનકડા ચોપાનયાંમાં રજુ કીધી છે, અને તે બાબે તેમના પોતાના પાછળ આવતાં "શરૂઆતના બે બોલ" મધે પણ વીવેચન કીધેલું હોવાથી અત્રે મારા તરફથી ઝાઝું જણાવવાની જરૂર નથી.

આજ સવાત્રણસો વર્ષ ઉપર લખાયલી 'કીસ્સે સંજાણ' માં આટલી તો શા
હદત મળે છે કે આપણા વડાઓનો સંજાણમાં આવ્યા પછી આશરે ત્રણસો
વર્ષે એ ગુજરાત નગરીમાંથી વીખરાઇને વાંકાનેર, ભરૂચ, વરીઆવ, અંકલેશ
વર, ખંભાત તથા નવસારી મધે જઇ વસ્યા હતા. ઉપલા હેવાલમાં વરીઆવને ત્રીજી
જગા આવી છે તે કાંઇક અર્થસુચક દીસે છે. પહેલાં વાંકાનેર તથા ભરૂચ પછી તુરત
વરીઆવ મથક આવે છે, જયારે ખંભાતને ઠેઠ પાંચમી જગા આપી છે. કેટલાકો
માને છે કે ખંભાત અને વરીઆવના પારસી સંસ્થાનો સંજાણના જેટલાં જુ
નાં છે. ખંભાત માટે તો એટલે વર લખાણો મળે છે કે તહાં ઇ. સ. ૯૯૦
માં પારસીઓ વસતા હતા, તે જોતાં તો વરીઆવમાં પારસી સંસ્થાન તે આગા
ઉ મથી રહયું હોય એ તદન નહી માનવા જોગ નથી.

## પારસી અસહકાર.

આ વાર્તાની શરૂઆતજ એક રાજદ્વારી બનાવથી થાય છે. આજે આપ
ણા દેશમાં મહાતમા ગાંધીના શીક્ષણના ફેલાવાથી 'અસહકાર' શબ્દ એક રાજ
દ્વારી હથીઆર તરીકે વધુ જાણમાં આવયો છે, અને તેને અહીંસા સાથ
જોડવાથી તે એક ધારમીક મંત્ર જેવો થઇ પડયો છે. પણ વરીઆવ
મધેના આપણા સેંકડો વરસો ઉપર ઉપરના વડવાઓએ જે અસહકાર—અને
તે પણ સુલેહભરયો, કાંઇપણ મારફાડ કે તોફાનથી નીરાળો—કર્યો હતો, તે આજ
ની ચળવળ જોતાં એક નોંધી લેવાજોગ બીના છે; અને રાજદ્વારી બાબતોમાં
અસલથીજ પારસીઓ કેવી હીંમત અને સ્વતંત્રતા બતાવતા આવયા છે તે
નો એક અચાનક દાખલો પુરો પડે છે. તેઓનો તે વેળા તાપી નદી ઉપર
આવેલો સુરતની નજદીકનો વરીઆવ કસબો રતનપુરના ગરાસ્યા રાણાના તા
બા હેઠળ હતો. આ વરીઆવ મધેના જરથોસ્તીઓ ઉપર તવાંના તુરતના ગા
દીપર આવેલા ગરાસ્યા રાણાએ માથાવેરા જેવો એક કર નાખયો, જે આપ
વાને જરથોસ્તીઓએ સાફ ના પાડી. સેવટે રાણાએ ગુસ્સે થઇ તેમની સામે
વેર બાંધયું અને અનેક પ્રકારનું કીચકારાપણું બતાવવા માંડયું, અને
આખરે તેણે લશકર પુરેપુરૂં તઇયાર કરીને પારસીઓ
સામે મોકલ્યું; અને આ માટે એવી તક સાંધી કે જે વેળા પારસી મા
ટીડાઓ ગામની બાહેર ખાણીપીણીમાં રોકાયલા હોય, ને વેળા તેમના ઘરોમાં
ઘુસી જઇ લુંટફાટ કરી તેમના બાનુઓને દુઃખ દઇ તેમને આજેઝ કરવા. આ
વી હીચકારી રીત દુષ્ટ બુધ્ધિ કુછંદી રાણાને અખતયાર કરવી પડી, કેમજ આ
પણા જરથોસ્તીઓ વીરો તે વેળા રાજ દરબારમાં કેવો ત્રાસ હશે તે આટલી
રીતે બતાવે છે પણ વળી તે વેળાના ગામડાના પારસી બઇરાંઓ કાંઇ બાંડયાં
જાય તેવાં નહતાં. જે રીતે કદીમ ઇરાનમાં તુરાનથી આવેલા સોહરાબ પહેલવા
ન સામે ઇરાનની સરહદ ઉપર બહાદુર ગોરદાફ્રીદ રસતે પેરી મરદના લેબાસમાં
મરદનું બખતર પહેરી ખડી હતી, તેજ માફક આ વરીઆવનાં પારસી બઇરાં
ઓ જર, નવાઝ, શીરીન વીગેરે પોતાના ધણી દીકરા તથા બાપ ભાઇના લડા
યક બખતરો પહેરી હથીયાર બાંધીને ઉભાં રહયાં, અને રાણાનાં લશકર સામે
બળતરારીથી લઢયાં. તેઓ એવાં તો જોશથી લડયાં કે સામાવાળાઓને
કશો શક ગયો નહીં કે આતો બાયડાના વેશમાં પારસણો હથીયાર સજી લડ

વાને બહાર પડયાં હતા! હવે જે ઘડીએ આ પારસી બહાદુર નારો ફતેહ પામવાની અણી ઉપર હતાં, તે વેળા કમનસીબે એક બાજુની કોશાક માથા ઉપરથી પડી ગઇ અને તેણીનો બાલનો અંબોડો નજરે પડયો. આથી રતનપુરનાં લશકરને ઝનુન આવયું કે બઇરાંઓ સામે હારતા કરતાં મરવું બહેતર; અને તેથી દુશમન પુનપર ચડી વધુ જોશમાં હુમલો લઇ આવયા એવા જ ઝનુન અને જોશથી પારસી બાનુઓએ લડત ચાલુ રાખી, પણ છેવટે હાર થતી જોઇ તેઓએ બેઆબરૂ થવા કરતાં મોતને વધુ પસંદ કીધુ; અને પોતાની પતીવ્રતા અને હોરમતની જાળવણીને ખાતર બહાદુરીથી તેમની નજદીકથી પસાર થતી તાપી નદીમાં કુદી પડી તેમાં ડુબી મુઇ પારસી નામને મગરૂર બનાવનાર આ બનાવનો રોજ માહ પણ જળવાઇ રહયો છે જે—ફરવરદીન મહીનો અને અરસીસંગ રોજનો હતો.

## આ કીરતીવંત બનાવ કેટલાં વર્ષ ઉપર બનયો હશે?

આ પારસી કીર્તી જાળવનારો મહાન બનાવ ઉપર જણાવયું તેમ કયે રોજે અને કયે માહે બનયો તે તો જણાવલું છે, અને તે રોજ માટે હજી પણ નવસારી તરફ મલેસર મધે એ મસંજને ઉજવવામાં આવે છે. પણ તે આજ આશરે કેટલાં વર્ષ ઉપર બનયો હશે તે ચોકસાઇથી કહી શકાતું નથી. આ જંગ વરવાવઇ૦ સ૦ ૧૪ મી સદીમાં બનેલો ઘણાકો માને છે. જે જમાનામાં તઇમુર લંગ આ દેશ ઉપર ચઢાઇ લાવયો હતો, તે જમાનામાં એટલે કીસસે સંજાણ લખાઇ તેની લગભગ બે સદી આગમજ તે બનાવ બનેલો કહેવાય છે. વળી કેટલાક તો આગળ વધી જણાવે છે કે વરીઆવનો આ બનાવ પારસીઓ સંજાણથી નવસારી આવી વસયા તેની પણ અગાઉ બનયો હતો; અને બીજાઓ એથી પણ આગળ વધી પારસીઓ નવસારીમાં આવયા પછીજ સંજાણ તરફ ગયા હતા એવી અટકળ કરે છે. અને તેમ કરી નવસારી અને વરીયાવના પારસી સંસથાનોને સંજાણની પણ આગમજ આબાદ થયલા જણાવે છે. પણ આપણને એટલે દુર જવાની કશી જરૂર નથી અને વળી એ તક માટે કોઇ સંગીન કારણ પણ હજી જણાયું નથી. માત્ર એટલું જ હાલ તુરત તો ચોકસાઇથી કહી શકાય અને તે પુરતુ છે કે એ બનાવ બસે વર્ષની તો વધુ અગાઉ બનેલો હોવોજ જોઇએ. શું આ કોઇ આજથી નાનોસુનો તફાવત છે! પાનસે વર્ષ ઉપરની જરથોસતી બાનુઓએ આવા અદભુત પરાક્રમો કીધાં તેને બદલે જો એમ કહીએ કે તેથી ઓછાં એટલે બસેં વરસ ઉપરની આપણી કોમની અબળાઓએ આવા મહાન અમુલ્ય જાની ભોગ પોતાની હોરમતને ખાતર, પોતાની પાકદામાનને ખાતર, જુદદીનો સાથના જોડાણથી બચવાને ખાતર, આપયા તો તેથી શું આ બનાવની અગતયતા, તેના મહતવ તથા તેમાં સમાયલી મજરૂરી ઓછી થાય છે? ઉપલો વરીયાવનો બનાવ મુંબઇ ગેઝેટીઅર જેવા સરકારી પોથામાંથી પણ મળે છે. આ ઉપરથી તે તદન એક ગરમછાંટ છે એમ માનવાને કશું કારણ રહેતું નથી, બલકે તેનું સંભાવ્ય વાસ્તવીકપણું આસપાસના સંજોગો ઉપરથી પણ સીધ થાય છે.

## સ્વચ્છ પારસી સંસારનું આગલા જમાનાનું ચિત્ર.

આ વાર્તા આગલા જરથોસતીઓની રહેણીકરણી, તેમની રાહરસમો, તેમના

સંસારવહેવાર—ટુંકમાં, એથી વધુ સદી ઉપરના એક પારસી ઘરસંસારનું પણ અચ્છું ચિત્ર રજુ કરે છે. તે વેળાનો એક જરથોસતી તેના બાપદાદાઓથી ઉતરી આવેલા ઉંચા સંગીન ગુણો જાળવી રાખવા ઉપરાંત પોતાની સવચ્છ જીંદગી, જે તેના પાક મજહબેજ શીખવી હતી, તેની બરકતથી આસપાસની વસતી હીંદુઓની જુદી જુદી ગ્નાતોમાં અને ભીલો વઠીકમાં કેવો ઉંચો છાપ બેસાડે છે. પરકોમવાળાઓ પણ પારસી સખાવત, પારસી દીલગુરદા ની વખાણો કરે છે. સદીઓ ઉપર ભીલો અને ગરાસયાઓ વચે પારસીઓ કેવી રીતે વસી પોતે પહેલો ટકો, વડી વગીફા મેળવી માનઇઝત પામયા હશે એ આજના જમાનામાં કાંઇક અજાયબી ઉતપન્ન કરે છે.

જુંદદીનો ખુદ પારસીઓની આતશના કેબલા તરફની જાનફેશાનીની કેવી તારીફ કરે છે તે અત્રેના દરેક પારસી ભીતરના સંતોશ સાથે વાંચશે; અને એવું ઇચ્છીશ કે પોતાના બાપદાદાઓએ આપેલો વરસો આજના પશચીમ તરફના કેટલાક તકલીદી સુધારાઓની શેહમાં તણાતા પારસી જાંગલા તથા મડમો પોતાની એવી નાશકારક વગણુ તયાગ કરી જાળવી રાખશે. અને ખરા, સંગીન, જરથોસ્તી નામને છાજતા સુધારા તરફ પાછા ફરશે કે જેથી કોમની આગલી કીર્તિ જળવાઇ રહી ઓર તેમાં વધારો થાય. આજે તો માત્ર ઇંગ્રેજી ડરેસ, ઇંગ્રેજીમાં 'બોટપીટ સોટપીટ,' ઇંગ્રેજી મોજશોખ ની ખાણીપીણીમાંજ સુધારો સમાયલો કેટલાક બાપીકી દોલતના દર ઉપર બેઠે લાઓ માને છે; અને તેમાં તો મુછ બોડાવી બોડા થયા તો પછી તો સુધારાની ટોંચને પુગા! આગળ મુછના બાલ બોડાવવા એના જેવું અપમાન બીજું કશું નહી ગણાવું, બલકે મુછના બે બાલ ઉપર આખું ગામને ગામ આપી દેવાના બનાવો પણ જણાયલા છે. પણ આજે? હા આજે તો બે પાંચ કે પચીશ પચાસ બાલ શું પણ આખી મુછને મુછના ગુછડાં ઉતરાવવા અને બોડકા બોડા બનયા કે ખરા મોટા લોકમાં કે વીદવાન બેરીસટરમાં ખપયા, પછી મુછ પર તાવ દેવાને તેમને મોકોજ કયા મળે, બલકે સાચી મગરૂરી ખરી ફીસમના માકમો કરવા માટે માનવાને કારણજ કયાં રહે!

## પાકદામાનની જાળવણી.

પોતાની લાજની જાળવણી માટે એક પારસી બાનુ કેવાં કેવાં દુખો સહન કરે છે, અને સેવટે પોતાનો જાન પણ બરબાદ કરવાને સેજવાર પણ અચકાતી નથી એ આ વાતનો ખુલ્લેખુલ્લો પડો છે. યાદ રાખવું જોઇએ કે આ કોઇ એકલડોકલ પારસી બાનુ પોતાની પાકદામાનની જાળવણી માટે પોતાનો જીવ પટકી નાખતી નથી, પણ એક આખા કસબાની તમામ પારસી બાનુઓ પોતે હથીમાર બાંધી લડી લડીને થાકી જયારે તેમનો દુશમનને વશ થવાનો વખત આવયો તારે તેમના ટોળેટોળાં એકીવેળા એકચીતે પોતાના ધણી દીકરા કે બાપ ભાઇને આવવાને માટે થોભવા વીના, આવાં અરદુઇશુર માતાને પોતાનું હાડમંડ શરીર બેધડક નીડરપણે અને વગર આચકીએ સોંપી દઇ તે મીનોઇ જેહાનમાં સુખરૂપ થવાની શ્રધા રાખવાનો દુનયાની તવારીખમાં બહુજ જવલે બનતો બનાવ, અત્રે જોવામાં આવશે. આજ ત્રણ દાહેકા ઉપર સુંજાઇ શહેરની બોહોળી પારસી વસતી મધેની બે આંબળાઓ રાજબાઇ ટાવર ઉપરથી

પોતાની પાકદામાનની જાળવણી માટે પડી મરવાના બનાવે કોમમાં તેમજ શહેરમાં જે હોકાર મચાવયો હતો, તેની યાદ કરતાં આ એક નાનકડા પણ આ આ ટોલાની એકેએક અબળા ગરાસયા સામે ખડી રહેવા બાદ આખરે બાઇ ભાજ બનતાં, બુઢા કે જવાન, નાના કે મોટા એ સર્વ બાનુઓ મરવાંતે તઇયાર થાય છે, એ કાંઇ જેવાં તેવાં કરૂણારસીક પણ સાથે સાથે વાખવાખી પોકરાવનારો બનાવ નથી, એવો મગરૂરીભરયો દાખલો સદા પારસી તવારીખમાં સોનેરી હરફે જળવાઇ રહેશે. એ બનાવ આજ થોડા વર્ષોપર લગભગ દટાઇ ગયો હતો તેને બહાર આવવામાં કોમના હીતારથીઓએ એક ખરી સેવા બજાવી છે; અને હવે તેને ખરેખર મીઠા બનાવવા અને મહોડે મહોડે ચરવાવી ચાલતાં ચાલતાં સર્વને બોધ દેવાને રજુ થાય છે, તે માટે તેના કરતા મી૦ કૈખુશરૂ શીટર તેમજ તેને પ્રસીધતા આપનાર આ 'જામે જમશેદ' પત્રનો કોમ તરફથી ઉપકાર માનવામાં હું નહી ધારતો કે મારા અધીકારની બહાર જતો હોઉં.

એવી એવી પારસી દલેરીની કાહાણી જે એક કોમના સદ્દગુણો વધારવાને ઉતમ ખોરાક પુરો પાડે છે. એવા જાતી ભોગના અદભુત બનાવો એક કોમના ટકાઉપણાના પુરાવા અને કારણો પુરાં પાડે છે.

## આવા માકરમો કેમ બની શકયા?

આ વાર્તામાં રજુ થયલા તવારીખરૂપી કીસ્સામાં નોંધાયલા અદભુત બનાવો જમાનાઓ ઉપર બની શકયા તેનું કારણ શું? કયાં વાંચણ અને કયા શીક્ષણની બરકતથી તે બની શકયા હશે? જે જમાનામાં આજ સદીઓ ઉપર એ માજરા થયાં હતાં તે જમાનો કાંઇ છાપાનો કે ચોપડીઓ કે નયુસપેપરોનો જમાનો નહતો. તે વેળા હિંદદેશનાં સાહીતય જેવું ઝાઝું ન હતું, અને તેનો આવજો માવજો તો નહીંજ જેવો હતો. એ જમાનો તો આ હીંદ દેશના અંધકારના જમાના જેવો લેખાતો તે વેળા જો કાંઇ પુસતકો હોય તો તે બહુ મોટે ભાગે માત્ર ધર્મને લગતાંજ પુસતકો, અને તે પણ હસતલેખી હતાં, જે એવી ભાશામાં લખાયલાં હતાં કે તેમનો અભયાસ ભાગયે આંગળીના કાપા ઉપર ગણાય તેટલા પારસીઓએ કીધેલો હતો પણ તે અસલ પાક મજહબી કેતાબોનો અરક તો પારસી હઇડામાં આમેજ થઇ ચુકયો હતો. પાક જરથોસતી મજહબના મુળ કાનુનો તો દરેક જરથોસતી જનમતાં તેના પોતાના લોહીજમાં ભેળાતાં જતે; એટલે પછી એવાં નીરમળ આતમીક શીક્ષણ જે માતાના દુધ સાથ એક જરથોસતીને મળતાં તેજ માત્ર એ જમાનાનું શીક્ષણ હતુ; તો ભલે કે તે બુલંદી કે માતબર પણામાં કાંઇ જેવું તેવું નહતું. એવાં ધાર્મિક શીક્ષણ જમાનાઓ વેર પામેલા આપણા સદા ભેળા સાલેસ સફરમા પુર્વજોના પુર્તાએ તરફથી આવા દેહનો ભોગ આપવાનો અદભુત બનાવ બને એ તદન માનવા જોગ છે, અને તેટલા માટે એ સઘળું આપણા પાક જરથોશતી કલામો કે જે મથેની સમાનની નીતી કદી પણ ફેરાય કે સુધરી શકે એવી શંકા રાખી શકાય નહી તેનેજ આભારી છે. જયાં સુધી આએ પાક મજહબ તરફની જાનફેશાની ચાલુ રહેશે તયાં સુધી જરથોસતી કોમનો બરગાશતે દહાડો કદી આવનાર નથી; અને પ્રસંગ આવતાં "જંગે વરીઆવ"

જબવાઇ રહેલા મશકરી ભર્યા બનાવો ફરી બનવાને કોઇ પણ પ્રકારનો અસંભવ દીસતો નથી. બલકે તેથી પણ ચઢતા પ્રકારના બનાવો તે પાક અહુર મઝદની મદદ અને જરથોસતી દીનની બરકતથી બનતા રહેશે એમાં જરા પણ શક નથી.

## "પારસી કોમ કદી નાબુદ થનાર નથી"—શુરા પારસીઓ જશમાં મરતા.

એક ખરા હીંદુ યોગીએ આ વાર્તામાં જે અગમચેતી કરી રાણીની શુધી ઠેકાણે લાવવા માંગી હતી, તે જેટલી તે જમાનામાં તેટલીજ આજે પણ સાચી છે, એમ બતાવવા હું તે યોગીરાજનાજ શબદો અત્રે રજુ કરીશ. તે હિંદી રાણાને સમજણ આપે છે કે:—"પારસી જાત અગ્નીપુજક અને સુર્ય પુજક તરીકે જાણીતી થઇ છે. છેક પુરાણા કાળથીજ આ મજા પવીત્ર સર્વવ્યાપક મહાન તત્વની પુંજા કરતી આવી છે. અગ્ની અને સુર્ય ની જોરાવર શકતીનો જીવન અંશ આ પૃથ્વીની દરેક વસતુમાં કે પ્રાણીમા હસતી ધરાવે છે, જેમાં મુખય તો મનુષય આવી જાય છે. ખુદ આ આખી જગતની હસતી અને જીવન આ ગરમીની શકતી કહો યા તેને દેવતાના નામથી કહો કે પારસીઓ તેને યઝદ તરીકે ઓળખે, તેની પુજા જો મજા હજારો વર્ષ સુધી ચાલુ કરતી આવી હોય, તો પછી તે મજાએ કેટલું બધું આતમીક બળ પેદા કરવાથી, તે મજા ઉપર તે શકતી યા દેવતા કેટલા પ્રશન હોવા જોઇયે, અને તે શકતી કે દેવતા પોતાના વફાદાર માનીતા પુંજારીઓ ઉપર કેવા પ્રેમ, લાગણી અને પોતાના અખુટ બળથી તેના ઉપર પોતાનો બ ળીવાન બચાવનો છાંયો, અહોનીશ રાખતા હશે, તે વીચારવું કેવું સેહેલ છે?" (પ્રકરણ ૨૯ સું.)

ખરેખર પારસી કોમની અત્યાર વેરની હસતીની અને તેની જાહોજલા લીની ચાવી ઉપલા પરકોમના યોગીનાસોનેરી સુખનોમાંજ મળી આવે છે.

* [યોગી પારસીઓને આતશ પુજક ગણે છે તે સાધારણ વીચાર કેવો ભુલ ભર્યો છે, તે ઉપર ટીકા કરવાને થોભવાને હાલ જરૂર નથી.]

આ યોગી રાણાને ચેતવણી આપે છે કે જે વેળા તે અગની પુજ કોનો વું દમા અને ક્રુરતાથી નાશ કરવા તઇયાર થશે. તેજ વેળા તેઓ ઉ પર પ્રશન રહેનાર બળવાન અગની તારા આંગમાના વેરને લીધે નબળાં પડે લા અગનીને એકદમ બુજાવી ઠંડાંગાર કરી નાંખશે. આ પણ ચેતવણી સારે ખરીજ પડી છે, તે રાણાના હીણપસ્તી ભર્યા ફેજમાં આપણે જોઇશું.

રાણો છેવટે પારસી મરદોને બદલ બાનુઓને પોતાની સામે બળતવારીથી લડતી જોઇ બોલી પડયો "રાંડના મારયા ફેક ગયા" મારા બહાદુરો આ પણ તો પારસી સ્ત્રીઓ સામે લડીયા છીએ પુરૂષ કોઇ છેજ નહી?"

## એક પારસી માતાનો પોતાના ફરઝંદને બોધ.

વાર્તાની બાહદુર ફરેશતાઇ ખસલતની નાયકા જર—પોતાના નાના પ્યારાં બાળકને માટે પણ જીવવાને પોતાની હોરમતને ખાતર ના પાડતાં જે કહે છે તે

એક પારસી માતા કેવી હોવી જોઇએ તેનો ખયાલ આપે છે તે નીચેલા શ
બ્દોમાં જણાવે છે કે:—

"જો મારા પ્યારા ફરઝંદ ખાતર જીવું તો તે નામોશીના મોટા કલંકર
અને કુટુંબ, પાક મઝહબ અને ઘરબારના નાશના મહાન ભોગે; પણ તે
આયંદે પરીણામ શું આવે ? અફસોસ! મારો બેટો મોટો થઇ ખુદ પોતાની
વતનને ફકત એક બાળકના પયારને ખાતર આપેલા કુટુંબ, પાક દાદાર અને
હઝબના ભોગને માટે ખરા અંતઃકરણથી ધીક્કારે? હા, તેની માતાનો આ
જબુન ગુનાહ કદી માફ નહી કરે, જયારે બીજી તરફ એક કીરતીવંત લ
ચલાવી મોતને શરણ થવામાં ખરી નામ.ારી, ખાનદાન અને સા
અંતઃકરણ પુરવાર થાય છે. તે કરીમે કારસાજ જયારે નાની ક
જેવીની પણ સંભાળ લે છે, તો શું મારા માવતરના છાયા વગરના કમન
બ બેટાની પરવથી નહી કરશે? મારા પયારા બેટા રૂસતમ તુ હાલ શાંત
મીઠી ઉંઘ કાઢ, તને તે દાદગારને સવાધીન હું હવે છોડું છું."

આ તે પારસી માતા! તે પોતાની અને કોમની હોરમતના ત્રાજવામાં પો
ના બેટા તરફના અખુટ પયારને તોલીને પ્યાર કેવો હલકો બેવજન ધારે !
આ જોઇ કયા જરથોસ્તીની છાતી ન ખીલશે?

### પવીત્ર સ્વચ્છ જીંદગીના નમુના.

આપણે જોયું છે તેમ આ વાર્તા ઇંચેઇંચ એક પારસી વાર્તા છે. તે
એકેએક પ્રકરણમા પારસી ખાસીયત, પારસી ખુબીની, પારસી આચાર વીચ
ર અને ઉમદા પારસી ખમીરની કાંઇ ને કાંઇ ઇસાનીઓ અમુક આકારમા
લી આવે છે. આવી જીંદગી આજના કહેવાતા સુધરેલા ઘણુ અતી જડવા
જમાના કરતાં કોઇપણ પ્રકારે ઉતરતી નથી; બલ્કે સાચુ કહીયે
અનેક સંગીન બાબતોમાં સો બલાઇએ ચઢતી છે. એવાં એવાં પવીત્ર સ્વ
જીંદગીના ચિત્રો જેટલાં આપણી કોમ સનમુખ વાર્તાની અસરકારક મારા
થી રજુ થાય તેટલો કોમને ફાયદોજ જાણવો.

# શાહુઆલમના બે—બોલ!

---

"જંગે વરિયાવ"ના કીસ્સાના તવારીખી ખરાપણા બાબે એકવાર ફરીથી લખવાની હવે જરૂર રહીજ નથી. આ બાબતમાં મારા નાનકડા ચોપાનયામાં (કિસ્સે જંગે વરીયાવ) મેં કેટલાક પુસતકોની સાહદત ટાંકી છે, જેમાં નવ[સા]રીની ૨૦૦ વર્ષ ઉપરની જુની "દીશાપોથી"માં પણ "વરિયાવા બેહેદીનો[નો] બાજ"ની નોંધ જળવાયલી છે જે ખાસ ધ્યાન ખેંચવાજોગ બાબત છે. [હા]લમાં આપણા બુઝર્ગ સકોલર ડૉ૦ જીવનજી જ. મોદીએ આ સાહદતોને વધુ [ટે]કો આપનારી એક શોધ કરી છે, જે ૧૭૧ વરસ ઉપરની લખાયલી "કુતાબે [?]રૂન મશતન" નામની ચોપડીમાં ફોલીઓ ૧૧૦ માં "બાજ વરિયાવ" એવા [મથ]ાળાની નોંધ છે, તેના ઉપર છે, જે નીચે મુજબ છે:—

"રોજ અરદીબેહેસ્ત, માહ ફરવરદીન કદીમ દન બાજ [વ]રિયાવની ગુજરાત માં આવ્યા પછી મરાએઆ તેની બાજ બારદા ફરેશ ધરવી."

આ બાબતમાં વધુ અજવાળું પાડનારી એક આરટીકલ શેઠ સો. મં. દે શાઇએ "રાહે જરથુસ્ત્ર" નાં મારચ ૧૯૨૨ ના અંકમાં લખી છે

"જંગે વરિયાવ"નાં કીસ્સાનો ટુંકસાર એવો છે કે વરીયાવ કસ્બાનાં પારસીઓ સાથ રતનપુરના ગરાસીયા સરદાર સાથ કર બાબે ખટપટ થઇ, જેથી [એ]ક વેળા જયારે પારસી મરદો કસબા બાહેર ઉજાણીએ ગયા હતા, તયારે ગ[ર]ાસયાઓ તેનો લાભ લઇ ગામ લુંટવા વરીયાવ ઉપર તુટી પડયા; પણ ત્યાંની બહાદુર પારસણોએ સમયસુચકતા વાપરી મરદોનો લશકરી પોશાક પેહેરી મો[ઢે] મુખ્ખવતી (યાને લડાયક બુરખો) બાંધી દુશમનો સામે બાથ ભીડી તેઓને [ભ]લભલા હંફાવયા, પણ અકસમાતીક એક બાનુની લડતાં લડતાં કોલાહ માથા[ઉ]પરથી ઉડી ગઇ, જેથી બાનુઓની જાતી જણાઇ ગઇ; અને ગરાસયાઓ ઝનુ[ન]ની બની લડયા, જેથી કંઇક પારસણો લડાઇમાં કતલ થઇ ત્યારે બાકીનીઓએ દુશમનના હાથમાં કેદ પકડાઇ લાજ લુંટાવાની ધાસ્તીથી, પાસે વહેતી તાપી નદીમાં નંખાવી દઇ જાન ખોહયા.

આ કરૂણારસીક પારસી તવારીખની બનાવને સુઝ પામો ગણી તેના ઉપર કલ્પનારૂપી ખીલજીર પણ કરૂણારસીક ઇમારત ઉભી કરવાની આ મારી ત્રીજી અહના કોશેશ છે:—[illegible] ("સંજાણનો સપુત" અને "કુહે અલ!") [illegible] લાગણીથી આવકાર આપયો હતો.

મારે અહીં ખુલ્લું જણાવવું જોઇયે કે મારી આગળની બે તવારીખી નવલકથા તથા હાલની આ કોશેશને ખરી તવારીખ તરીકે મનાવવા કે ગણાવવા મેં કદી ઇસારો પણ કર્યો નથી. એક તવારીખી નવલકથા અને ખરી તવારીખ વચે ખચીતજ મોટો તફાવત હોય છે એમ સહુ કોઇ સમજી શકે.

## હાલનું રતનપોર.

આ તવારિખી કથામાં ઉપર દર્શાવેલા પારસી ઇતીહાસના બનાવ સાથ સંબંધ રાખનાં બે જગયાઓ છે. એક તો વરીઆવ છે; જે સુરતથી ત્રણ માઇલ દુર આવેલું છે તેની મુલાકાત સેહેલાઇથી લઇ શકાય છે. બીજી જગયા રતનપોર ગામડું છે. આગાઉ તે એક શેહેર હતું, અને મરાસયા રાણાનું મથક હતું. આ શેહેર બાબે આ વાર્તામાં કંઇક વર્ણન આપવામાં આવયું છે, તેમજ કેટલાક બનાવો તયાં બનતા ચીતારવામાં આવયા છે.

આગાઉનું રતનપોર શેહેર જે નાશ પામયું છે, તે હાલ કયાં હતું તે શોધવુ મુશકેલ કાર્ય હતું. પોસ્ટ ઓફીસ ગાઇડ કે નકશો કે ગેઝેટીયર તેની કંઇ ખબર કે પતો આપતાજ નથી. પણ એક નશીબવંતા સંજોગ હેઠળ તે કયાં આવયુ છે, તેનો પતો મને મળયો હતો. હાલના રતનપોર ગામડાની મુલાકાત લેવા અંકલેશ્વર થઇ રાજપીપલા સ્ટેટની મીટર ગેજ રેલવેમાં બેસી "જગડયા" સ્ટેશને ઉતરવું, અને તયાંથી ૪ ગાઉના અંદર "રતનપોર" ગામ આવે છે. અંકલેશ્વર તરફ હું ૧૯૨૧ ના અકટોબર મહીનામાં ગયો, ત્યારે મને કહેવામાં આવયું કે જગડયાથી રતનપોર જવાનો રસ્તો તાજેતરનોજ વરસાદ જવાથી બીસ્માર હાલતમાં હતો અને મુસાફરી કરવા લાયક ન હતો. મારો ઠરાવ કંઇપણ રીતે પુરાણા રતનપોરની મુલાકાત લેવાનો હોવાથી, આવી મુશીબતોની મેં દરકાર ન રાખતાં, જો મને ગાડાંની સગવડ નહી મળે તો પગે ચાલી જવા પણ તૈયારી કરી; પણ રસ્તો બહુ એકાંત અને જંગલમાંથી હતો એમ કહી મારી ઉલટ ઉપર ટંડુ પાણી નાખવાની ફરી કોશેશ થઇ; પણ નશીબદેવીએ મદદ આપી મને રતનપોર જવાની ઉમદા સગવડ કરી આપી! પેલા મહાન પહેલવાન(!) ડોન કિવીકઝોટના તોફાની ઘોડાની નસલનું એક ઉમદા ઘોડું મારે માટે સોધી કાઢવામાં આવયું, જેને જયારે પેટાખાનામાં દશ લાત મારું તયારે તે બે દમલાં દોડી મારા ઉપર ઉપકાર કરી અટકી જતું! એક તરફ અકટોબર મહીનાનો સખત તપોરો અને બીજી તરફ રસ્તાની બીસમાર હાલત, તેમાં મારા રક્ષની કીડી જેવી ઝડપ કે ઇબી ઠંડા ખવાસના માણુસની ધીરજનો છેડો લાવે તેવાં હતાં. નાની નાની ઝાડઝાંખરાથી ભરપુર ટેકરીઓ કાપી બનાવેલા રસતા અને આસપાસની ખુશનુમાં જંગલની સીનરી વચેથી પસાર થઇ, આખરે સવારે ૧૦ વાગે નીકળેલ બપોરે ૧૨ા વાગે રતનપોરની ખાડી ઓળંગી રતનપોર ગામમાં મારે ઉમતયં જીગર સાથ દાખલ થયો. ગામમાં વસ્તી જોઇ મને ખચીત અજાયબી લાગી—તે હબસીઓની હતી! પાછળથી બામબે ગેઝેટીયરનો પોથો ઉઠલાવતાં તપાસ કરતાં જણાયું કે ૨૦૦ વરશ ઉપર સુરત, ભરુચ વગેરે બંદરના દરયાઇ કાફલાઓમાં મુખ્ય ભાગે હબસી લડવઇયા તેમજ વહાણવતીઓની આગેવાની હતી; જેથી જયારે તેઓનો દૈર ખલાસ થયો, તયારે તેઓ રાજપીપલા સ્ટેટના ભીતરના જંગલમાં જઇ વસયા હોય એ બનવા જોગ હતું. તયાંના વતનીઓ તર્ક કે ગરાસયાઓ હોય એમ માની, ખબર કાઢી પણ તયાં એક પણ મરાસયો ન હતો, એમ તયાંના હબસી પટેલે જણાવયુ. આગલાં રતનપોર શેહરના હસતી

ની ભાગમેજ કંઈપણ નીશાની હાલના રતનપોર ગામમાં નજરે પડે છે. ફકત અસલના કુવાઓની હજી સુધીની હસતી તે જગયે અગાઉ સારી વસતી હતી તેની ગવાહી પુરે છે. બાકી હાલતો તયાં કાદવ અને કામરોના ગીચોગીચ આવેલા કદરૂપા હબસીઓનાં ઝુપડાં નજરે પડે છે.

તયાંના હબસીઓએ મને તયાંથી પાંચ ફરલોંગ દુર આવેલી 'બાવા ઘોર પીર' ની કબર જોવા ખાસ ભલામણ કરી. આથી કેટલાક હબસીઓ, જેઓ પાસ કોદાળો કે જાડી દાંગો વગેરે કઇને કંઇ બચાવમાં સાધનો હતાં, તેઓ મને માર્ગ બતાવવા સાથે આવયા. બપોરના એક વાગે પીરની કબર જે ટેકરીને મથાળે છે તેની મુલાકાત લીધી.

## અકીકની ખાણો.

આ ટેકરી અને તેની આસપાસનો ગીચ જંગલોવાલો પ્રદેશ "રતનપોરના અકીક" પથરો માટે છેક પુરાણા કાળથી જાણીતો હતો. રતનપોર નામજ ગોયા અકીકનું બીજું નામ હતું. તે ટેકરી ચઢતાં પગે પગ રાતા અને બીજા રંગનાં પથરના ટુકડા નજરે પડે છે. ખુદ હાલનાં ખંભાતનાં કહેવાતા અકીક પણ રતનપોરની ખાણમાંથી કાઢેલાં કહેવાય છે.

## બાવા ઘોર પીરની કબર.

એક ગીચ જંગલમાંથી થઇ ટેકરીની ટોચે પુગાય કે ઉપર જવાનો સાંકડો માર્ગ બનાવેલો જણાયો. તે માર્ગને ખાંડબચડી ફરસબંધી કરી છે, જેની બાદીઓ એક વેળાનાં ટેકરી ઉપરનાં પ્રખયાત માલણદેવીનાં મંદીરનાં બાંધકામનાં પથરો છે! તેહકીક કાઢતાં જણાવયું કે એક પવિત્ર મુસલમાન સાધુએ માલણદેવીનો જોહુ—કોટબના દ્વારનો નાશ કર્યો અને મુર્તિના પવીત્ર પથરોની મરજમાં ફરસબંધી જડી હતી. તે સાધુની આ ટેકરીને મથાળે, મંદીરના ખંડેરથી થોડે દુર એક કબર છે, જેને "બાવા ઘોર પીર" કહે છે, તે કબર એક સાધારણ સાદી ચુનો ધોળેલી જગયા છે, પણ આ કબરની જગયા એટલા માટે તે તરફ પ્રખ્યાત છે કે ત્યાં એક કહેવાતો ચમત્કાર છે. આ કબરથી ૧૦ ફીટને છેટે એક "રાયન" જાતનું ઝાડ છે, જેની ઉંચાઇ આશરે ૩૦ ફીટ હશે. તે ઝાડનાં લગભગ ૪ ફીટ વયાસનાં થડમાં એક ઇંડાકારા આકારનો લંબગોળ ખાંચો છે, જેની સાથ ચમત્કાર યા બાવાનાં સતની વાતો જોડાયલી છે.

## પીરનો ચમતકાર.

ત્યાંના રખેવાલ હબસીઓ કહે છે એક ધારેલા ગુનેહગારને સનાન કરાવી ટેકરીને મથાળે આવવાનાં માર્ગનાં છેલ્લાં પગથયાં આગળથી ચોકસ ક્રિયા કરી પેલા રાયનના ઝાડ આગળ ચલાવી લાવવામાં આવે છે, અને તેનાં ખાંચામાંથી પસાર થવા કહે છે. અગરજો તે સખ્સ ગુનેહગાર હોય છે તો પેલો ખાંચો તેના શરીરનો વચલો ભાગ પસાર થતાં એકદમ સંકોચાઇ જઇ પેલા ગુનેહગારને જકડી લેય છે, જેથી તેનો ગુનાહ પુરવાર થાય છે! આથી

ઉલટું જો તે આસાનીથી આ કસોટીમાંથી પસાર થાય છે તો નીરદોશ ઠરે છે આ ઝાડના ચમત્કારની વાતો ખરી હતી, એમ મને ખુદ તે તરફના એક કેળવાયલા પારસી ગ્રહસ્થે ખાત્રી આપી હતી. મને એમ પણ જણાવવામાં આવયું કે ગુનાહ પારખવાની આ વીચીત્ર રૂઢીમાં હદબહાર અતેરૂં થવાથી સરકાર તરફથી તે રૂઢી આજ ૨૦ વરસ થયાં બંધ પાડવામાં આવી છે; જયારે તયાંનાં હબસી રપેવ લો આ ખરી બાબત ઉડાવવા જણાવે છે કે દુનયામાં હદબહાર બદમાશીપણું વધી ગયલું જોઇ બાવાએ બોવાબમાં આવી કહ્યું, કે તે હવે ચમતકાર દેખાડવા ન ખુશ છે! તોપણ હાલ બીજી રીતે બાવા ઘોર પીરની જયાગતનો મહીમાં જાળવી રાખવામાં આવયો છે. હવે શક હેઠળ આવેલા ગુનેહગારને પગ અને હાથમાં બેડી પહેરાવી કબર તરફ આશરે ૩૦ પગલાં દુરથી ચાલી આવવા કહે છે, અને જો તે નીર્દોશ હોય છે તો તે બેડી કબર નજીક તે માણસ આવતાંજ તુટી જાય છે! આ રૂઢીમાં ચમત્કાર થાય છે કે નહી તે બાબે મને સંતોશકારક જવાબ મળ્યો ન હતો. દર વરસે આ ટેકડી ઉપર ઓરસ ભરાય છે.

પાછા ફરતાં મારા અફલાતુન રક્ષે ખચીતજ બે કલાક સ્વારી આપી પુરતો ઓખરો કરી સાંજે ૪ વાગે મને "જગાડયા" પહોંચાડયો, જયાંથી નાની ત્રેન મારફતે અંકલેશ્વર જઇ રાતની ગાડીએ મુંબઇ ચાલુ મુકયું.

મારી આ મુસાફરીનો હેવાલ લખવાની ખાસ મકસદ આ છે કે જો એક તવારીખી વાર્તાનો લખનાર પોતાની કથામાં આપેલા સ્થળોની પોતે જાતે મુલાકાત લે તો પોતાની કથામાં ખચીતજ રસકસ અને ઝમક અને જગયાઓનાં વર્ણનમાં સચાઇનો અંશ દાખલ કરશે, તથા તે જગયાઓ સાથ જોડાયલી દંતકથાઓ તયાંના વતનીઓનાં મોઢેથી સાંભળી લઇ પોતાની કથાનાં કલપીત બનાવો સાથ તેનો સંબંધ જોડી દેવાથી કથાનો રસકસ અને દીલપઝીરતામાં મોટો ઉમેરો થાય છે.

"જંગે વરિયાવ" નાં તવારીખી બનાવને મુંબઇનાં જરથોસતીઓમાં તેની દેખીતી લાયકાત મુજબ સારી રીતે ઉજાવવા માટે આ લખનારે પહેલી પહેલ શરૂઆત કરી હતી, જેનાં પરણામે મુંબઇની જાણીતી જશન કમીટીએ તો ૧૯૨૧ ના સાલમાં ખાસ જશન તેમજ બાજુઓનો ધંબાર કર્યો હતો, અને મારા માન ભાઇ રથસ્તાર મંડળવાળા બેહમન સો. જનાજી સાથે મળી તેને મુંબઇ અને નવસારીમાં ઘટતી [illegible]ીરથી પાળવામાં આવયો હતો. દર વર્ષ (ફ્રવરદીન મહીને અને આસેસંગ રોજે) તે બનાવનો દીવસ આવે છે, જેને હવે એક કરતાં વધુ ઠેકાણેથી ઉજાવવા માટે તેયારીઓ થાય છે, એ જોઇ ખચીતજ ખુશાલી ઉપજે છે.

એક સારા નશીયત દેનાર બનાવની અસર ઉધરતી ઓલાદમાં સારી ઉપજે છે. તેનો ખુશાલીભર્યો પુરાવો તો એ હતો કે ૧૯૨૧ ના અકટોબરમાં જંગે વરીયાવ બાબે પહેલવહેલી મુંબઇમાં જાગૃતી થઇ તે પછી ફકત ૧॥ મહીનામાં એટલે ૧૮ મી-નવેમબરે જયારે મુંબઇમાં પારસીઓ સામે હુલડ

થયું તે વેળા—તે જાગૃતિની અસર હેઠળ ઘણી જરથોસ્તી બાનુંઓએ અજબ હીમત, જુસસો અને જોમ બતાવયા હતા, અને ગશો પાકઝાદ વરિયાવની બાનુઓની માફક જો મબાદા બદમાશ હુલડખોરોથી પોતાની હાલત કબસ થાય તો પોતાની પાકદામાન ખાતર જાનનાં ભોગ આપવા પણ તૈયાર બની ગઇ હતી.

આશા છે કે આ મારી તવારીખી કથા પારસી બાનુઓમાં ઉતસાહ અને સાચી લાગણીથી વંચાશે, અને જો તેમાંથી તેઓમાં કોમ હીતકારીક તનદોસત સદગુણો અને ધાર્મિક જુસ્સા ખીલશે તો મારી આ અદના કોશેશ ફતેહમંદ નીવડેલી ગણીશ.

બાલારામ સ્ટ્રીટ, ગ્રાંટરોડ,<br>
મુંબઇ, તા૦ ૬-૧૦-૧૯૨૩. } કૈખુસરો અરદેશર કોટર.

# જંગે વરિયાવ

યાને

# જખમાયલી જર.

(પારસી બાનુઓની પાકદામાનનો તવારીખી કરૂણારસીક કીસ્સો.)

:(o):

લખનાર—મી૦ કૈખુસરો અરદેશર ફીટર.

(તે "સંજાણનો સપુત," બાહરોટ—સંજાણ ચીત્રયુકત ગાઇડ, "કુહે અજલ!" "બાહરોટ પહાડ ઉપર શોધખોળ" તથા "કીસ્સે જંગે વરીયાવ"ના કરતા.)

## પ્રકરણ ૧ લું.

### "રતનપુરનો રાણો"

### તેની સામે પારસી અસહકાર.

સુનો દાસ્તાને જંગે વરીયાવ,<br>
સુનો પારસણનુ દીલે દરીયાવ.<br>
આપેલા પાકદામાન કાજે ભોગ,<br>
કરાવેજ ફાડી જીગર મારૂં શોક.

ઇરાનમાં હજારો વર્સની કદીમ જરથોસ્તી સલતનત ફના થયા પછી ઇસ્વી સનની ૮ મા સદીમાં પારસીઓ હીંદમાં આવી સંજાણમાં ઠરીઠામ થયા પછી, ૩૦૦ વર્સે વસ્તીના વધવાથી તેમજ વેપારવણજને ખાતર સંજાણ છોડી તેઓ વીખરાવા લાગયા હતા, કેટલાકો ગુજરાતનાં શેહેરો ભરૂચ, ખંભાત, અંકલેશ્વર, નવસારી, વાંકાનેર, અને વરીયાવ જઇ રહયા હતા. જે ટોળો કામરેજ તાલુકાના વરીયાવ કસબામાં જઇ વસ્યો હતો, તેમાં આ કથાનાં બનાવો બને છે. ત્યાં વસ્યાને કંઇક ૨ સદીઓ પસાર થઇ ગઇ હતી, એટલે ઇ૦ સ૦ ની ૧૪ મી સદી આવી હતી; જે અરસામાં તે કસબો આબાદ

નાના મોટા હીંદુ રાજાઓનાં હાથમાંથી પસાર થઇ છેવટે રતનપુરનાં ગરસીયા રાણાના કબજા હેઠળ આવેલો ધારવામાં આવે છે. આ ગરાસીયા રાણાના વખતમાં પારસી કોમની હીંદમાંની તવારીખમાં ખચીતજ પારસી બાનુઓની પોતાની પાકદામાન માટે પોતાના જાનનાં આપેલા કીમતી ભોગને લીધે, બીજો મગરરી ભર્યો પણ કરૂણારસીક યાદગાર કીસ્સો રોકે છે—પહેલો મગરરીભરયો તવારીખી બનાવ સંજાણના મુઠીભર વફાદાર પારસીઓએ પોતાના રાજકરતા ભલા હીંદુ જાદીરાણાને ખાતર મોટા મુસલમાન લશકર સામે બપે મરતબે લડી પોતાનાં પયારા જાન વફાદારીનાં કેબલા ઉપર અર્પણ કર્યા હતા, તેનો દીલ ઉશકેરનાર કીસ્સો હું મારી "સંજાણનો સપુત યાને શુરવીર અરદેશર"ની ચોપડીમાં રજુ કરી ગયો છું.

હું આગળ એક ઠેકાણે લખી ગયો છું તેમ ફરીથી કહીશ કે ઇ૦ સ૦ની ૧૪ મી સદી પારસી તવારીખમાં સઉથી નેહેસ્ત અને ખાનાખરાબીભરી જરથોસ્તી આલમને પુરવાર થઇ છે. તેજ સદીમાં સંજાણનો નાશ થયો અને પારસીઓની ભારે કતલ થઇ પાક ઇરાનશાહ જોખમમાં આવી ગયા; તેજ સદીમાં તુરાની તઇમુરલંગે (ઇ૦ સ૦ ૧૩૯૮ માં) હીંદ ઉપર ચઢાઇ લાવતાં પંજાબની પશ્ચીમ સરહદ ઉપર વસ્તા એક જરથોસ્તી ટોળામાં ભારે ખરાબી ફેલાવી હતી; તેમજ ઇરાનમાં વસ્તા યઝદ કે કેરમાનની જરથોસ્તી વસ્તીની પણ દયાહીન કતલ ચલાવી હતી. કંઇ આવા સંજોગ હેઠળ વરીયાવની બાનુઓની કતલના બનાવ પણ આજ કમબખતીભરી સદીમાં બન્યો હોય એમ માનવાને મને લાલચ થાય છે.

× × ×

ઇ૦ સ૦ ૧૪ મી સદીની અધવચમાં સુરત આગળનાં "કામરેજ" તાલુકામા તાપી નદીને સીતલ કાંઠે આવેલા ફળદરૂપ "વરીયાવ" કસબામાં પારસીઓની સારી જેવી વસ્તી હતી. તે તાલુકો રતનપુરના ગરાસયા રાણાનાં તાબા હેઠળ હતો એમ તે વેળા કહેવાતું હતું; જોકે તે બાપે આસપાસના નાનાં રાજાઓ સાથ વાંધા પડયા હતા. તેનો રાજ કરતો બુઝોર્ગ રાણો જયશીખરી દયાળુ, ઇનસાફી અને દુરઅંદેશ હોવાથી તેનાં તાબાની પ્રજાઓ સુખી અને સંતોષી હતી. ભલાઇ અને ઇનસાફને ચાહનારા ત્યાંનાં પારસીઓ તેનાં તરફ બહુ ભકતીભાવ અને માન દેખાડતા હતા, અને રાણાની પડખે રહી, બીજો જયારે રાજ ઉપર હુમલો કરતા, તયારે પારસીઓ હથીઆર સજી પોતાનો જાન સદકે કરી વફાદારી પુરવાર કરેતા હતા.

રાજ્યમાં પારસીઓ અને હીંદુઓ પુર સંપ અને ભાઇચારાથી સાથે વસતા હતા. કર પણ વાજબી રીતીએ ઉઘરાવતા હોવાથી રઇયત તો રાણા ઉપર કુરબાન હતી.

આ દરદનાક કથા શરૂ થઇ છે ત્યારે આ ભલા રાણા જયશીખરીના તેની રાજધાની શહેર "રતનપુર" માં એકાએક નીપજેલા મરણથી સઘળે શોક ફેલાઇ ગયો હતો. રઇયતમાં શોકની ગમગીન લાગણી સાથ ધીમાં ગુમળાતા ગુસ્સાનાં પડઘા પણ સંભળાતા હતા, કારણ કે એવી અફવા ઉડી હતી કે તે ભલા બુઝરગ રાણાનું તેનાં નીમકહરામ, કુછંદી, લોભી કુંવર દુરયાનસીંગે રાજ માટે અધીરા બની ખુન કરાવયું હતું! રઇયતમાં આ વાત દાબી દેવાની મકસદથી હોય કે શું તે હ.રેહાર દુરયાનસીંગના ઘાતકી ગરાસ્યા જાસુસો ફરતા હતા, એમ દરેક અકેકને કાને લાગી ચેતાવતા હતા. આ જવાન રાજકુમાર હમેશ બદફેલી, પ્રપંચી, ઘાતકી અને દરેક જાતની ધંદરીને તરપત કરનાર સાધનોની સોધમાં મચયો રહેલો હતો તે આવાં દુરગુણોથી એટલો તો ભરપુર હતો કે તેના સદગુણો શું હતા તે કોઇ કહી શકતું ન હતું. તેથી જયારે રઇયતે ભલા જયશીખરીનાં ખુનની અફવા સાંભળી ત્યારે ભવીશય માટે શંકાશીલ થયા કે આવો નીમકહરામ બેટો રાજગાદી ઉપર આવી કોણ જાણે શા શા જુલમો કરશે?

અને થયું પણ તેમજ. પોતાનાં પીતાજીની ગાદીએ આવતાં સહીતજ તેનાં ખુસામતયા લુચા સલાહકારોની સમજાવટથી રઇયત ઉપર અઘટીત આકળો કરો નંખાયા. આથી રાંક રઇયતમાં દુખનાં પોકાર ઉઠી રહયા; પણ આવો જુલમી ગેરઇનસાફ વરીઆવ કસબાનાં જુસ્સાવાળા, ઇનસાફને ચાહનાર જરથોસ્તીઓ શાંખી શકયા નહી. જયારે રાણાના જુલમી અમલદારો ગરીબ હીંદુ રઇયત ઉપર જાસ્તી ગુજારતા વરીઆવમાં મહેસુલ ઉઘરાવવા આવયા, તયારે તયાંના પારસી રહીશોએ તો અઘટીત કરો આપવા સાફ ના પાડયું, યાને અસહકાર કરયો! તેમજ રાંક હીંદુ ખેડુતો તરફથી લડત ચલાવી. આ ઉપરથી ગુસ્સે થઇ રાણાએ લશકરની એક ફોજને વરીઆવનાં પારસીઓને શીક્ષા કરવા અને વધારાનો બેફરમાન થવાનો-દંડ વસુલ કરવા, રાજધાની રતનપોરથી રવાનાં કરી. આ બાબતની ખબર વખતસર પારસીઓને મળવાથી, તેઓએ પોતાનાં અકાબર "જેહાંગીરશાહ પટેલ" નામનાં દેલાવર જરથોસતીની સરદારી હેઠળ હથીયાર બાંડી, રાણાની ફોજ સામે લડવા તઇયારી કરી. કુનેહબાજ જેહાંગીરશાહે પોતાની નાની પારસી ફોજને બે ભાગમાં વહેંચી નાખી, એકને

"નરમદા" નદીને ચોકસ કાંઠે ભરાઇ રહી શબેખુન મારવા રવાનાં કરી, જયારે બીજી ટોળીને વરીયાવથી થોડે દુરનાં એક જંગલમાં છુપાવી.

"નરમદા" નદીને કાંઠે છુપાયલા પારસી લડવઇયાઓએ પોતાનું સોંપાયલું કામ એટલી તો ચુકતી અને બહાદુરીથી પાર પાડયું કે રાંણાની નાની ફોજ તદન પરાંગંદે થઇ ગઇ.

આ અરસામાં પાસેના માંડવી તાલુકાના પરદેશના ભીલ લોકોનાં રાજાએ એક જાણીતા બહારવટીયા "ભીમા ભીલ" નામનાં જાલીમ લુટારને લશકરની ફોજ આપી રતનપોર ઉપર હુમલો કરવાની તઇયારી કરી; તેથી રાણાએ પારસીઓ ઉપર બીજી વધુ બળવાન ફોજ મોકલી વેર લેવાનું હાલતુરત મોકુફ રાખયું યા તેમ કરવાની તેને ખુદથી ફરજ પડી.

કંઇક આવા સંજોગ પછી વરીયાવા પારસીઓ લગભગ ૧ વરસ સુધી પુર શાંતી અને છુટાપણામાં રહયા હતા. આ મુદતમાં દુરયાનસીંગ રાણાએ હરેક તદબીર અને છળકપટથી પોતાના રાજના તમામ મકમ કરી પુરતો દમ ખાધો; કે તેનાં કીનાખોર જીગરમાં પારસીઓ તરફનો એક વરસ ઉપરનો ઝહેર ફરીથી પુર જોશથી ઉભરી નીકલ્યો, જેથી કુદરતી રીતે તેનાં વેરનું પહેલું પગથયું શરૂ થયું, અને પારસીઓનાં મનની શાંતીમાં મોટી ખલલ પહોંચી તેમજ તેઓ સાથ સંપથી વરતા ભલા હીંદુઓ પણ ગભરાટમાં પડયા.

---

## પ્રકરણ ૨ જું.

## "કીનાની શરૂઆત."

કીનો શયતાની કરાવેછ જે કામ—
હેવાનનું આપેછ તે ઇનશાનને નામ.
જે કાયાને આતશ કરે છે ગરમ,
તે કીનાથી થાય છે તવાઇ નરમ.

---

નરમદા અને તાપી નદીઓ વચેનો ગીચ જંગલોવાળા પ્રદેશમાંથી ઇ. સ૦ ૧૩૪૫ માં મે મહીનામાં, બાળી ભશમ કરે તેવા તીતીખાન ટડકામાં એક ઘોડેસ્વાર કોઇ ચોકસ કામ બજાવવાના દ્રઢ ઠરાવથી "વરીયાવ" કસબા તરફ પાહોમ ધસી આવતો હતો. મારગમાં વચે આવતાં નાળામાં પોતાની સુકાઇ

જતી જબાનને ભીની કરવા તેનો તેજી રફ્ક પાણીમાં જેવું મોહું ખોસવા જતો તેવોજ તે સ્વાર ઘાતકી રીતે લગામ ખેંચી અટકાવી બસ, વધુને, વધુ દક્ષીણ તરફ આગળ ધસવા આતુર બનતો હતો. છેક ત્રણ વાગે બપોરે તે વરીયાવ કસ્બામાં દાખલ થયો, અને સીધો તે એક શોભાયમાન કુશાદે મકાન આગળ જઇ; તુમાખથી તયાંના એક નોકરને બોલાવી ઘોડાની લગામ તેના હાથ ઉપર ફેંકી. "જેહાંગીરશાહ પટેલ પારસી"ને તાકીદે મળવાનું હતું એમ બાએબુલંદ પોકાર મારયો.

આ જગ્યે થોડી પલ થોભી જઇ આપણે આ કથામાં મુખ્ય ભાગ લેનારાઓ બાબે કંઇક ખુલાસો કરીશું.

"શેઠ જેહાંગીરશાહ પટેલ", વરીયાવ કસ્બામાં આગેવાન ગણાતા પુરૂપ હતા. તેવણ તયાંની પારસી અંજુમનના અકાબર અને સરદાર હતા. મોટા પાયા ઉપર ઉતમ ખેતી, વાડી વજીફા, તેમજ વેપારવણજ તેઓ કરતા હોવાથી તેવણનો લાગવગ જેમ પારસીઓમાં ઘણો હતો, તેમ હંદુઓમાં પણ કસ્બાની અંદર ઉપરાંત બાહેર પણ મોટો હતો. તેવણ એક ધરમચુસ્ત જરથોસ્તી હતા, અને મઝહબની તરીકત પ્રમાણે પોતે ચાલવા તેમજ બીજા હમદીનો પણ ચાલે તે જોવા ખંતી રહેતા હતા. તેવણની ઉમર આશરે ૪૫ હશે. દેખાવે તેવણ ખચીતજ સીંહ જેવા દીસતા હતા, કારણ તેવણના સુંદર ગેભયા, દહાડીનો નીચલો ભાગ સાફ હોવાથી તેમજ કાન આગળ કરચલી વાળા ગુચછાને લીધે ઉપલા દેખાવના દીસતા હતા. તનદોરસ્તી પહોળો ચેહેરો, સીનો ફરાખ અને ચાલુ ઘોડેસ્વારી તેમજ બીજી મરદાનગીભરી કસરતો કરવાથી તેવણનું બદન મસ્ત અને પોખાયલું હતું. આવા ખેંચાણ કારક મરદ ને ઘર પરવરદેગારે એક સકોમલ બેટીની નવાજેશ કરી હતી, કે જેણીએ વારસામાં પોતાના પીતાજીના સદગુણો જે બહાદુરી, ઉતમ તન-દરોસ્ટી, મઝહબ ઉપર ઇસ્તવારી, અને કોમ અભીમાન હતાં, તે પુરતાં જથામાં મેળવયા હોવાથીજ એક નમુનેદાર પારસણ તરીકે નામના મેળવી હતી. તેણીનું નામ 'જરબાનુ' હતું. તેણી નાનપણથીજ પોતાના બહાદુર બાવાજી સાથ બાહેર ફરેલી હોવાથી ઘોડેસ્વારી અને બીજા હુનરોમાં પાક વરદી બની હતી. તેણીની ઉમર ફક્ત ૧૯ વરસની હતી. તેણીનો દેખાવ, ગામડાંની ચોખી હવા, સારો ખોરાક, માબાપનું સુખ અને તનદરોસ્ત કસરતથી–બેહદ આકરથીત બનયો હતો. પરવરદીગારે જાણે બેહદ ખુબસુરતી ઉપરાંત બીજા ઉમદા સદગુણોનો તેણી ઉપર નીસારજ કરયો હતો. કસ્બાની ૩ થી ૪ હજાર જરથોસ્તીઓની વસતીમાં જરબાનુની ખુબસુરતી, ચબરાકી

અને ચંચળતાથી ખરેખર બીજી કોઈ કુંવારીકા એટલી ન હતી, એમ સરવ એકમતે બોલતાં હતાં. આથી કુદરતી રીતેજ આજુબાજુ કસબામાંની બાનુઓમાં જરા ગોયા તેઓના સરદાર યા રાણી જેવા દરજજો ધરાવતી હતી.

તેણીની માવતર માણેકબાઈ પણ પોતાના વહાલા ધણી જેવાં ધરમી, મહેનતુ, કરકસરવાલી અને ઉદારવરના નેક બાનુ હતાં.

હાલ તરત તો આટલી ઓળખાણ કરાવી આપણા કથાનો છોડેલો છેડો પાછો પકડીશું.

તે ઘોડેસવારે તાકીદે જેહાંગીરશાહને મળવા તલબ કરી, જેથી એક નોકરે બાઈ માણેકબાઈને તે સંદેશો કહયો. માણેકબાઈએ બાહેર આવી સભ્યતાથી તે બેગાનાને જવાબ દીધો કે, જેહાંગીરશાહ તે વળા પોતાની બપોરની બંદગીમાં મસગુલ હતા, માટે મેહેરબાની કરી મકાન અંદર આવી થોડીકવાર આરામ લેવી તેમજ કંઈ ખોરાક લઈ જીવ શાંત પાડવો.

આ દીલસોઝ જવાબ સાંભળી તે સવાર ગુમાખી બની બેસલુકાઈથી બોલયો કે તે રાણા દુરયાનસીંઘજીનો ખાસ એલચી હતો અને બહુ અગતયના કામે જેહાંગીર પટેલને તાબરતોબ મળવા માંગતો હતો, માટે રાણાના હુકમને તરતજ તાબે થઈ તેવણે એકદમ હાજર થવું.

મનમાં બહુ ગુસ્સો થવા છતાં હજી પણ શાંત દેખાવથી, શેઠાણીએ સમજાયું કે "લગભગ કલાક સુધી જેહાંગીરશાહ ફરજયાત બંદગીમાંથી ફારેગ થઈ શકનાર નથી."

આ ઉપરથી તો તેણે ભારે ગુસ્સાનો પોકાર કરી પોતાની શમશેર મયાનમાંથી કંઈક ખેંચી કહાડી, જેહાંગીરશાહનો તર્ત એકદમ હાજર થવા હુકમ કરયો!

તે બેઅદબજ દેખાવ જોઇ જરા પણ દગમગયા વગર ભારે તીરસકારથી તે સખસ તરફ, અને પછી તેની તરવાર તરફ જોઈ, સવતંત્ર ખવાસના હીંમતી શેઠાણી તોરથી બોલી ઉઠયાઃ—

"અરે ગુમાખી બેખા! આ તારી તરવાર ચુપચુપ શાંતી દે, એક અબળાની હજુરમાં તે ખેંચી કાઢવામાં તે ખુદ તારૂં હીચકારાપણું અને હલકાઈ પુરવાર કરી છે. તારો ખોટો ગુમાખ અને શેખી છોડી દે! કારણ મારો સીંહ ધણી જો આ તરી બેઅદબ વરતણુંક વીશે જાણશે તો તું પાણી પીવા પણ ઉભો રહેશે નહી! સમજ—એક પારસી પોતાની બંદગી



“ કંઇ પણ ડગમગ્યા વગર તે હુમાખી ગરાસીઆની તલવાર તરફ તીરસ્કારથી જોઇ રોદાબુ માણેકબાઇ બોલ્યાં—“તારી તલવાર ગુપચુપ શાંતી દે, એક અબળાની હજુરમાં તે ખેંચા કહાડવામાં તારૂં બીચકારાપણું અને હલકાઇ પુરવાર કરી છે......એક પારસી પોતાના ધીરતારની જંદગી કદીબી અધુરી મુકી આ દુનયાનાં કહેવાતા માલીકની ફરમાનદારી કરશે નહી.”
(સફા ૬.)

અધુરી—યાને પોતાના પેદા કરનાર અહુરમઝદની સતુતી ગાવાની અધુરી મુકી—આ દુન્યા ઉપરનાં એક નાના ટુકડા ઉપર ફાની હકુમત ચલાવતા તારા રાણાને ખાતર—પોતાનાં પેદા કરનાર મહાન માલીકની સેવામાંથી હરગેઝ પાછળ હઠનાર નથીજ! માટે લાખ વખત જો તારી ગરજ હોય તો પોબીજા, નહી તો આ સીધો રસ્તો છે!"

આ કડક રોકડો જવાબ સઘળા નોકરો વગેરેની હજુરમાં શેઠાણી એટલા તો બાદશાહી ઉતર અને વાજબી ગુસ્સાના દેખાવથી બોલ્યાં કે પેલા તુમાખી ભરાસ્યા સ્વારને ગોયા ભોંય ભારી પડી ગઇ! તો પણ કાંઇ બોલવું તો જોઇએ કરી તેણે રાણાને નામે હરતરેહની ધમકીઓ આપવી ચાલુ રાખી, તેટલામાં "શું છે?" કરી પોકારતા જેહાંગીરશાહ દીવાનખાનામાં આવી પુગાં. મરદાનગીભરયા કદાવર સીંહ જેવા દેખાવના શેઠને જોતાં સહીતજ તે બેખ્યાની બબાસખોર જબાન એકદમ અટકી ગઇ, અને એક પળ ખુલ્લા ગભરાટથી તે દંગ થઇ તેવણનું મોઢું જોતો ઉભો!

શેઠે પુર દમામ અને ગંભીરાઇથી તે શું કહેવા માંગતો હતો તે પુછયું.

"શેઠજી," તેણે નમનભરયા નરમ સાદે બોલવા માંડયું:—"પ્રજાપતી દુરયાનસીંગજી રાણાજી તરફથી તમુને કહેણ આવ્યું છે કે ગયા વરસનો કર, જે પારસીઓએ સરકારી તીજોરીમાં હજી ભરયો નથી તે એકદમ ભરી દેવો; તેમજ ગયે વરસે જે ફોજ વરીયાવ તરફ તે કર વસુલ કરવા ખાસ મોકલી હતી, તેનાં ખરચના દંડ તરીકે રૂ.૧૦૦૦૦૦, તમારે એકદમ આપી દેવા."

તે દંડ લેવાની બેહુદી માગણી સાંભળી જેહાંગીરશાહનાં ભરાવદાર કાળાં ભવાં ગુસ્સા અને તુચ્છકારીથી એક પલ સંકોચાયા, પણ બીજી પલે પોતાના ઉશકેરાત ઉપર કાબુ મેળવી, તેવણે શાંત દેખાવોથી જવાબ દીધો કે:—

"અમારા માનપુરવક મણામ રાજા ધીરાજને કહેજો અને જણાવજો કે પારસીઓ કદી પણ અઘટીત કર આપવાના નથી, તથા ગરીબ હીંદુ બહુતોને તેમ કરવા સલાહ આપશે, તેમજ કહેવાતો ૨૧ લાખનો દંડ શા માટે આપવો જોઇયે તે સમજી શકતા નથી! વધુ કહેજો કે તમારા પ્રજા પ્રીય મરહુમ પીતાજી જે કર વસુલ કરતા હતા તેથી એક ટકો પણ વધુ અમે પારસીઓ આપી શકતા નથી. વરીયાવની ઉજડ જમીનની ખીલવણી અમે અમારા સાચા પરસેવાથી વરસો સુધી મહેનત કરી છે, જેનો ઘટતો લાભ લેવા અમુને દરેક હક છે."

"શેઠજી, તમે મહાપ્રતાપી કરમવીર રાણાજીને શું જવાબ આપો છો તેનું ભાન છે કે? આ જવાબ આપ પારસી કોમ તરફથી આપો છો કે ફક્ત તમારો અંગત?"

"મારી પોતાની વહાલી કોમ તરફનો આ ખુલ્લો અને સાચો જવાબ હું આપું છું." જહાંગીરશાહે નેણુ ચઢાવી તરતજ ગડગડાટ કર્યો.

"શેઠજી, એક વાર ફરી ઉંડો વીચાર કરવા હું તમુને વખત આપું છું. હું આજે રૂ૧૦૦,૦૦૦ તો ખચીતજ લઈ જવા આવયો છું, અને જો તેમ ન થશે, તો ક્રોધે ભરાયલા રાણાજી શું કરશે તેનું ભયંકર પરીણામ આપ કલપી શકશો." તે ખેપ્યાએ વળતો જવાબ દીધો.

"રાણાજીના વીશ્વાસુ દુત!" જહાંગીરશાહે દબાવેલો ગુસ્સો બહાર કાઢતાં વધુ ગડગડાટ કર્યો." આવી હલકી ધમકી કદાચ કોઈ બીજી બીકણી પ્રજા ઉપર અસર કરી શકે, બાકી અમ સત્યને રસતે ચાલનારા પારસીઓ તેથી જરા પણ ડરવાના નથી. અમારી કોમ ઉપર ભારે આસમાની આફતોનો પહાડ પડયો, હજારો વરસની પુરાણી મહાન પારસી શાહનશાહત નાશ પામી, દયાહીન દીન દુશમનો પુઠે લાગયા, તોફાની અરબી સમુદર ઝનુનથી ઉછળયો, તે છતાં પણ અમ ધંઉમા કાંકરા જેટલી સંખ્યામાં સચાઈ અને ચોકસ સદગુણોને લીધેજ કીરતારની મહેરથી આજ સેંકડો વરસો થયા સલામત રહયા છીએ, તો પછી દુરમાનસંગ ગરાસીયાથી શું બીહવાનું હોય? ખુદા જો હમારી પડખે હશે તો પછી કોણ હમુને પીડનાર છે? માટે જાઓ,—રાણાજીને હમારા સાચા પ્રણામ કહો અને કહેજો કે તમારા મરહુમ પીતાજી જયશીખજીનાં દયાળુ અને ઇનસાફી પગલે ચાલશો તો અમો પારસીઓમાં નાના ઇશ્વર માફક જરૂર પુંજાશો, અને પ્રજાપ્રીય પણ થશો, તમારી રઇયતનાં ભલા આશીશ લેશો, અને લડાઇઓ ઉપર ફતેહમંદ થશો. પણ જો અમો ઉદયોગી પારસીઓ ઉપર કચડનાર અપટીત કરો અને બળજોર વાપરશો, તો અમે આ રાજમાંથી ચાલી જઇ પાસેનાં સંજાણના જાદીરાણાના સુખી રાજમાં જઇ રહેશું, જયાં હમુને ખુશીથી આવકાર આપનાર તે ભલા રાજકરતા સદા તઇયારજ છે." આટલું પુર જુસ્સાથી બોલી તેવણુ પીઠ ફેરવી ચાલી ગયા; જયારે તે ખેપયો ભારે અચરતી અને ખુલ્લી નીરાશી વચ્ચે ચુપચુપ તે હવેલી છોડી ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૩ જું.

### "લગનને દીને ખાંમદાદે શું બનયું?"

("સામી સુરજ ભલે ઉગેયા!"—એ રાહ.)

"ઉગયો સુરજ બ્યાહે, દાદાર અહુરમઝદની ચહાયે;"
ખોરશેદ મઝદ વ્હાલે!—આજે બ્યાહે.
આંમણુ કીરણો આયાં, સાથે ખુશબખ્તી લાયા;
બારણે ફુલોની છાયા—, ઘરમાં ખીલી રહી માયા;
સુખી થઈ મારી જાયા, દાદાર અહુરમઝદની ચહાએ.
દીકરી માયજીની વ્હાલી, બાપ ભાઈઓની ડાળી;
આજે સાસરામાં ચાલી, હાથમાં ગોલાબની થાળી!—
દાદાર અહુરમઝદની ચહાએ.

* * * *

દીકરી વહુ વેસે શોભે, ધન તું મેળવજે ખોભે;
દોરવઈ જતી ના લોભે—પ્રકાશ ઘરમાં તે ભાભે,
આશીશ લેવાની ચોભે, દાદાર અહુરમઝદની ચહાય.

(હરમીસ.)

વરીયાવના અકાબર જેહાગીરશાહ પટેલનાં આલીશાન મકાને અહુરમઝદ રોજને દીને ઉઠ બડી ખામદાદથી ધમાલ ચાલી રહી હતી. અર્ધ અંધારામાં આંમણે સગનનાં ચોક—ચાંદન કરવા ધડુધ્બર ચાલી રહી હતી. સર્વ નોકર ચાકરો શેઠ શેઠાણીના હુકમો બજાવવા અહીંતહીં દોડતા નજરે પડે છે.

ઠેકોરખાનું પુરવમાંથી સોનેરી રથમાં સવારી કરી આવનાર ઝળકાટમંદ સુર્ય નારાયણની પધરામણીને ઢોલ અને શરણાઈનાં સરોદોથી આવકાર આપતું હતું.

જ્યારે નાહી ધોઈ પાક થયલી પારસી બાનુઓ ઉપર મંથાબે ઠીકેદું રોશનમંદ ખુરશેદ મઝદની આરાધનાનું ગીત મીઠા ઝીણા શરોદે ગાવા માંડયું, કે તરતજ તેઓને દીલોજાનથી ટેકો આપતાં હોય તેમ મધુરનાદ કરતાં રંગબેરંગી પંખીઓ પોતાનાં હુંફાળા માળા છોડી ચીંચીનાં પોકાર કરતાં કે બીજા મધુર નાદે ગાયન ગાતા, રોશનીનાં શેહેનશાહની આમદની આતુરતાથી રાહ જોતા, આંબા કે આમલી કે પેર કે જાંબુર કે બોરનાં ઝાડોની ડાળીઓ ઉપર બેસવા ગાતો અહીંતહીં ખુશાલીથી નાચકુદ કરતા ઉડતાં જણાતાં હતાં.

પણ આજે છે શું?

આજે વરીયાવ કસબાના સીંહની એક પુત્રી ખુબસુરત ચબરાક બેટી જરબાનુની શાદીનો મુબારક દીન છે. તેજ કસબાના એક બીજા શ્રામંત અને ધર્મી જરથોસ્તીના હીંમતવાન સાહસ અને સહાસીક બેટા ખુરશેદજી સાથ જરબાનું શાદીથી એક થનાર છે.

સહવેનાના માનીતા ગામનના શરોદો થતાંજ નાહી ધોઇ કીમતી સારીમાં સજ થયેલી ધર્મી ભેલી જર, તેણીની જીંદગીમાં બનનારા આજના ખુશાલી ભરયા બનાવના ખ્યાલથી હરખાતી, એક રૂપાની થાળી જેમાં ફુલ, દુધ, ચોખા, કંકુ અને નાળીયેર હતાં તે લઇ બીજી માનીતી સહી સખીઓ સાથ આવા અરદવીશુરની આરાધના કરવા ગામની પાદરેથી વહેતી "તાપી" નદી તરફ ચાલવા લાગી. હરખાતા જીગરે અને ધીમા ગેલ કરતા કદમે તેણી ઝીણા મધુર સાદે લગનના ગાયનો ગાતી, તેણીની સખીઓ સાથ ચાલતી હતી. ઝળકળા વખતે તેઓ નદીને કીનારે આવ્યાં, જ્યાં બધી સુંદરીઓએ કુસ્તી પાદયાબ કરી આવાં અરદવીશુર માયને ઓવરણા લીધા. જ્યારે ધર્મી જરે કુસ્તી પાદયાબપુર ગંભીરાઇથી કરી તે દીવસના ખુશબખ્તીના હીંગામની ખુશાલીમાં પાકદાદરનો ખરા જીગરથી અને અંતરના પુર સંતોષથી આભાર માન્યો. ત્યાર પછી તેણીએ આવા અરદવીશુર માયને ફુલ, દુધ, ચોખા અને કુંકુ લગાડેલું નાળીયેર પુર આસ્થા અને ભકતીભાવથી અરપણ કર્યાં. ઉગતા ખુરશેદની ઝળકતી સોનેરી રોશનીમાં ધર્મી પાકઝાદ સુંદર જરની જીંદગી કરતી વખતની અંતરની ખુશાલીનો ભાસ તેણીનાં મનોહર મુખડા ઉપર તે વેળા એટલો તો જોશથી પ્રકાશી રહયો હતો, કે ગોયા જાણે તેણી એક બીજો નાનો ખુરેહમંદ ખુરશેદ હતી!

તેણી તરફ સાચી વખાણ, માન અને વ્હાલની નજરથી જોતી અને નીરદોશ ખુશ ટીકા કરતી તેણીની સખીઓ ત્યાં ઉભી હતી. પંખીઓના મધુર કલાહોલ સીવાય સઘળે શાંત હતું, અને કુલ કુદરતનો દેખાવ ખુશનુમા અને તરોતાજગી બક્ષનાર હતો.

આવા અરદવીશુર માયની માયા મહેરબાની ચહાતી સુંદર જરબાનુ પોતાના માતપીતા અને ભવીષ્યના ભરથાર તેમજ વ્હાલી કોમની ફતેહ ફીરોઝી ઇચ્છતી હતી અને પોતા માટે પણ કંઇક નેક મોરાદો માંગતી હતી; તેટલામાં પાસેની થુવરની ગીચ ઝાડીઓમાં એકાએક ખડખડાટ થયો, કે ચોકીને ફરતાં સર્વની નજર તે તરફ ફેરવાઇ. એક પળવારમાં ઝાડીમાં ભરાયેલા, મોઢું છુપાવેલા કોઇ બે ઘોડેસ્વાર તેઓ તરફ ધસી આવ્યા,



કુસતી પાકીયાખ કરી આવાં અરદ્દીસુર માયની સેતાયશ કરી, જરબાનુ નેક મોરાદો માંગવી હતી, તેટલામાં થુવરની ઝાડીમાં ખડખડાટ થયો અને એક પળમાં મોઢું છુપાવેલા બે ઘોડેસવારો ધસી આવ્યા......અને તેણીને પોતાના જોરાવર હાથમાં એક તડાકે ઝીકડી લીધી.

(સફો ૧૧.)

અને હજી તો બીયેલી હરણી મીસાલ તે ખુલખુલો નાશભાગ કરે કે મદદ માટે પોકાર કરે, તે અગાઉ એક સ્વાર ઘોડા ઉપરથી નીચે કુદી પડયો, અને પોતાના લાંબા જોરાવર હાથમાં એક તડાકે સુંદર જરને છીકડી લીધી! તેજ વળા બીજા બદમાશે જરની મદદે દોડી અયલી નવાજબાનુ નામની બહાદુર કુંવારીકાને જોરથી ઘસડીને પકડી લઇ પોતાના ઘોડા ઉપર ચઢી બેઠો!

જરબાનુ કંઇ આજકાલની સુકામલી સોહોરાયલી બીકણ છોકરી ન હતી. આગળ કહયું તેમ તેણીનો બાંધો કુદરતી રીતે કસાવરહતો, જે ખુલ્લા ખેતરમાં કામકાજ અને સંસારીક ફરજોની કસરતોથી પુખ્ત ખીલેલો હોવાથી તેણીનામાં પુરતું જોર હતું, જેથી તેણીએ પોતાના પકડનારના સપાટામાંથી છટકવા તારીફલાયક ખેંચતાણ કરી, પણ અફસોસ!–, આખર કરેને તેણી એક અબળ લાજ હતી. મરદના જોરાવર કસાયલા હાથથી તેણી આજેજ થઇ. તે બદમાશે ગુસ્સાથી દમ ઘુંટી એક ઝટાક મારી તેણીને લઇ ઘોડા ઉપર કુદી બેઠો. બીજી સુંદરી નવાજને પકડનારને પણ તે બહાદુર પારસણે ખુબ હંફાવયો, પણ આખરે તેણી થાકી; અને પેલા સ્વારે તેણીને ઘોડાની પીઠ ઉપર પટકી ઉપર ચઢી બેઠો. બીજી પળે તો બેહદ ધાસ્તી અને ફીકરથી અધમુવા બની સાવજ થઇ ગયલી બીજી ૪ કુંવારીકાઓની નજર આગળથી છુટેલા તીર મીસાલ ઝડપથી તે બે ભેડી બદમાશો જર અને નવાજને ઉપાડી ગુમ થઇ ગયા!



બાકીની ચારે સુંદરીઓ ભારે માહેતમ કરતી અને ચીચયારી પાડતી પારસી મોહોલામાં જહાંગીરશાહ પટેલના મકાન તરફ ધસી ગઇ, અને તે હેબતનાક આફતની ખબર આપી, જે સાંભળતાંજ શેઠાણી માણેકબાઇ બેભાન થઇ તુટી પડયાં, જયારે જહાંગીરશાહ તો સાવજ જેવા બની જઇ એયા વીચાર શકતી અને વાચા ગુમાવી બેઠા હોય તેવા બની ગયા. તેવણ ઉપર તે ખરાબ ખબરથી એટલી તો માઠી અસર થઇ કે તેવણ એક ભયંકર સ્વપનો જોતા હતા કે ખરી બનેલી બાબદ સાંભળતા હતા તે સમજી પણ શકતા ન હતા. તેવણની એકપુરી માનીતી બેટીને કયો ચંડાળ ઉપાડી જવા હીંમત કરી શકયો? વરીયાવ કસબાના સીંહની બેટી ઉપાડી જવા કોણ હીમત કરી શકે? પારસીઓના કટા શતરૂ બાકા, વાલક, સરથાણા અને લશકાણા ભીલો શું તેમ કરવા જેટલી શરકશી કરે? કદી નહી. તયારે કોણ હોય?

ઘરમાં ઉતરેલા સંખયાબંધ પરોણાઓ અને નોકરચાકરોમાં ભારે ગભરાત અને ઉશકેરાટ ફેલાઇ ગયો. તરતજ તે માઠી ખબર સાસરયાને કાંને

થઇ; તેમજ આખા કસબામાં પવન વેગે ફેલાઇ ગઇ. બોલબોલતામાં સેંકડો જરથોસ્તી જવાંમરદો હથીયારબંધ થઇ કોઇપણ મદદ આપવાના નેક હેતુથી જહાંગીરશાહના મકાન આગળ ભેગા થઇ ગયા. શું કરવું તે કોઇને પણ સુઝ પડતું ન હતું.

એટલામાં કદાવર અંગનો અને પોહોળી પેશાનીનો પુરતો હથીઆરબંધ થયલો એક જવાન દ્રઢ પગલે અને ઠરાવભરયા ચેહેરે સાવજ જેવા જહાંગીરશાહની બાજુએ આવી ઉભો. તે જરનો અદરાયલો ખાવીંદ "ખુરશેદ" હતો. તેના જીગરની સખત જખમાયલી લાગણીને મુસીબતે કાબુમાં રાખવા તે દેખાઇતી કોશેશ કરતા પોતાના નાના હોઠ મજબુત બીડયા હતા. ગુસ્સા અને ભયંકર કીનાનો ભગધગતો આતશ જોયા કોઇબી ઘડીએ નજીતા પંજરણથી ભડકો થઇ ઉઠી તેની ચુંગાલમાં સપડાનારને બાળી ભસમ કરી મૂકે એવો મામલો સરવેએ તે જવાનમાં દીઠો.

"મહેરબાન સુરંબીજી સસરાજી!" ખુરશેદે ગુસ્સાથી કંઇક ધ્રુજતા અવાજે કહયું. "મારા વહાલી જરબાનુના અદરાયલા ખાવીંદ તરીકે મારો હક છે કે તેણી ઉપર બેઅદબી કરનાર હીચકારા ચંડાળ ઉપર મારો જખુન હીનો લઉં, તેમજ બેહન નવાજનાં ભાઇ તરીકે પણ મારો હક વધુ સાબેત થાય છે."

"મારા દેલાવર બેટા ખુરશેદ!" થોડી પળની પોતાની સાવજ હાલતમાંથી એકાએક બેદાર થતા, મોટા ઉશકેરાટથી ગરજના કરતા અવાજે જેહાંગીરશાહ પોકારી ઉઠયા:—"મારા એક પુરા બચ્ચાં તરફની મારી અઇન ફરજ છે કે તેણી ઉપર જાસ્તી ગુજારનારા બદમાશોનો હું જાન લઉં."

તેજ વેળા કેટલાક કોમઅભીમાની જવાનો પોકારી ઉઠયા કે:—"પારસી કોમના સભાસદો તરીકેની અમારી પણ ખાસ ફરજ છે કે અમારી કોમની બાનુઓને અપમાન કરનારા મુજીઓ ઉપર જખુનમાં જખુન વેર લઇ, બીજી કોમના કરતુકી ચંડાલોનાં જીગરમાં દેહેસત બેસાડી સખત દાખલો બેસાડવો."

આ ઉપરથી તો ગડબડ અને ઉશકેરાટ બહુ વધી ગયો; અને કીંમતી વખ્ત ફોકટનો બરબાદ થતો હતો; કારણ કે તે કોઇ ચંડાલોની પુઠ અને તેટલી ઝડપથી પકડવાની જરૂર હતી. આવા ગુંચવાડા અને ગડબડ વખતે કમરમાંથી વાંકા વળેલા એક બુઝોરગ જરથોસ્તી, જે બાજુમાં ઉભા રહી સઘળું ધ્યાનથી સાંભળતા હતા, તેવણ જેહાંગીરશાહની બાજુમાં જઇ બોલી ઉઠયા;—

"મુરબ્બીજી સાહેબ, અહીં ભેગા મળેલા સેંકડો બહાદુર હમદીનો જે ભલી લાગણી દરશાવે છે તે બેશક પારસી તરીકે આપણને મગરૂર કરનારૂં કહેવાય; પણ હાલનો સંજોગ જેમાં વખતનીજ ખરી કીંમત મનાશે, તેમાં આટલા બધા ભલા મદદગારોની મને જરૂર દીસતી નથી. આ લેમાનતી ધિચકાર કાર્ય ફકત બે બદમાશોથી થયું છે, તો હું સુચના કરવાની રજા લઉં છું કે તેઓને દુંબાલે ફકત બેજ હમદીનો જઈ તેઓને સહેલાઈથી શીક્ષા કરી શકશે. ફકત બે બદમાશોની પુઠે પારસીઓએ મોટી સંખ્યામાં જવું એ કયાની ખમીરની પારસી જેવી બહાદુર કોમને માથે કંઈક ધિચકારૂં પગલું ગણાય. શું આપણા બે જવાનો તે કોઈ બે નાપાકોને પુરા નથી પડવાના ? શું અનેકવાર મોટી સંખ્યામાં ધાડ પાડવા આવનારા "સરથાણ" ભીલો અને કોળીઓને આપણે નાની સંખ્યામાં હોવા છતાં મજબુત શીકસત નથી આપી ? મારા હમદીનો, હજી તમે મારૂં કહેવું પુરતું સમજયા નથી. હાલનાં સંજોગ હેઠળ તો જેટલા ઓછા હશે તેટલા ઝડપથી મુસાફરી કરી શકશે. મોટી સંખ્યાથી રસતામાં અનેક ઢીલ થવાના સંજોગ ઉભા થશે."

"મેરવાનજી તાલુકદારનું કહેવું તદન બરહક છે." જેહાંગીરશાહ પોકારી ઉઠયા. "માટે મારા કદરદાન હમદીનો-તમો અહીં ભેગા થઈ મને હમજાતી તરીકે મદદ કરવાની જે ભલી ઇચછા અને કાળજી દેખાડી છે તે માટે તમારો દીલોજાનથી આભાર માનું છું, પણ હાલ તમારી તે ઉમદા માંગણી સ્વીકારી શકાય તેમ નથી. આ ભયભીત બનાવ સાથ ઘાડો સંબંધ મને તેમજ મારા દીલાવર જમાઈને છે, માટે હમે ફકત બે જણા હમારી જર અને નવાજને પુર માનથી અહીં પાછા લાવવાનું બીડું ઝડપયે છીયે!"

"સબુર!" ટોળામાંથી એક ખુબસુરત તનદરોસ્ત જવાનીઓ બહાર ધસી આવી વચમાં ઉભો. મારા માનવંત જેહાંગીરશાહ, આ સાહસમાં આપણા બુઝોર્ગ સલાહકાર, તે મારા માનવંત પીદરે કહયું તેમ, ફકત બેજ જરથોસ્તીઓ ઝીપલાવી શકશે, તો હું જાણવા માંગું છું કે બાનુ નવાજનાં અદરાયલા ખાવીંદ તરીકે મારો હક આ સહાસમાં ઝીપલાવવાનો સાબેત થાય કે નહી ! જેટલો હક મારા બેરાદર ખુરશેદને છે તેટલોજ મને છે કે નહી ! તે ઉપરાંત હું અહીં ભેગી મળેલી અંજુમનને પુછવા માંગું છું કે આવા જીવસટોસટના સાહાસમાં એક કુટુંબનાં બે માનવંત સભાસદો એકી વેળા ભાગ લે તે સલાહકારક તેમજ અકલપસંદ કહેવાય કે!"

"શેઠ જેહાંગીરશાહ!" મેરવાંનજી તાલુકદાર પાછા બોલવા ઉઠયા, "આ મારા બેટાનું કહેવું તદન બરહક છે. તમારા જેવા દાનાવ, ઠરેલ અને વડાઓ તો આવા મુશકેલ વખતે અહીં વરીયાવમાંજ રહેવાની વધુ જરૂર છે. હું ધારૂં છું કે અહીં ભેગા મળેલા મારા જરથોસ્તી બેરાદરો, અતયારના સમજી ગયા હશે કે આ હીચકારૂં કાવતરૂં કોણ તરફથી કરવામાં આવયું છે. તેમજ તે સતાવણીનો ભોગ આજનાં દીને ખાસ કરીને જેહાંગીરશાહ જેવાં કોમનાં મુરંબી અકાબરને કાંય બેનાવવામાં આવયા છે. અફસોસ! મરહુમ જમશીખરી રાણા જેવો ભલો, દયાળુ, નીતીનો પાક રાજકરતા થઈ ગયો છે; તેથી ઉલટોજ હાલનો રાણો "દુરયાનસીંગ" છે. દુનયાની તવારીખમાં એક રાજકરતા જે નીતી બેગાડી પોતાની રઈયતની આબરૂ ઉપર બદદાનત નાખે છે,—તેનો ફેજ કેવો કમકમાત ભરયો આવે છે, તેનાં દાખલાઓ ભરપુર છે. જુઓ—આપણી કદીમ ઇરાનની તવારીખમાં સાસાની શીરૂએ પોતાના પીદર ખુસરો પરવીઝને મારી નાંખી રઈયત ઉપર જાસતી ગુજારી તેનો અંજામ શું આવયો! તેવાજ બનાવ અફસોસ, આપણી આ હીંદ સરજમીન ઉપર હાલ આપણામાં બનયો છે. માટે મારા હમકીનો, તમારે ખુબ સાવચેતીથી હવે વસવાનું છે. એક કમઅકલી રાજકરતાને બગાડનાર તેનાં દુષટ સલાહકારો હોય છે, જેઓ પાપી પ્રપંચી અને બદદાનતી હોય છે, અને તેઓથીજ આજનાં બનાવનું કાવતરૂં રચાયું છે. હવે વધુ વખત ન ખોહતા હું સુચનાં કરૂં છું કે દેલાવર ખુરશેદ અને સરફરાજ સોહોરાબ પવનની પાઠ ઉપર સવાર થઇ સેતાબીથી તે લયાનતી કુતરાઓને પકડી પાડી આપણી પાકઝાદ બેટીઓનો માનથી છુટકો કરે."

"શાબાશ! આમીન! આમીન!!" સર્વ એક અવાજે પોકારી ઉઠયા. જેહાંગીરશાહની પોતાની ઘણી મરજી છતાં તેવણને સોહોરાબનો હક સ્વીકારયા વગર ચાલ્યું નહીં, જેથી ફકત પારસી બગરરી ખાતરજ બે દુશમનો હોવાથી તેની પુઠે બેજ પારસીઓ મોકલવાનો વીચાર તેવણે આનાકાનીથી સ્વીકારયો.

સાજવારી માટે દીવસો અગાઉથી લખલુટ ખરચથી જે મોટી તઇયારી થઇ હતી તે સઘળી અચોકસ મુદત સુધી મુલતવી રાખવાની ફરજ પડવાથી, જેહાંગીરશાહનાં ગુસ્સાની સીમા છેલ્લી અણી આવી હતી, તેમજ તેવણનાં ધણીયાણીની નીરાશી ખચીતજ સર્વના જીગરમાં ઉંડી અસર કરનાર નીવડી હતી.

જેહાંગીરશાહ જેવા અકાબરની ઓળખાણ બારે હોવાથી નવસારી, સુરત, ભરૂચ અને છેક સંજાણ સુધીથી પરોણાઓ વરીયાવ ઉતરી પડયા હતા, પણ લગનમાં પડેલા આવા વઘનથી સઘળે દલગીરી ફેલાઇ ગઇ હતી. કેટલાક પરોણાઓ તો તરતજ ઉકાંમરી કરવા લાગયા, પણ કમનશીબ જેહાંગીરશાહની અરજ ઉપરથી એક બે દીવસ તોડી પાડવા સર્વે કબુલ કર્યાં. આખું વરીયાવ દુંબાળે ગયલાં બે જવાનયાઓનાં ફતેહમંદ થઇ જલદી પાછા ફરવાની રાહ જોતું હતું.

કસબા ઉપરાંત આસપાસનાં ગામોમાં સહવાર સુધીમાં તો આ બનાવથી બારે ચકચાર ચાલી રહી. પારસી ભેગા તયાં સાથે સંપમાં વસ્તા હિંદુઓ પણ હારેહાર ભેગા થઇ ગુસગુસ કરવા લાગયા, અને "રાંણો" શબ્દ ધીમેથી બોલી શકમંદ રીતે માથું ધુણાવવા લાગયા.

મીનીટ અને કલાકો બારે આતુરતા અને અધીરાઇ વચ્ચે પસાર થવા લાગયા. આખરે તે કંગાલ દીન પુરો થઇ, બીજે દીવસ હંમેશ જેવો ખુરશેદ ઉગયો, પણ પુઠે ગયલા બે જવાનયાઓ તરફથી કંઇ પણ સમાચાર મળયા નહી.

જુલમથી ચોરાઇ ગયલી બંને કુંવારીકાઓનાં માત પીતાનાં મનની શી વેદનાં હશે, તેનો ખયાલ તો એક માવતર કે એક પીદરનેજ હોઇ શકે. આખર બીજો દીન પણ પસાર! અરેરે! બે દીવસે અગાહનું અકાબર જેહાંગીરશાહનું હસ્તુ રમતું બાદશાહી મકાન હાલ ગમગીની અને તુટેલા જીગરનાં માતપીતાનાં હાય અફસોસ અને ગમનાં આહુ પોકારોથી ગોયાં ધમધમી રહયું હતું.

---

## પ્રકરણ ૪ થું.

### "દીલાસો દેનાર જરથોસતી મઝહબ."

હજારો દરૂદ! હજાર આફ્રીન!
રૂહે જરથુસ્તપર હોજો આમીન!
મઝહબ જે દીલાસો દેનાર હોય,
તેવો દીનશાન તેની બરોબર ન કોય.

તાપી અને નરમદા નદીઓ વચેના ગીચ જંગલોવાળા પ્રદેશમાંથી મોહું છુપાવેલા બે ઘોડેસવારો, સહવારની ઠંડક છતાં પરસેવા અને થાકથી રીબુરીબું

થતા પોતાના ઘોડાઓને ધીરે ધીરે હાંકી, પોતે તેમજ તે જાનવરોને દમ ખાવા દીધા. બંને શખસોના રખશ ઉપર તેઓ ઉપરાંત બે કીમતી બીનશાનોના બોજા એવા તેઓ જીવ રહીત હોય તેમ સુસ્ત પડેલા હતા. તે બોજા સ્ત્રીઓ હતી. તેઓના લાંબા કાળા સુંદર કેશ વેરવીખેર થઇ જઇ ઝડપી મુસાફરીને લીધે ધુળથી ભરાઇ જઇ રાખોડી બની ગયલા દીસતા હતા. તેઓની આંખો બંધ હતી અને એવા તેઓમાંથી જીંદગીની જ્યોત બુજાઇ ગઇ હોય તેમ તેઓનો દેખાવ ફીક્કો સુસ્ત અને બેબાખરો દીસતો હતો. તે બંને સવારો પણ ધુળથી ભરાઇ ગયલાં પોતાના વસ્ત્રો પખોડવા લાગયા, અને પછી પોતાના ઘોડા ઉપર નાંખેલી બંને સ્ત્રીઓને નાજુકાઇથી ઉંચકી જમીન ઉપર સુવાડી થોડે પગલે દુરથી વહેતી "કીમ" નદીના શાંત નીરમળ પાણીવાળા કીનારા તરફ ચાલયા, જયાં તેઓએ હાથ મોહડું ધોઇ પાણી પીધું તેમજ પોતાના થાકેલા ઘોડાઓને પણ થંડું જળ પાયું, તયાર પછી ઘોડાની પીઠે બાંધેલી એક ચામડાંની મસકમાં પાણી ભરી, તેઓ જયાં બંને નાઝનીનો બેફામ જેવી પડી હતી તેઓ આગળ ગયા. તેઓમાંનો એક બોલ્યોઃ—

"સુંદરીઓ, આ નીરમળ પાણી છે તેમાંથી પી લો અને હાથ મોહડું ધોઇ નાંખો. હજી આપણને બીજા ઘણા કોશ દુર જવાનું છે, માટે થોડોવાર આશાયશ લઇ જીવ શાંત પાડો."

વાંચનાર, આ બંને બાનુઓ કોણ હતી તે સમજી ગયા હશો. પોતાની અરધ બેફામ હાલતમાંથી સજાગ થઇ જરબાનુએ જુસ્સાથી ડોળા કાઢી તેણી આગળ ખુલ્લા મોહે ઉભેલા જુલ્દીનો તરફ જોયું અને ઝીણી અવાજે બખાળી ઉઠીઃ—

"પાપીઓ, એક પારસી અબલાની જીંદગીના સઉથી મગરૂર અને સુખી કલાકે જયારે તેણી લગનનાં પાક ગાંઠથી જોડાવાની હતી, તે વેળા હીચકારી રીતે તેણીને ઉઠાવી જનાર તમે બંને બદમાસો છેવ કોણ?"

"જરા શાંત બનો, મારા "ભવીષ" નાં પતનીજી!" મશકરીનું હસી બે હાથ જોડી તે પારકો મરદ મોહડું ઢાંગી નમન કરતા બોલી ઉઠયો. "સુંદરીઓ—હજી આપણને બહુ લાંબો છેટો કાપવો છે, માટે આવી વાતો હાલ કરવામાં શું ફાયદો? તું સ્વર્ગની રૂપવંતી રંભા અને આ તારી મનોહર સખી હમારા રતનપોરનાં રંગ મહેલમાં જયારે પૃથ્વીના સર્વ વઇભવમાં બેઠસો અને આનંદમાં રહેશો તયારે તમો આપોઆપ જાણશો કે હું કોણ અને આ મારો બહાદુર સાથી કોણ?" આટલું બોલી મોટેથી હસી તે પોતાના સાથી તરફ મોહડું ફેરવી બોલયોઃ—

"જયપાલ–આપણા નક્કી કરેલા લંબાણ મારગે રતનપોર ક્યારે પુગીશું?"

"પ્રજાપતી—"

"હુંઅઅઅ!!"

"અરર, ખમા શેઠજી—! જો હાલની ઝડપે મુસાફરી કરીશું તો આવતી કાલે સુરય નારાયણ મધ્યાણે આવશે તધારે; પણ જો આ સ્ત્રીઓની સુખ સગવડ સાચવી પ્રવાશ કરીશું, તો આજથી ત્રીજે દીવસે સંધ્યાકાલે—"

"ઠીક,"

"શેઠજી," તે જયપાલે બદનજરથી બે બાનુઓ તરફ જોઇ પુછ્યું "આપણે આપણી ગોઠવણ પ્રમાણે જો આપણું જીતેલું ઇનામ—આ રૂપાળી પારસણોની આગતા સ્વાગતા કરીશું તો ઠીક થશે. આ રુમાબી જહાંગીર પટેલની અપસરા જેવી છોકરી તો આપ માનવંતની પતની થશે, જ્યારે આ બીજી રંભા તો આપના આગ્નાંકીત સેવકની લાડકડી બાયડી બનશે, તેમજ—"

"મુવા ચોર બેવલગામના કુતરા! મારૂં ખાસરૂં ધોઇ પાણી પીયે તોબી તુંને અડકુમી નહી." નવાજ એક ઝનુની ચીતા મીસાલ એકાએક ઉછળી બખાળી ઉઠી.

"હેં! હેં!! હેં!!! આ સુંદરીનો તણકો તો જુઓ!" બદમાશ જયપાળ ભારે રમુજ પામ્યો હોય તેમ ખુશ ટીકકા કરવા લાગ્યો. "શેઠજી આતો તમે મને કોઇ વઢકણી લાડેણ ભેટ આપી છે, એની સાથ મારો આખો સંસાર—"

"ખબરદાર, હે બે બદામની હલકા જુદ્દીનો!" જરબાનું ગુસ્સાથી ઉભી થતાં દમામમાંજ બોલી ઉઠી "તમે એક પારસી અબળાનું નામ અને તે સાથ અપતીત ટીકકા કરવાની સરકથી છોડો! તમે કોણ સાથ વાત કરો છો, અને કેવી મતલબથી; તેનો પુરતો ખ્યાલ કરજો. હું પ્રખ્યાત જેહાંગીર પટેલની બેટી હઉં અને તેનું ખરૂં મગરૂર પારસી લોહી ધરાવું છું; અને આ મારી બેન પણ એક બહાદુર જવાનની અદરાયલી મોહોરદાર છે અને પોતાની નસમાં શુધ્ધ ઇરાની લોહી ધરાવે છે. જે અપમાનકારક ગલીચ શબ્દો તમે બદકારો તમારા નીચ નામ સાથ હમારા પવીત્ર નામ જોડી બોલ્યા છો, તેનો ઘા આ છાતીમાં ઉંડાણથી મને લાગ્યો છે, જે જખમાયલી જરનો જખમ આ ઘડીએ, હું પાક દાદારનું નામ લઇ કહું છું, કે ફક્ત જખુન

કીનાથીજ રૂઝાશે એક! પારસી બાનુ તમારા જેવા લુટારા ગમાર્ફાસુ ગરાસીયાઓ ઉપર થુકે પણ નહી, તો તેનાં ગલીચ હાથનું પાણી શું પીયે!" એટલું બોલી બોલ બોલતામાં તણીએ એક અછાત મારી પાણીની મસક ઉડારી મુકી!

"તારી ઝેરી જબાં બંધ કર, દુષ્ટ પાપીણી." જયપાલનો શેઠ ગુસ્સાથી તપી જઈ બરાડ મારવા લાગ્યો. "તારો ચંડાલ શેખીખોર પીતા મારા સ્વરગવાસી મુરખ પીતા જયશીખરીને સમજાવી પટાવી જેમ ગમ તેમ કર ઓછા આપતો હતો—, પણ જયારે મારૂં-બળવાન દુરયાનસીંમજીનું-સજય થયું અને વાજબી કર ઉંઘરાવયા તયારે તારા રાજદરોહી, નીમકહરામ બાપે તે ભરી આપવા ના પાડી, મારા આ વફાદાર જયપાલને અપમાન કરયું; ના, એટલુંજ નહી પણ મારા સઈનયનાં એક ભાગને દયાહીન રીતે કાપી નાખયું. પાડોસી સીલહારા વંશના મારા કટા શતરૂ જાદીરાણા સાથ મીત્રતાનું નાતું હોવાથી, તે મગજમાં મદ રાખી, મારી સતાની દરકાર પણ રાખતો નથી. હવે હું પણ જોઉં છું કે મારી સતા કેવી છે અને હું કોણ છું, તે તે બરાબર પીછાણી શકે. જોવું છું કે હવે તેની એક પુરી પુત્રીને છોડવવા તે કેટલા લાખ રૂપયા ખરચે છે! તારા મંદોમદ પીતા અને તેની ઘુમાખી પારસી નાત ઉપર કોઈ નવીન રીતેજ, મને થયલા અપમાનનું, હવે વેર લેવાશે."

"હે રતનપોરનાં ગરાસીયા લુટારા રાણા! તું આખર કરેને કોણ? તારા બાપદાદા તો જાણીતા લુટારા હતા, અને ભલું હતું કે તારા બાપને ખુદાએ સારી અકલ આપી તો તેણે એક રાજ સ્થાપ્યું અને હવે તું "રાણો" બન્યો! પારસી કોમ કોણ છે, તેની નશમાં કેવું ખરૂં રાજવંશી લોહી જમાના થયાં વહે છે, તેનો ખવાસ કેવો ઉમદા છે, તેનામાં પોતાની કોમ તરફનું અભીમાન કેવું છે, અને પોતાની કોમને થયલું અપમાન એક પારસીનાં જીગરને કેમ કીનાથી બાળે છે, તે તારા શ્યાણા અને દુરઅંદેશી પીતાજી બરાબર જાણતા હતા, અને તું તે જાણતો નથી. તારા પીતાની કીરતીવંત રાજની લગામ હાથમાં લીધી તયારથીજ તેઓની તું સતાવણી કરે છે; તો મારા આ શબ્દનો તારા જીગરમાં કોતરી રાખજે કે તારૂં જુલમી જુલ્હાકી રાજ ટુંક વખતમાં કકડાભુસલા થઈ જશે! મારી નીરદોશ કોમ તારૂં કાંઈપણ બગાડયું નથી, પણ તું દુશટ અને વીછ્પી હોવાથીજ મારી કોમનાં સદગુણો તારાથી દેખી શકાતા નથી. ભલે-તયારે જયારે તું પારસી કોમને ઓળખતો નથી, તો આજે તેં જે બાયલું નીચ કામ કરયું છે તેનો અંજામ શું આવશે, તે તું જોશે અને પછી પારસીઓને ઓળખશે."

જરબાનુ જુસ્સાથી ઉભરાતી છાતીએ ઉશકેરાટથી બોલી અને હાંફતી હાંફતી દમ ખાવા થોભી.

"જયપાલ-એક ઘુમાખી શેખીખોર રાજદરોહી પીતાની પતરાજીખોર આ પુત્રી શું બોલી ગઇ તે તેં ધયાનથી સાંભળ્યું કે? પોતાના દેશનાં રાણાં સાથ કેવા માનથી આ તરૂણી વાત કરે છે તે ધયાન પુગાડવા જોગ બાબત છે. આ પારૂષી કહેવાતી નાત તરફ તો આ ઉછાછળી છોડીનાં સખત વચનો સાંભળી, મારા ધીક્કારમાં વધુ ઉમેરો થયો છે."

"નીરાધાર કુંવારીકાઓને જુલમથી ચોરી લાવનાર એક બદમાશ પછી રાજકરતા કાંય નહી હોય છતાં તે નીચ ચંડાલ પુરવાર થાય છે, તો તેણે પછી સામી તરફથી સભયતાભરી ભાશા કે માનની આશા કાંય રાખવી?" જરે તુચ્છકારથી હાજર જવાબ દીધો.

"મહારાજ-આપનો આજ્ઞાંકીંત સેવક (હાથ જોડીને) અહોનીશ હાથ જોડી, આ પારૂષી ચંડાલોથી ચેતેલા રહેવા કહેતો હતો." જયપાલે વધુ ચીંઆરી મુકી.

"બસ-વધુ હાલ બોલવું નથી." દુરમાનસીંગ અધીરાઇથી પોકારી ઉઠયો, "વખત ઘણો કીમતી છે, અને કદાચ આપણી પુઠે ભુખ્યા વરૂ મીસાલ સેંકડો પારસીઓ દોડયા આવશે, માટે જેમ બને તેમ ઝડપથી અહીંથી નીકળી જઇ રતનપોર સલામત નીકળી જવું જોઇએ; તમાં પહોંચી આ વઢકણી સ્ત્રીઓને ઠેકાણે બરાબર લાવીશું. ચાલો ઘોડા તઇઆર કરો."

એકવાર ફરીથી તે બંને નીર્દોષ બાળાઓ તે બદમાશો સાથ ઘોડે ન બેસવા ખેંચતાણ કરવા લાગી. તેઓ નીરાશીનાં છેહલા ઝનુનથી તે જોરેમંદ બદમાશો સામે હોબાતોબી કરવા લાગી!! પણ થાક અને ચીંતાથી તેઓ નબળી થઇ ગઇ હતી. ભારે ગુસ્સાથી પોકાર ઉઠાવી ઘાતકી રીતે કમરમાંથી જરબાનુને દુર્યાનસીંગે પકડી અને તેવીજ બેમહલાજે નવાજને જયપાલે સીકડી લઇ, તેઓ બંને પાછા ઘોડા ઉપર સ્વાર થઇ વીજળી વેગે ઘોડા તેઓ ઉડવા લાગ્યા. તેઓ અંકલેશ્વર વગેરે શેહેરોની બહારનાં ગીચ જંગલોનાં છુપા ટુંકા રસ્તે ઝડપી મુસાફરી કરતા આગળ વધયા.

નર્મદા નદી કયારની "શુકલતીર્થ" આગળ ઓળંગી, તેઓ હવે વીંધ્યાચળનાં પહાડી બીયાબાન પ્રદેશમાં આગળ વધતા હતા. કલાકો સુધી થાકવનારી, જોહમતભરી અને કંટાળાભરી મુસાફરી એક પણ શબ્દો બોલ્યા

વગર કરવામાં આવી. સૂર્યનારાયણ છેક માથે આવ્યો અને તાપ તો ન ખમાય એવો ભયંકર થઈ પડયો, છતાં તે સ્વારો તો દાંતો પીશી બસ. માહોમ આગળ વધતા હતા. આખરે છેક ત્રણ વાગે તેઓ એક ટેકડી આગળ થોભ્યા, કે જેના મહાળે ઝાડોની ગીચ ઘટા વચ્ચે એ નાનું મંદીર દીસ્તું હતું. તેઓ ઘોડેથી ઉતર્યાં અને બંને બાનુઓને પણ નીચે ઉતારી. તે કમનશીબ છોકરીઓ થાક, ભુખ અને તરસથી એટલી તો લાચાર બની ગઈ હતી કે ઉભા ન રહી શકવાથી જમીન ઉપર તુટી પડી. તેઓ તરફ જરાપણ લાગણી બતાવવા વગર તે ઘાતકી શખ્સો તે ટેકરી ઉપર ચઢવા લાગ્યા. આખરે જયારે જરબાનુએ આંખ્યો ખોલી આસપાસ જોયું તો પોતાની સહીની પણ પોતાના જેવીજ કમનશીબ હાલત જોઈ. તેણીએ ડોકું ઉંચકી પાછળ જોયું તો લગભગ ૫૦ પગલાં દુર એક શાંત નાળું વહેતું હતું, જેમાંથી બંને ઘોડા ચુપચુપ પાણી પીતા હતા. તેણી મુશીબતે ડોળો ખાતી ઉઠી અને ત્યાં જઈ નીરમળ જળ અધીરાઈથી પીધું અને પોતાની સાડીનો એક છેડો ભીંજવી ભોંયે પડેલી નવાજના મોંઢામાં થોડા ટીપાં નાંખ્યા. પાણીની ખરી કીંમત શું હોય છે તે તે સુખચેનમાં ઉછરેલી બાળાઓએ તે વેળા પીછાણી, તેઓની આખી લાંબી ભેદી મુસાફરીમાં તેઓ વચ્ચે વાતચીતનો એક પણ શબ્દ બોલાયો નહતો, તેથી જયારે હવે તેઓના સતાવનારાઓ ઉપર મંદીર તરફ ગયા હતા, ત્યારે તેઓએ આતુરતાથી વીચારોની આપલે કરવા માંડી. તેઓએ ભારે અફસોસ અને દુઃખથી અકેકની વેરવીખેર જેવી હાલત જોઈ અને તે બદમાશોના ઝાલીમ બસમાંથી કેમ છુટકારો થશે તે વીચારથી ધુજવા લાગી. પોતાની જીંદગીનાં સઉથી સુખી દીવસે તેણીનાં સુખનું મીઠું પ્યાલુ છેક હોઠ આગળથી ઘાતકી રીતે ખેંચી લેવાયું હતું તે ખ્યાલથી જરબાનુને બહુજ દુઃખ અને સંતાપ થયો. તેણીની સાથી નવાજ ખરેજ એક નમુનેદાર મીત્ર હતી. તેણીએ ખરી બેહનના હેત અને દીલસોજીથી તેણીને કોઠી કરી આશાના ઘણા ઘણા મીઠા સખુનો કાનમાં રેડયા. હેતાળુ બાપ જેહાગીરશાહ, તેણીને વ્હાલો બહાદુર ધણી ખુરશેદ, તેમજ કોમઆખીમાની હમદીનો તેઓને આવા સીતમગારોનાં બસમાં ઝાઝો વાર રહેવા નહીજ દેશે એમ તેણીએ ખાત્રી દરશાવી. થોડીવાર સુધી તો એકવારની જુસ્સાદાર બહાદુર જર એક સ્ત્રીની કુદરતી નબળી લાગણી અને જુસ્સાને શરણ થઈ બહુ કંગાળ અને આશાહીન બનેલી દેખાઈ, પણ જલદીથી તેણીનો કુદરતી જુસ્સાદાર ખવાસ ઉભરી નીકળ્યો અને તેણીએ દાંતો પીસી કસમ ખાધા કેઃ–

"અગરજો મારા હાડકે હાડકાં જુદા પડે અને મારો પ્યારો જાન જાય તોપણ મારી આબરૂ અને પાકદામાનને સાચવી રાખશ...ભલે તે હરામખોરો તેમ તે સીતમ મારા ઉપર ગુજારે, અંતે નહીજ ખમાશે તો આપઘાત કરી મારો જાન કબસ કરશ, જો કે તેમ કરવું જગ્થુસ્ત્રનાં ફરમાનથી ઉલટું છે, છતાં પાકદામાનનાં બચાવ અર્થે તે સાહેબ તે માફ કરશે."

"મારી પ્યારી બહેન જર," નવાજ તેણીનાં ગળામાં બેહદ વખાણ અને હેતથી હાથો નાંખી બોલી ઉઠી, "જયારે તકદીરે આપણ બંનેને એક સરખી સ્થીતીમાં મુકયા છે, તો ખાત્રી રાખજે કે તારો ઉપલો ઠરાવ તારા જેટલીજ ચીવટાઇ અને વફાદારીથી હું પણ બજા લાવશ ચાલ,—તે નાપાકો દુર છે તેટલાં આપણે દાદર અહુરમઝદની પનાહ અને માયાનો છાયો મેળવવા કુસ્તી પાદયાબ કરી બંદગી કર્યે."

ભારે આફતમાં સપડાયલી તે બે નાઝનીનોએ જે ઉછળતી લાગણી, આશા અને આસ્થાથી તે વેળા કુસ્તી કરી અને ટુંક બંદગી કરી તેવી બંદગી તેઓની જીંદગીમાં તેઓએ કદી કરી ન હશે. અહુનવરમાં પાક એજમતી કલામો તેમજ "અહુરમઝદ ખુદાએ" નાં મસંગોસાર નીરંગો પઢવાથી તેઓનાં બેચેન અશાંત જીગરને ઘણી રાહત મળી.

'નવાજ'-જર પોતાના નહાનપણાનાં કંઇક વીચારોથી રીકુ હસતાં બોલી:- "મારા સુરખી ધર્મગુરૂ મોબેદ કાવસજીએ જયારે મને આપણા પાક અવસ્તાનાં ભણતરો મોઢે કરાવયા, તયારે તેનો સાર પણ તેવણ સમજાવતા હતા; તેમજ બને તેટલો મોઢે કરાવતા હતા; તેમાંની કેટલી જાણીતી બંદગીઓ, જે આપણે હમણા ભણી ગયાં, તેનો સાર ધ્યાનમાં લેતાં મને હાલની દુઃખી હાલતમાં તે વધુ જોસથી યાદ થાય છે, અને મારા નીરાશ જીગરને કંઇક શાંતી અને દીલાસો આપતી હોય એમ લાગે છે."

"વ્હાલી બહેન—તો મને તેમાંનું કંઇ કહી સમજાવ કે મનેથી કંઇક દીલાસો મળે અને મારા જીગરમાં આશા ઉત્પન થાય."

"તો સમજ" "કેમના મઝદા" નો ટુંકસાર એવો છે કેઃ "ઓ ખુદા! બુરાંઓથી તું અમારો બચાવ કર. જરથોસ્તી દીન ઉપરનાં અમારા મજબુત આકીનથી તથા પાક અવસ્તાનાં કલામોની ખુબીથી છુપા દુશમનો ઉપર તું હમુને ફતેહમંદ કર; તેમજ સઘળા દેવદરૂજો અને તેઓને લગતી નાપાકીઓ, અમારાથી દુર થઇ જજો, અને તેઓનો નાશ થજો."

"આહ! આપણી હાલતની કઢંગી હાલતને કેટલી બંધબેસ્તી આ સુંદર બંદગી છે?" નવાજ પોતાની આસપાસની સ્થીતીનું ભાન એક પળ ભુલી જતાં પોતાના મજહબ તરફ આભારનાં ઉભરા કાઢવા લાગી.

"નવાજ, એવી તો આપણી પાક દીનની ઘણી બંદગીઓ છે કે જે આપણા મનની કોઇપણ સ્થીતીને લાગુ પાડી શકે. દાખલા તરીકે "અહુરમઝદ ખુદાના"નાં નીરંગોનો માયનો પણ તેટલોજ હાલનાં સંજોગને બંધબેસ્તો થઇ પડશે.

"ભેણી જર, મને તે સમજાવ, ઉપકાર થશે."

"સમજ!—"ઓ ખુદા! તું હેરેમંદી શક્તીને દુર કરનાર છે. ખુરા માણસો, જુઠાઓ, જાદુગરો, સારી શીખામણની વાતને નહી સાંભળનારાઓ, જુલમગાર, પાપીઓ અને દુશ્મનોનો નાશ થજો!"

"આફ્રીન! આમીન!! આમીન!!! આપણા મહાન નયામાનોએ, જેઓએ આવી અકલ પસંદ અને અસરકારક બંદગીઓ લખી છે તેઓનાં અશો ફ્રોહરો ઉપર સદહઝાર દરૂદ હોજો!" નવાજ નવાજપુર ભકતીભાવથી બોલી ઉઠી.

"વ્હાલી બહેન–આપણી પાક અવસ્તા જે ખુદાઇ દીલાસો, દુઃખી અને નીરાશ જીગરને આપે છે તેવો કોઇ પણ ઇન્શાન આપણને આપી શકેજ નહી. તેનાં કરતાં વધુ દીલસોજી ભર્યો, વીશ્વાસ મુકવા લાયક, આત્માને શાંત પાડનાર બીજો એજમતી મલમ આ ફાની દુનયામાં છેજ નહી."

---

## પ્રકરણ ૫ મું.

## "મહાકાલીનો પુંજારી."

તે બે નીરાધાર અબળાઓને અરસપરસ દીલાસો દેતી અને જરથોસ્તી મઝહબની મોતબરીપર ફીદા થતી છોડી, આપણે તેઓને ઉપાડી જનારા બે બદમાશ સખ્સોની પાછળ તે ડુંગરને મથાળેનાં મંદીર તરફ જઇશું.

તે બેમાંનો એક જે રતનપોળનો રાણો દુર્જાનસીંગ ગરાસ્યો હતો તેની કંઇક વધુ ઓળખ કરી લઇશું. દુર્જાનસીંગના બાપદાદા લુટારા ગરાસ્યાઓ હતા; જેઓ ઠારેઠાર ઉતરી પડી ખેડુતો પાસે તેઓનાં પાકનો ચોક્કસ હીસ્સો જોરજુલમથી લેતા, નહી તો ખુનામરકી કરી સઘળું બાળી નાશ કરતા હતા પણ તેનો બાપ જયશીખરી જે એક બહાદુર અને અકલવાલો માણસ

હતો, તેણે તે વખતની ગુજરાતની અંધેર સ્થીતીનો લાભ લઇ ગરાસ્યા, ભીલો અને કોળાઓનું લશ્કર ઉભું કરી, તાપી અને નર્મદા નદી આસ-પાસનો મુલક જીતી લીધો, અને "રતનપોર" ને રાજધાની બનાવી પોતે "રાણાનો" ખેતાબ ધારણ કરી બેઠો. તેના પછી તેનો છોકરો "દુર્યાનસીંગ રાણો" હાલ થયો; તે દુરયાનસીંગ મધ્યમ કરતાં કંઇક વધુ ઉંચા કદનો આશરે ૩૦-૩૨ વરસની ઉમ્મરનો દીસ્તો હતો. કુછંદી આદતો, જે ખરાબ સંગતનું માઠું પરીણામ હતું, તેમજ તેના પીતાના હદ બહારનાં લાડની મોહકાણ ખરાબ મારગે ઉતરી પડવાથી તેનું શરીર નબળું અને ખખરી ગએલું દીસતું હતું, જેથી તેની ઉંચાઇ વધુ ધ્યાન ખેંચતી દીસતી હતી. તેના સર્વે દુરગુણો, તેમાં શીકાદલ ચેહેરા ઉપર આરસી મીસાલ ખુલ્લા દીસ્તા હતા. અહીં તહીં ચાલુ ઉડઉડ કરતી ઉંડી બેઠેલા કાળા ડોળાને આંખો, દબાયલું ચુકડું નાક, જાડા બહાર ઢળી પડેલા હોઠ, તેમજ આંખો બહારની કાળી કરચલીઓ અને દાઘ વગેરે સામટું નજરે પડતાં, સામેવાળા માણસને અવીશ્વાસ, ધાસ્તી અને કુદરતી બીચેની તેની સામું જોતાં ઉતપન્ન થતી હતી. પ્રજામાં શકમંદ જેમ રાતે બોલાતું હતું તેમ અધીરો બની તેણે કદાચ પોતાના ભલા બુઝોર્ગ પીતાનું ખુન પણ કરાવ્યું હાય, તેમ તેનો ચેહેરો જોતાં માની પણ શકાય. હાલ તેણે જે પોષાક પહેરયો હતો તે કંઇક ભપકા-ભર્યો હતો છતાં, તેનાં દેખાવ ઉપરથીજ, એક ખરા રાજવંશીમાં જે મોટાઇ, મરદાનગીપણું, માન અને ભકતીભાવનાં ગુણો ખુલ્લા મોહ પર નજરે પડે તે મુદલ દીસ્તા ન હતા, જેથી સામેવાલા મનુષ્યમાં એક રાજાને જોતાં કુદરતી જે માન અને ભકતીભાવ ઉત્પન્ન થાય છે, તે લાગણીઓ દુરયાનસીંગને જોતા સામેવાળામાં ઉશ્કેરાતી ન હતી.

તેનો સાથી જયપાલ સાધારણ કદનો પણ પોખાયલા મજબુત શરીરનો, લાંબી લશકરી મુછો મોટી કાળી દાઢી અને મોટાં મોઢાંવાળો બહાદુર દેખાતો શખસ હતો. તેનામાં પણ સદગુણો કરતાં દુર્ગુણોની ચાલુ ભરતી નજરે પડતી હતી. તે હદબહાર ખુશામતીયો હતો, અને રાણાની મહેરબાની મેળવવાની ઇચ્છાથી ગમે તેવા કુકર્મ કરી અંતઃકરણ વેચવાને કદી આંચકો ન ખાય તેવો માણસ હતો. બદમાશી કરી કદી પણ પસ્તાવાનો જરાબી અંશ તેનાં ખાતકી જીગરમાંથી બાહેર પડતો ન હતો. ટુંકમાં, રાણાની પાપી કારકીરદીમાં તે માયા તેનો જમણો હાથ સમાન હતો.

તેઓ બંને તે ટેકરીને મથાળે જવા માટે બનાવેલા નાના ખડબચડા પગથ્યા ઉપર થઇ ચઢતા હતા. પોતાનાં મોઢાં છુપાવેલા બુરખા હવે તેઓએ સંતોષી જીગરથી છોડી નાંખ્યા. ઉપર ચઢતાં દુર્યાનસીંગે ખુશ જીગરથી ટીકા કર્યા:-

"જયપાલ, આપણું સાહસકર્મ આટલી હદ સુધી ફતેહમંદ ઉતાર્યું છે તેથી મને બહુજ આનંદ થાય છે. અમારૂં સુભાગ્ય જાણે પુર ખીલ્યું હોય તેમ અમુને લાગે છે."

"મહારાજ-આ કાર્ય સફળ થયું તેનું મુખ્ય માન તો આપણા વીશ્વાસુ જાસુસ મુલચંદને ઘટે છે. પારસી જેહાંગીર પટેલનાં ઘરખટલાનો ઉંડો અભ્યાસ તેણે કર્યો હશે, ત્યારેજ તો તેણે આપણુને કલાક અને ઘડીની પણ ગણત્રી કરી કીંમતી બાતમી પુરી પાડી અને આપણે તે ઉપર અમલ કર્યો છે."

"મુર્ખ, બાતમી પુરી પાડી તે ખરી પણ તે પ્રમાણે અનુકરણ કરવા માટે ભારે હીંમત, સમયસુચકતા, સુભાગ્ય અને પુરતી વ્યવસ્થા કરવી જોઇએ, અને તેમ કોણે ફતેહમંદીથી કર્યું?" રાણાએ તરડાઇ સવાલ કર્યો.

"પ્રજાપતી!" તરતજ ખુશામતીઓ જયપાલે બેઉ હાથ જોડી તાબેદારીના દેખાવથી ફેરવી તોલ્યું: "આપની શુરવીરતાને ફતેહનું સર્વ અનુપમ માન અને શાબાશી ખચીતજ ઘટે છે, એમ મારી ખાત્રી થઇ છે."

આ જવાબથી ફુલણજી રાણો દેખઇતો સંતોષ પામ્યો.

તેઓ ટેકરીને મથાળે આવેલાં મહા કાલીનાં મંદીરમાં દાખલ થયા કે તેજ વેળા આંગમાં ફકત ધોતર પહેરેલો, અચોકસ ઉમરનો, કપાળે સુખડ વગેરેના લીસોટા પાડેલો, ગળાંમાં મોટી રૂદ્રાક્ષની માળા પહેરેલો, ભારી કાળાં ભવાંવાળો, મોટાં પેટવાળો એક કદાવર બ્રાહ્મણ નમી નમી પ્રણામ કરતો સામે આવી ઉભો.

તે ધર્મગુરનો દેખાવ તેનાં અંગ ઉપરની ધર્મની નીશાણીઓ છતાં સામેનાં મનુષ્ય ઉપર ઇશ્વર અને સચ્ચાઇ તરફ પ્રેમ અને ભકતીભાવ ઉત્પન્ન કરવાને બદલે, કોઇ બુરી હેરેમંદી શકતીનો ભાસ આપે તેવો કદરૂપો, બીહામણો અને વીકાળ દીસતો હતો. તેનાં કપાળ ઉપર જમણી તરફ એક ઉંડા જખ્મની નીશાણી તેની ભયલીતતામાં વધુ ઉમેરો કરતી હતી. તેના એક હાથમાં ત્રાશુળ અને બાજામાં ખપર (ગુરજ) હતા, જયારે માથે ત્રીપુંડ દોરેલાં હતાં.

"કેમ શાસ્ત્રીજી—શી ખબર છે?"

"ધર્મધીરાજ!" તે મહાકાળીના પુંજારીએ પોતાની તીક્ષણ આંખ્યો આસપાસ ચોકસાઇથી ફેરવી ધીરેથી કહ્યું:— "તમારા હુકમને અનુસરી અહીંથી બે કોસ ઉપરનાં ધાડા જંગલમાં આપણા માનીતા પીપળા હેઠળ મેં બે પાલખીઓ તેમજ પુરતી સંખ્યામાં વીશ્વાસુ ભોઇયાઓ રાખ્યા છે. તે જગ્યાથી રંતનપોર જવા માટે મોટા વેપારી વણજાર મારફેથી મુસાફરી કરવી પડશે, માટે તમારી નાની સંખ્યા જોઈ બીજા વણજારોને શક ઉતપન્ન ન થાય એવી મતલબથી મેં કેટલાક હથીયારબંધ ઘોડેસ્વારો પણ તમો પ્રજાપતીની સેવા માટે તઇયાર રાખ્યા છે. આવી રીતે પુર્વ દીશા તરફથી આવતા એક આબરૂદાર વણજાર તરીકે તમો શ્રીજી કંઇપણ જોખમ ખેડવા વગર આગળ વધી શકશો, તેમજ પુંઠે આવનારાઓને પણ બરાબર ઠાપ આપશો."

"હેમરાજ શાસ્ત્રી, તમે ખચીતજ મારી વકી ઉપરાંત બહુ સંભાળથી અને દીર્ઘ દ્રષ્ટીથી સર્વે ગોઠવણ કરી છે, જેથી મને ઘણો આનંદ થાય છે, અને તેનાં બદલા તરીકે તેમને તમારો ઉમદા મન ગમતો ધધો મારા રાજયની સીમામાં વગર હરકતે ચલાવવા દેવાની મારી તમુને પરવાનગી છે." રાણાએ પોતાની મુછો ઉપર, મનમાં શંતોશ પામી, આંબળા ફેરવતા કહયું.

તે બદમાશ દેખાવનાં ધર્મગુરૂની આંખ્યો, તેનાં "ઉમદા" ધંધા બાબે પરવાનગી મળવાથી કોઇ છુપી ખુશાલીથી એક પળ ચમકી રહી; જયારે જયપાલ તેની તે ખુશાલી જોઇ ખરા જીગરથી એક પલ કમકમયો. રાણો તો પોતે હાલ હાથમાં ધરેલા કામને પરીપુર્ણ કરવાનાં ખ્યાલમાં ચકચુર થઇ ગયો હતો: તેથી તેનાં બે સાથીઓની લાગણીનું લેખ શોધી કાઢી શકયો નહીં.

"હેમરાજ શાસ્ત્રીજી," તેણે પોતાની આગળથી દુર જવાની ઇશારત જયપાલને કરતાં, તે ધર્મગુરને નજીક બોલાવ્યો. તરતજ જયપાળ કેટલાંક પગલાં પાછળ હઠી ગયો અને હેમરાજ તેની વધુ નજીક ગયો.

"હેમરાજ-હાલ તારા હાથમાં એક બીજું અગત્યનું કામ સોંપું છું, જે તારે બહુ સંભાળથી પાર પાડવાનું છે. મારા રાજયનો એક બહુ જાણીતો કરોડપતી સાહુકાર "માણેકચંદ નગીનદાસ" થોડીક મુદતમાં નાણાની ઉઘરાણી કરવા મને ફંતાયો આપવા આવનાર છે. મારા રાજયમાં વેપાર કરી કરોડપતી બનાર આ સખસે મને આગળ નાણાની મદદ કરી હતી; પણ તે લેણું ઉઘરાવવાની આ સખસની ચાંપતી માંગણી મને મુદલ પસંદ નથી, માટે તેને મારા માર્ગમાંથી બહુ સફાઇથી હંમેશનો દુર કરવો છે."

"પ્રજાપતી, આપનો આશાંકીત સેવક કંઇ પણ સાહસ કર્મ કરવા તત્પર છે, માટે ફરમાવો." તે લુચ્ચા બ્રાહ્મણે ભયંકર રીતે ડાચું કરી જવાબ દીધો.

"હેમરાજ-તે ક્યારે પોતાનો કસબા અંકલેશ્વરમાંથી બહાર પડી રતનપોર મારી ઉપર ઉઘરાણી કરવા આવશે, તેની બાતમી તને વખતસર પ્હોંચાડીશ, કે તરતજ તારે તેને માર્ગમાં સપડાવવો; કીતો આપણી પવીત્ર મહા બળવાન મહાકાળી માતા, જેને આજ લાંબો વખત થયો મનુષ્યનો ભોગ આપ્યો નથી, તેને આ શીકારને અર્પણ કરવી; અથવા તો તારા તાબા હેઠળનાં હંમેશનાં ધંધાદારી ઠગો સાથે ગોઠવણ કરી તેને લાભકારક "બનીજ" (શીકાર) ગણી તેને સ્વધામ પહોંચાડજે."

"મહારાજ—હવે આ બાબતમાં વધુ કાંઇ પણ કહેવાની જરૂર રહી નથી. મારી હંમેશની સંભાળથી આ કામ એવું તો ચોકસાઇ અને છુપી રીતે પાર પાડીશ કે પૃથ્વી ઉપરનાં મનુષ્યો એમજ કહેશે કે શાહુકાર માણેકચંદ એકાએક ધરતીમાં કેમ ગરક થઇ ગયો હશે!"

થોડીક પળો સુધી તમામ શાન્તિ ફેલાઇ.

"ક્ષમા કરજો બાપજી," લુચ્ચો હેમરાજ બેઉ હાથોથી નમસ્કાર કરતો બોલ્યો. "આપ કર્મવીરે હાથમાં લીધેલું કર્મ પરીપુર્ણ થયું છે કે તે પુછવાની રજા લઉં છું."

"હેમરાજ—મારી વકી ઉપરાંત બહુ સહેલાઇથી રંભાના જેવી બે રૂપાળી પારશી કુંવારીકાઓ તે સાહસકર્મનાં વાજબી બદલા તરીકે નીચે બેઠેલી છે."

"પારશી કુંવારીકાઓ!" અચરતીથી ડોળા કાડી ગાંસી બોલી ઉઠયો.

"ખચીતજ—શેખીખોર, રાજદ્રોહી પારસી કોમની બાળાઓ." રાજો મગરૂરીથી મુછો ઉપર આંગળા ફેરવી બોલ્યો.

"હે રાજન!" હેમરાજ કંઇક શંકા અને કચવાટથી બોલવા લાગ્યો:— "તમારા રાજની લગામ હાથમાં લેતાં સહીતજ આ સાહસકર્મ કરી બળવાનાં પારશીઓની લાગણી દુખવી દુશમનાઇ કરી છે, તે માટે મને કંઇક ફીકર ઉત્પન્ન થાય છે. આ અજાયબ જેવી કોમને પીડી કે દુઃખ દઈ કોઇ સુખી થયા નથી, કારણ આ કોમનું આત્મીક બળ એટલું બળવાન છે કે ઘણીકવાર તેને દુઃખ દેનાર તદન પાયમાલ થયા છે! યાદ છે કે ભાડા વાલક, સરથાણો અને લશકાણાનાં ભીલોએ એ કોમને પીડી, ત્યારે તેનું કેવું ભયંકર વેર પારશીઓએ લીધું હતું."



"હે રાજન!" હેમરાજ શાસ્ત્રી કચવાટથી બોલ્યો:! "......પારસી જેવી કોમને પીડી કે દુઃખ દઇ કોઇ સુખી થયા નથી, કારણ આ કોમનું આત્મીક બળ એટલું બળવાન છે કે ઘણીકવાર તેને દુઃખ દેનાર તદન પાયમાલ થયા છે...." (સફો ૨૬.)

"ચુઉપ !–તારા જેવા મહાકાલીના ભાવીક પુંજારીને આવા બાયલા વહેમી શબ્દો અને વીચારો માટે શરમાવું જોઇએ." દુર્યાનસીંગે એકાએક ગુસ્સાથી તરારો પાડયો.

"મહારાજ–મેં મહાકાલી અને ભવાની માતાની સેવા વરસો સુધી ઘણાએક મનુષ્યના બળીદાન આપી કરી છે. પવીત્ર નર્મદા નદીનું પરીક્રમણ અહીંથી નીકળી છેક તેનાં મુળ "અમર કંટક" લગી જઇ ત્યાંથી સામે કાંઠે ઉતરી દર વર્ષે કરું છું, તેથીજ માતાજી મારા ઉપર વારંવાર પ્રસન્ન થાય છે અને મને દરશન પણ દે છે; તેમજ ભવીષ્યનાં અચોકસ કહેવાતાં પેઠામાં હું અગાઉથી કંઇક જોઇ શકું છું. આ ઉપરથીજ તમારા હાલમાં કહેવાતા સાહસકર્મ વીષે મને શંકાશીલ થવાનું કારણ મળ્યું છે."

"મારા માથે ઉઠાવેલા કોઇપણ કાર્યો માટે ટીકા કરવાનો કોઇને હક નથી." રાણાએ તુમાખ અને દમામથી જવાબ દઇ તે વાત ત્યાંજ બંધ પાડી.

"પ્રજાપતી," રાણાને જયપાલ સાથ પાછા ફરવાની તઇયારી કરતો જોઇ, તે બ્રાહ્મણ નજીક જઇ ધીરે અવાજે યાદ આપતાં બોલ્યોઃ–"પેલી બાબતમાં વખતસરની મને ખબર પહોંચાડશો તો ઠીક થશે."

ફકત હાનું ડોકું ધુણાવી રાણો તુમાખથી ચાલતો થયો, જેની પાછળ જયપાલ પાળેલા કુતરા મીસાલ ચુપચુપ ટેકરી નીચે ઉતરવા લાગ્યો.

જો કે રાણો તે પુજારીનાં, પારસીઓ બાબેનાં પ્રમાણીક વીચારોથી તરડાઇ પડયો હતો, છતાં અંદરખાનેથી તેનાં ઉપર કંઇક અસર થયલી હોવીજ જોઇએ, કારણ કે તે કંઇક ગંભીરાઇ અને વીચારવંત ઢબે ચુપચુપ નીચે ઉતરતો હતો.

પોતાની ઉપર જુલમ કરનારાઓને નીચે આવતાં જોતાં તે બે પારસી સુંદરીઓની વાતચીત બંધ પડી. તેઓએ એવો ઠરાવ કર્યો હતો કે તે કીરતારની માયા અને પનાહમાં પોતાની સરજત છોડી, તેઓએ ચુપચુપ દરેક અપમાન કે આફત સહન કરવાં. જેથી જ્યારે તે બે ગરાસીયાઓ મુસાફરી પાછી શરૂ કરવાની તૈયારી કરતા હતા, ત્યારે તેઓ નીરાશ અને ગંભીર ચહેરે તે જોતી ઉભી રહી, અને કંઇપણ ખેંચતાણ કર્યા વગર કે બોલાચાલી વગર તેઓ સાથ ઘોડે બેસી મુસાફરી પાછી શરૂ કરી.

થોડા કલાકની મુસાફરી પછી તેઓ એવી એક સુંદર અને ખુશનુમા જગ્યે આવી પુગ્યા, કે જ્યાં જમણા હાથ ઉપર લીલોતરીથી ભરપુર નાની

ટેકરીઓની હારો હતી, જેમાંની એકમાંથી નાનો દુધમા પોષ વહી, રૂપેરી ઘંટડીનો નાદો અવાજ કરતાં એક નાળાનું રૂપ લેતો હતો. આ પોષ હેઠળ એક ઓળાકારનું કુદરતી તળાવડું હતું. જેનાં દીલપઝીર ફુલ ફળવાળા કીનારે એક વૃધ પીપળાનું પોખાળ ઝાડ હતું, જેનાં હેઠળ બે પાલખીઓ અને કેટલાંક હથીયારબંધ સીપાહો હતા, તેમજ ઘોડા બાંધેલા હતા. રાણો તે પીપળા આગળ સીધો ગયો, અને તેણે અને તેનાં સાથીએ પોતે ઘોડેથી ઉતરી બન્ને સ્ત્રીઓને પણ ઉતારી. સીપાહોનાં સરદાર જેવા કોઈ શખસ સાથ ઝડપથી વાત કરી, કે કેટલાક ભોઈયાઓ બે પાલખી ઉંચકી જરબાનુ અને નવાજ આગળ આવી ઉભા, અને તેની અંદર તેઓને પેસવાની અરજ કરી. એક પળ તે નાઝનીનોએ એકેક તરફ મમતાથી જોયું, પછી આસમાન તરફ દાદ ચહાતાં હોય તેમ નેમાઝ કરી, તે પાલખીઓમાં ખુદાનું નામ જબાન ઉપર લઈ બેઠી.

તરતજ સર્વે સીપાહો ઘોડેસવાર થયા, જ્યારે ભોઈઆઓ તે પાલખીઓ ઉંચકી કે આગળ કુચ શરૂ થઇ. તેઓ તે ખુશનુમાં જગ્યા છોડી વેહુ બીયાબાન જંગલોમાંથી પસાર થઇ એક મોટા ધોરી રસ્તા ઉપર આવી પુગ્યા, જ્યાં દેખઈતી વણજારોની આવજાવ હોય તેમ જાનવરો અને ગાડાંનાં પઇડાનાં લીસોટા રસ્તામાં પડયા હતા.

તેની ટોળકી, જેવી આ વેપારી માર્ગમાં દાખલ થઇ કે રાણાએ તેમજ જયપાલે પાછું પોતાનું મોઢું દુપેટાથી છુપાવ્યું. રાણો બન્ને બાનુઓની પાલખી નજીક જઇ ખબરઅંતર પુછતો હોય તેમ, જરબાનુની પાલખીનું બારણું અરધું ખોલી અંદર ડોકું કરી ધીમા ધમકીભર્યા સાદે બોલ્યો કેઃ–

"એ સુંદરી! માર્ગમાં આંવતી બીજી વણજારો વખતે જો કંઇબી તોફાન યા ઇસારત કરી તાસ તરફ પારકાઓની દીલસોજી ખેંચવા કોશેશ કરીશ, તો ઇશ્વરના નામથી કહું છું કે તેજ ઘડી મારી આ તલવાર, આ તારી મરોડદાર ગોરી ગરદનને શરીરથી છુટી પાડશે, માટે ખુબ સંભાળજે."

આવીજ ધમકી તેણે નવાજને પણ આપી; પછી જાણે તે કોઇબી વખતે અમલમાં મુકવા તૈયારજ હોય તેમ, તરવારને મ્યાનમાંથી ખેંચી કંઇક ઢીલી કરી, તે પાલખીઓની અડોઅડ ઘોડો રાખી આહુ સ્વારી કરવા લાગ્યો.

જ્યારે રાત પડવા આવી ત્યારે એક નાના ગામડામાં તેઓ ચાલી ગયા, અને એક બુઢ્ઢા બ્રાહ્મણનાં ઘરમાં બન્ને બાનુઓને ઉતારો આપ્યો. તેઓનાં

કમનશીબે તેઓની ખીદમતમાં જે ઉન્દુ ખુરદી બાઇ હતી તે દુઃખી, કાયર અને તદનજ બહેરી હોવાથી, તે બન્ને દુઃખી અબળાઓ ભારે અગવડ ભોગવવા લાગી: આખા દીવસની થાક, મનની બેચેની અને ભુખનાં ચમરાથી, તે સુખચેનમાં ઉછરેલી સુંદરીઓની શી અવદશા થઇ હતી, તે ફકત વાંચનારની કલ્પના શકતી ઉપરજ છોડી દઇશું. આવા કફોડા સંજોગ હેઠળ, દુઃખ, થાક અને ભુખથી બાજે વેળા એક મનુષ્યની મનની સ્થીતી કેવળ કુદરત અને પાક કીરતાર તરફ અવીશ્વાસુ અને તોફાની બની જાય છે, અને તે ઇનશાન "કુદરતમાં ઇન્સાફ નથી" "સર્વે સૃષ્ટીનું બંધારણ ઢંગધડા વગરનું છે" વગેરે ઉદગારો બોલી પોતાની લાગણીને રસ્તો આપે છે. પણ જરથોસ્તી દીન ઉપર સાબુત ઇમાન અને બેહદ જાનફેશાની કરનાર આ બે પારસણો તેમાં અપવાદ સમાન હતી. જેમ જેમ વધુને વધુ મુશ્કેલી પડતી જતી હતી, તેમ તેમ તેઓ "જેવી દાદગરની મરજી" જેવી તે સાહેબની ઇચ્છા," એમ બોલો બોલી દાંત પીસી સઘળું સબુરીથી ખમતી હતી.

આખરે બીજે દીને બપોરે તેઓની દુઃખદાયક મુસાફરીનો અંત આવ્યો. તેઓ રાણાની રાજધાની રતનપોરમાં પુર્વ દીશા તરફથી બંગાળ રસ્તે દાખલ થયા હતા.

પોતાના પાપી વેરનું પહેલું પગલું પુર ફતેહમંદીથી પસાર થયું હતું, તેથી રાણો બહુ આનંદમાં આવી ગયો હતો, તેણે પોતાના સાથી જયપાલને સારી જેવી રકમથી નવાજ્યો હતો.

તે પાલખીઓ આગળ ગયો અને પોતાની રાજધાની રતનપોરમાં તેઓ આવ્યા હતા, એમ દમામથી ખબર આપી. જયારે એક સરદ હાય મારી તે સુંદરીઓએ તે વધાઇ (!) જાણી.

---

## પ્રકરણ ૬ ઠું.

## "ખુરશેદ અને સોહોરાબ."

હાલતરત આપણે તો બંને બાનુંઓને રતનપોરમાં છોડી, તેઓ ખાતર વરિયાવમાં શું દોડધામ ચાલી રહી હતી અને તેનાં પરીણામમાં બંનેનાં બદરામણા ખાનીંદો શું ઉઠલપાઠલ કરી રહયા હતા, તે આપણે પ્રકરણ ૨ માં વાંચી ગયાં છીએ,

તે બંને છેમરે જખમાયલા, કીનાથી તવળતા જવાનો તેજ રખશ ઉપર સવાર થઈ સહવારના ઝઝકળામાં દુશ્મનની પુંઠ પકડવા નીકળી ગયા. જરબાનુ અને નવાજને ચોરી જનાર કઈ દીશા તરફ નાશી ગયા હતા તે શોધી કાઢવા કંઈ મુશકેલી નડી, અને કીમતી વખત ઘણો ગુમાયો. ખબર કાઢતાં ગામની બાહેર ઝુપડામાં વશનાર એક બુઢી વારણે તેઓના સવાલનો જવાબ દીધો કે કલા કો અગાઉ બહુ ઝડપે કોઇ બે ઘોડેસવારો ઉતર તરફ ધસી જતા તેણીએ દીઠા હતા; પણ અર્ધ ઉજરડી રોશનીમાં તેણી તેઓ કોણ હતા, અને તેઓ સાથ બીજાં કોણ કોણ હતાં તે બાબે તેણી તદન બીનમાહીતગાર હતી.

આ ઉપરથી તેઓ ઝનુનથી દાંતો કચકચાવતા ઉતર દીશા તરફ જુસ્સાથી ધસ્યા ગયા. અસાધારણ ઝડપે પુઠે દોડતા તેઓ છેક "કીમ" નદી ઓળગી પેલે પારનાં ગીચ જંગલોવાળા પ્રદેશમાં દાખલ થયા. આપણે આગળ જોઇ ગયાં છીએ કે દુર્યાનશીએ પુઠે આવનારને થાપ આપવા, મોટો ધોરી રસ્તો છોડી જંગલમાં વાંકાચુકા અને છુપા રસ્તે પોતાની ઝડપી મુસાફરી કરી હતી.

ખુરશેદ અને સોહોરાબ યાહોમ આગળ વધતા જંગલનાં એક એવા માર્ગનાં સંગમ ઉપર આવી ઉભા કે જ્યાં ત્રણ રસ્તા મળતા હતા. એક ઉતર, બીજો પશ્ચમ અને ત્રીજો પુર્વ. આ ત્રણેમાંથી કયા મારગે આગળ વધવું એ બ્મીતજ ગુંચવાવનારો સવાલ થઇ પડયો. તેઓ જમીન ઉપર એહીં તહીં બારીક તપાસ કરવા લાગ્યા કે ઘોડાની ખડીઓની કંઇપણ નીશાન જમીન ઉપર જણાય. પણ તે ત્રણે માર્ગો ગાડાં વગેરેથી એટલા તો બગડી ગયા હતા કે સઘળે ઠેકાણે ધુળના ઢગ અને ખાડા પડેલા જણાતા હતા; એટલે તેઓની તપાસનું પરીણામ કાંઇ નહી આવ્યું.

તેઓ હવે શું કરવું તેના ખ્યાલમાં અધીરા બની ઉભા હતા, તેવામાં પુર્વ તરફનાં રસ્તેથી કોઇએક આમડયો માથે તરકારીનો ટોપલો લઇ તેઓ તરફ આવતો જણાયો. મોટી આતુરતા અને અધીરાઇથી ખુરશેદે તેને પુછયું કે કોઇ બે ઘોડેસ્વારો તેણે જતા જોયા હતા કે?

"હા, મેં જોઇલા. બહુ ઝડપે દોડી ગયલા, હાથે કોઇ બે અસતરીઓ ઝાહેલી હતી."

"શાબાશ, તારો બહુ આભાર થયો," સોહોરાબે છુટકારાનો દમ ખેંચી ઝડપથી બોલવા માંડયું, "લે, તેં જે કીંમતી બાતમી વખતસર આપી તેના નજીવા બદલા તરીકે આ રૂપ્યા એકનું ઇનામ છે."

"નીંહ, ઉં નીંહ લેઉં!" તે ગામડીયાએ નાનો હાથ હલાવતાં ડોકું ધુણાવી કહ્યું.

"અરે, ભાઇ જરૂર રાખ—એમાં કાંઇ ખોટું નથી." વધુ વખત ખોટી થવાનો ખ્યાલ ખમી ન શકતાં, ઘોડાની દુમ ઉપર એક એડ મારતાં ખુરશેદે ટીકાં કર્યાં, અને ઝડપથી રૂપીઓ ૧ તેના હાથમાં આપી દઇ, તેઓ બોલતાબોલતામાં તો નજર સામેથી ગુમ થઇ ગયા.

તેઓ વીજળી વેગે દુર નીકળી ગયલા જોઇ, તે ગમાર જેવા દેખાતો ગામડીઓ ભયંકર રીતે હસતાં પોતા સાથ બોલી ઉઠયો:—

"આહહહ! વાહ! કામ તો ઠીક પાર પયડયું! આપણે તો બેઉ બાજુથી કમાયાં—, આગલા બે અહવારોએ રૂપીઆ પાંચ આપતાં, કબુલાત લીધી કે થોડીવારમાં બીજા જે ઘોડેહવારો આવે તેને બહ, હુરજ ઉગે તે દીહામાં જવા કેવું! જયારે પોતે તો આલી ઉતર દીહા તરફ દોડેલા! આહ! આહ!! આપણું હું? રૂ. ૬ હપાટામાં કેપાઇ પરવારીખી ગીયાછ, છાલ-હવે તાડી પી મોજ મારીએ."

તેઓને સાબુત થાપ આપવા રાણીએ કેવી સાવચેતી વાપરી સહેલી રીત મહલ કરી, તેઓને મુર્ખ બનાવ્યા હતા, તેની તેઓને ખબર પણ ન હતી; અને તેઓ તેમ વીચારી પણ ન શકયા. પુર્વ દીશામાં આગળ વધતાં દરેક કદમ કોંગ કે ગાઇલ તેઓને તેઓના શીકારથી વધુ ને વધુ દુર રાખતો હતો, તેનું તેઓને મુદલ ભાન ન હતું. પણ આખરે તેઓએ પોતાની ભુલ જોઇ, બપોર પછી તેઓની નજરે એક ગામડું જણાયું; જયાં જઇ ખબર કહાડતાં જણાયું કે દીવસો થયાં તે તરફ કોઇ પણ બે મુસાફરો સાથે સ્ત્રીઓને લઇ પશ્ચિમ તરફથી તે ગામમાં આવ્યાજ ન હતા! આ ખબર તેઓએ જેમ ભારી અચરતી તેમ કંઇક અવીશ્વાસથી સાંભળી. બીજા ગામડયાને પુછી જોતાં પણ તેજ જવાબ મળ્યો; ત્યારે તે નાપાક મુસાફરો ગયા કયાં હશે? એમ તેઓને વીચાર આવયો. તેઓએ માર્ગમાં કોઇપણ જગ્યે પગ રસ્તો દીઠો પણ ન હતો કે તે રસ્તે તેઓ છટકી ગયા હોય એમ ધારી શકાય. તેમજ માર્ગમાં તેઓએ ઘોડાના પગની નીશાની પણ જોઇ ન હતી એ કંઇક શકમંદ બનવા વીચારવા જોગ લાગ્યું. ત્યારે પેલા ત્રણ રસ્તાના સંગમ ઉપર ખબર આપનાર ગામડયો શું જુઠું બોલ્યો હતો? તેમજ હોવું જોઇયે એમ તેઓ આખરે ખુલ્લું માનવા લાગ્યાં; છતાં તેમાં કંઇ અચો

કસતા દાખલ થઇ, કારણ કદાચ એમ પણ બને કે તે લુટારાઓ તે ગામડામાં ન આવતાં તેની છેટેથી ગુપચુપ આગળ વધ્યા પણ હોય. સંજોગ જોતાં તેઓને આ અનુમાન વાજબી લાગ્યું, તેથી તેઓએ રાતવાસો ત્યાંજ કરી બીજી સવારે આગળ વધ્યા.

કંઇપણ આશા વગરના કલાકો પસાર થયા પણ કંઇજ પરીણામ નહી. જંગલો, બીયાબાનો, નદી નાળા, ટેકરીઓ કુદાવી તેઓ આગળ ધસતા હતા. તેઓની ધીરજ ઘટતી ગઇ જ્યારે કીનાની આગ વધતીજ ગઇ. પણ અતી નીરાશામાં પણ આશાનું ઝાંખું કીરણ હોય છે, એમ તેઓને ખબર ન હતી. એક ટેકરીને મથાળેથી ચોગમ તકાસણ ચલાવતાં ઘોડો દોડાવતા એક ઘોડેસ્વારને તેઓ તરફ આવતાં તેઓએ જોયો, જેથી સેતાબીથી તે ટેકરી ઉતરી જઇ તેઓ સીધા તેની તરફ ધસ્યા ગયા. નીચેના ગીચ જંગલમાંના એક ઝાડ હેઠળ એક ઘોડો ચરતો ઉભો હતો, જ્યારે તેનો સ્વાર એક બીજા દરખત હેઠળ બેસી પોતાની પીઠે બાંધેલા પોટલામાંથી ખોરાક કાઢી ન્યામત કરતો, તેઓના તરફ પીઠ કરી, બેઠેલો જણાયો. તેનાં કંઇક દમામદાર અને કીમતી પોષાક ઉપરથી જણાતું હતું કે તે રાજ્યનો ખેપ્યો હતો. તેઓની વ્હાલી દીલબરોને જુલમથી ચોરી જનાર રાણાનાં નોકરને જોતાં તેઓનો કીનો વધુ ઉશકેરાયો. તે બેગાનાએ પણ તેઓને જોઇ કંઇક ગભરાઇ જઇ પોતાની સમશેરની મુઠ ઉપર હાથ મુકયો.

"એય ખેપ્યા!" પોતાની તરવાર ઉગામી ધમકી આપતા દેખાવે ખુરશેદ બખાળ્યો. "સેતાબીથી અમુને ખબર આપ કે તારો લુટારા લાલીનો હેંચકારો રાણો બે નિરાધાર અબળાઓને ઉપાડી જઇ કયાં ભરાઇ બેઠો છે!"

"વટેમારગુઓ,—તમે કોણ છો, અને કુર્મવીર મહારાણાજી વિષે આમ ખુલ્લા તુચ્છકાર અને અસભ્યતાથી શા કારણે બોલો છો?

"એઅદબ ગુલામ!" સોહોરાબ ઉશકેરાઇ વચ્ચે બોલી ઉઠયો:-"તું આંધળો છે કે હમે કોણ છૈયે, અને શા કારણે સવાલ પુછયે છીએ? બોલ—નાપાક, તું કયાંથી આવ્યો અને કયાં જાય છે?"

"ભલા—મને શા કારણસર ખોટી ધમકી આપો છો? મને મારે માર્ગે જવા દયોની?" તે પેગામચી દેખાઇતા ગભરાટથી પોતાની જગ્યેથી ઉઠતાં બોલ્યો.

"ખબેરદાર કમીના! એક કદમ પણ આગળ વધ્યોછ તો આ કીનાથી તવળતી શમશેર તારું બદમાંથ ડોકું ઉડાડી નાંખશે!" ખુરશેદે તણાઇને દાતી કરી:-"પુછયે તેનો સીધો સાચો જવાબ દે."

તું શું કામે જાયછે!"

"બાપજી, હું તો પરમકૃપાળુ રાણાજીને કામે અંકલેશ્વરમાં એક સાહુકારને મળવા ખાસ જાઉં છું."

"ઠીક, હાલ તારો રાણો કયાં ભરાયો છે!"

"રાજધાની રતનપોરમાં."

"તે નાપાક બદમાશ પોતા સાથ જે બે પારસી બાનુઓને ચોરી ગયો છે તેઓ કયાં છે? તેઓને કયાં છુપાવી છે!"

"મને ખબર નથી."

"સાચું બોલે છે! ખુદાના કસમ લઇ?"

"હા—સત્ય બોલું છું."

"જો હજી પણ સાચું બોલ-તેમાં તુંને કંઇ નુકસાન નથી. મને તો એમ લાગે છે કે તું હમુને ઉડાવે છે?

"ના," તે બેપ્પો હોઠો દાબી માંથું ધુણાવી ટુંકમાં બોલ્યો.

"સોહોરાબ—" ખુરશેદ એકાએક જીવપર આવી ઠરાવભર્યા અવાજે પોતાના સાથી તરફ મોહું ફેરવતાં બોલ્યોઃ-"પેલું ઘાસ, ઝાડની સુકી ડાળીઓ વગેરે એક ઠેકાણે એકઠું કર—, આ બદમાશને પારસીઓ સાથ સાચી વાત કેમ કરવી તેનો હું કંઇક ખ્યાલ આપું છું."

તરતજ તેનાં ફરમાવ્યા મુજબ સોહોરાબ કામે મંડી ગયો, જયારે ખુરશેદ એક ચી-તા મીસાલ તે બેપ્પા ઉપર તુટી પડયો, અને તેને જમીન ઉપર પટકયો. પણ તે મરાસ્યો બેપ્પો કસાયલા બદનનો હોવાથી ઝનુનથી જમીન ઉપરથી ઉઠયો અને ખુરશેદને બાઝી પડયો. તેઓ બંને હાથોહાથ ઝપાઝપી કરવા લાગ્યા, જે જોઇ સોહોરાબે વચ્ચે પડી જલદી નીકાલ કરવા ધસારો કર્યો, પણ ખુરશેદે તરતજ પોકાર કર્યો કેઃ—

"ખબરદાર! વચમાં ના આવતો. મારે એક પારસી મરદ તરીકે એકલે હાથે લડાઇ હારવી યા જીતવી છે. આ ચંડાળ કદી એમ નહી કહેશે કે બે પારસીઓએ સામટા લડી એક મરાસ્યાને જેર કર્યો."

પણ થોડીવારમાં અથંગ કુસ્તીબાજ ખુરશેદનાં હાથે તે બળીષ્ટ મરાસ્યો તમ્મર ખાઇ તુટી પડયો, કે તેનીજ પાઘડીથી તેના મુસ્કાતાત ખુરશેદે કર્યા.

"ચાલ બેરાદર! હવે આ બદમાશને આ ઝાડની ડાળી સાથે તેનાજ ઘોડાની લગામથી બાંધી તાંગ્યે, અને પછી નીચે બળતું સળગાવી જોઇએ, કે તે સાચું બોલ છેકે નહી!"

ભારે ગભરાટથી દીગમુઢ બની ગયલા તે ગરાસ્યાને તાબરતોબ તેઓએ ઝાડ ઉપર ટાંગ્યો કે પછી તેની નીચે સુકેલા ઘાસના ઢગને સળગાવ્યો! આવી ભયંકર સ્થીતી પોતાની જોઇ તેમજ તે બે પારસીઓનાં દ્રઢ ઠરાવવાળા ઝનુની ચેહરા જોઇ તે ગરાસ્યાએ પોતાનાં જાનની આશા ખોઇ દીધી. તે રાણા દુર્યાનસીંગનો જમણો હાથ "જસપાલ" હતો. આપણે આગળ કહી ગયા તેમ તેણે ઘણા કુકર્મો કર્યાં હતા, પણ આ વખત તેનાં માંથાનાં પારસીઓ મળવાથીજ તે ધ્રુજવા લાગ્યો. બળતું ધીરે ધીરે ઉંચે ચઢી આખરે તેનાં ઉઘાડાં પગની પાટલીઓ બળવા માંડી, છતાં દાંત પીસી તેણે મકમ મનથી તે ખમ્યું; પણ જ્યારે બળતું છેક તેના ટેટાં સુધી ફેલાઇ જઇ, બાળ બાળી દઇ માસમાં અગનનાં બળત્રાં શરૂ કરવા માંડયાં કે તેણે દુઃખથી દયા અને માફી માટે ભારે પોકરો કરી, તે એકાંત જંગલ ધમધમાવી મુક્યું.

"મને બચાવો પારશીઓ! હું સઘળું કબુલ કરૂં છું! ઓ! બળી જાઉં છું! મને બચાવો!!"

"સોહોરાબ—પેલી લગામનો છેડો ઢીલો કર, અને આ નાપાકને જમીન ઉપર ઉતાર," ખુરશેદે લાગણી વગરનાં ઠંડા સાદે ધીમેથી ફરમાવ્યું.

તરતજ તે જાલુસ ઘા ખેપ્યો જમીન ઉપર ભારે વેદનાથી પીડાતો તુટી પડયો.

"કુમ—ચંડાળ! હવે સચાઇ એટલે શું તેનો ખ્યાલ મગજમાં ઉતર્યો કે! એક પારસીને ખોટું કહેવાથી કદી તું ફાવતેજ નહી." ખુરશેદે તાણો માર્યા, પછી પોતાની તલવાર ખેંચી તેની નજીક જઇ ઉભો રહેતા ફરમાવ્યું:—

"બોલ—કંઝડપથી તદન સાચો ખુલાસો કર,—રાણો બે પારસણોને ઉપાડી ગયો હતો તેઓ હાલ ક્યાં છે!"

"મહારાજ સાથની ગઇ કાલની એક જંગલમાં થએલી મુલાકાતની વાતચીત ઉપરથી અનુમાન કાઢું છું કે તે સ્ત્રીઓને રતનપોરમાં જતાંવાર રાણાજી તરફથી ચોકસ માગણીઓ થશે અને જો તેનો જવાબ મનમાનતો ન મળશે, તો રાણાજીએ તાતજ ભયંકર કીનો લેવા સપત લીધા છે; જેથી બેમાંની વધુ સુંદર નારને વીંદ્યાચળ પર્વત ઉપર આવેલા મહાકાળીનાં પુરાણા મંદીરમાં કેદ કરવામાં આવશે અને તેણીનો શું કેજ આવશે તે ઇશ્વર જાણે!"

"નાપાક—નીચ - શયતાન!" ખુરશેદ વધુ બખાળી ઉઠયો. "સાચુ બોલ—રાણો આ રસ્તેથી પસાર થયો હતો કે!"

"ના તેણે ઉતરનો માર્ગ ધર્યો હતો."

"તું અંકલેશ્વર શા માટે ખાસ ઝડપથી મુસાફરી કરે છે?"

"સાહેબો, ધર્મરાજ રાણાજીને ગાંદીએ આવવા અગાઉ અંકલેશ્વરના એક ધનાઢય શ્રાવક વાણીઆ સાહુકાર પાસેથી નાણાંની કેટલીક રકમો ઉછીકી લીધી હતી, તે હાલ રાણાજી તેને વયાજ સીકે ભરી આપવા આતુર છે, તેથી તે સાહુકારને રતનપોર લાવવા રાણા તરફથી ખાસ આમંત્રણ કરવા જાઉં છું."

"સોહોરાબ-પ્રપંચી લુચો રાણો કોણ જાણે આ કોઇ નીરદોષ સાહુકાર સાથ શું બાજી રમતો હોશે!" તેણે બાજુમાં લઇ જઇ સોહોરાબને ધીમેથી કહયું.

"પણ-આ બાબતથી આપણા કામ ઉપર કંઇ અસર થતી નથી, તેથી આપણે વધુ સવાલો પુછવામાં ફોકત વખત ખોઠીયે છીએ." સોહોરાબે સલાહ આપી. આથી તેઓ પાછા તે કેદી આગળ ગયા.

"યાદ રાખજે ભવીષ્યમાં, અયે કમીના! કે પારસીઓને મુર્ખ બનાવવાની કે તેઓ સાથ ઠગાઇ કરવાની શરકશી ના કરતો, નહી તો જીવથી હાથ ધોશે," ખુરશેદે તે ખેપ્યાને પાછો તતરાવી નાંખ્યો.

"ખુદાનો શોકરાનો કર કે તારી સચાઇને લીધેજ તું આજે જીવતો રહયો છે!" સોહોરાબે વધુ ઉમેર્યું.

ત્યાર પછી તેઓએ વીંધ્યાચલ પર્વતમાં કઇ બાજુએ મહાકાળીનું મંદીર આવ્યું હતું તે દીશા વગેરે તેને પુછી લીધું.

તે ખેપ્યો પીઠ પાછળથી આડી નજરે પોતાના ઘોડાને જીન લતરાવતાં જોવા લાગ્યો, કે રખે તે ઝનુની પારસીઓ એકાએક દોડી આવી તેની પીઠમાં તેજ ખંજર ચલાવી દેય! પણ જયારે તે સલામત પોતાના ઘોડે બેઠો ત્યારે તેને જીવ આવ્યો, અને તે ઘણું નમી નમીને તાબેદારીથી તેઓને સલામ કરી. બીજી દીશામાં ઝડપથી નીકળી ગયો.

## પ્રકરણ ૭ મું.

## "પારસીઓનું ઝનુન!"

તે બંન્ને જવાંમર્દોને તે જંગલમાં છોડી આપણે ખુદ વરિયાવમાં શું હલચાલ થતી હતી તે ઉપર ઉડતી નેગાહ નાંખીશું.

આતુરતાથી ખેંચાતી સર્વે જરથોસ્તીઓની આંખ્યો ખેંચાઇ આવી, અને દરેક પળે આશા કરતાં નિરાશા અને ખીજવાત સર્વમાં વધતોજ ગયો. બે લાંબા દુઃખી દિવસો પસાર થઇ ગયા અને ખબર કંઇજ નહીં! પુઠ પકડાયલા અને પુઠે ગયલા બેઉ ગરક થઇ ગયા! દર કલાકે જેહાંગીર પટેલના મકાન આગળ આતુર જરથોસ્તીઓ ખબર મેળવવા આવી જતા હતા; પણ બીજા દિવસની બપોરના એક વેળાનું શાંત વરિયાવ તળેઉપર થઇ ગયું.

બજારમાં હર તરેહની અફવા ઉડી રહી હતી, જેમાં જુલમથી ઉઠાવી લઇ ગયલી બે બાનુઓ ઉપરની રાણા તરફની બેહદ સીતમની વાતો પુર જોશમાં ફેલાઇ ગઇ, અને તેઓને ભયંકર મહાકાલીને ભોગ તરીકે અર્પણ કર્યાં, એમબી જયારે અફવા ફેલાઈ ત્યારે તો કોમ-અભીમાની જરથોસ્તી જવાનોનું લોહી તદનજ ઉકળી આવ્યું, અને તેઓ ફાટા રાતા ડોળા સાથ કંઇ પણ ચીજ ઉપર પોતાનો ભરાઇ રહેલો કેહેર ખાલી કરવા બેબાકળા બની દોડતા હતા. એટલું ઠીક હતું કે ગામમાં સાથે વસ્તા હિન્દુ ભાઇઓ પણ પારસીઓનો ગુસ્સો વાજબીજ હતો એમ બોલી દીલસોજી બતાવતા હતા, નહિં તો કે વગર ફોકટના નજીવા બહાને ત્યાંના સંપીલા વતનીઓમાં આપસ આપસમાં માથાં ફાડતે.

આવી સ્થિતી વેળા કેટલાક ઉશ્કેરાયલા પારસી જવાનોને કાને એવી વાત આવી કે રાજનો એક ચોક્કસ વહીવટદાર, જેને દુર્યાનસીંગે ગાદીએ આવતાંજ પોતે નેમ્યો હતો, અને જેના વીષે પહેલાંથીજ બોલાતું હતું કે તે રાણાનો મળતીઓ હતો; તેણે કેટલાક હીન્દુઓની હજુરમાં પારસી બાનુઓને ઉપાડી જવાના રાણાનાં હીચકારા કાર્યને રાણાનું મરદાનગીભર્યું સાહસ કર્મ હતું એમ વખાણ્યું હતું. તેના ભાઇના વહેવારને લીધે તે કસ્બામાં બહુ અપ્રીય હતો, તેથી તેની તરફની આ નીંદાની વાત સઘળાનાં માન્યામાં આવી, જેથી કેટલાક જવાનો એકદમ ઉશ્કેરાઇ ગયા, અને તે વહીવટદારને શીક્ષા કરવા અને જે કાંઇ વસ્તુ રાણાની હાથમાં આવે તે ફના કરવા માટે વહીવટદારની કચેરી તરફ ધસી ગયા.

તે કચેરીની ચોકી કરવા ૨૦ માણુસો હથીયારબંધ તઈયાર રહેતાં હતાં, પણ ઝનુન અને કીનાથી તરવળતા તોફાની ચ્હેરાનાં પારસીઓને જોતાંજ તે સીપાઇઓએ કેઠે છુપાઇ જવામાં પોતાની બહાદુરી અને સલામતી માની લીધી. આથી તે સરકારી મકાનમાં ભાંગતુટ કરતા પારસી જવાનો જયાં તે વહીવટદારની બેઠક હતી તે જગ્યે પહોંચ્યા; તે વહીવટદાર જે પણ એક ગરાસ્યો હતો, તે પોતાની તરવાર ખેંચી બચાવમાં તૈયાર ઉભો હતો. ટોળાંમાં એક રૂસ્તમ નામનો બહાદુર જવાન્યો હતો, જે ખચીતજ એક બળવાન, હીંમતવાન અને કોમ અભીમાની જવાન હોવાથી સર્વ તેને સરદાર તરીકે ગણતા હતા. તેણે સર્વને બાજુ ખસેડી પોતાની સાથ લડવા તે ગરાસ્યાને ફરમાવ્યું. ઉશકેરાયલા પારસીઓ તે દ્વંદ્વ યુદ્ધ બારે આતુરતાથી નીહાળતા પોતાના સાથીને વધુ ને વધુ ઉત્તેજન આપતા હતા. આખરે રૂસ્તમનાં એક ચાલાક ફટકાથી તે ગરાસ્યાની તરવાર ઉડી ગઇ અને તે જખમી થઇ તુટી પડયો. તેજ વેળા તેને કેદ કરવા રૂસ્તમે હોકમ કર્યો, અને ત્યાંને ત્યાં ભેગા મળેલા ટોળા સનમુખ તેનો ઇન્સાફ કરવા તલબ કરી.

તેણે ઠરાવભર્યા સાદે પોકારયું કે:—"આ કંગાળ પેલા કુછંદી લુટારા ગરાસ્યા રાણાનો ખાસ માનીતો થાય છે તે બધાને રોશન છે; તે આજ વરસ થયું આખા વરીયાવ કસબાને લાંચ રૂશવત લઇ તેમજ બીજા જુલમો કરી બહુ તોબાહ પડાવે છે તે સર્વ જાણે છે; અને એનેજ આપણી હમજાત બહેનોને થયલાં બારે અપમાનનાં ધીક્કારા કામને રાણાનાં બહાદુર સાહસ તરીકે ઠોકી બેસાડવા બેઅદબી કરે છે, તો આવા અપ્રમાણીક, જુલમગાર અને અધીપ અમલદારને આ જહાનમાં વધુ વાર જીવતો રહેવા દેવો, તે તો આપણી કસબાની તાબેદાર રાંક ભલી રઇયત ઉપર શ્રાપ સમાન કહેવાય, માટે એ નાયકનો ફેંસલો એવો આવવો જોઇએ કે તેથી બીજા લાંચ્યા, જુલમી, કુછંદી અમલદારોનાં જીગરમાં દહેસત પેસે. બીરાદરો—પેલા સામેનાં આમલીનાં ઝાડ ઉપર બાંધી તેને ફાંસી દેવો અને એનું પાપી મુરદું બે દીવસ સર્વને માટે જોવા ખુલ્લું લટકતું રાખો!"

"હક ઇન્સાફ છે! અદલ ન્યાય છે!!" કરી ભેગા મળેલા ઝનુની પારસીઓ ઉપરાંત વાણીઆઓ પણ પોકારી ઉઠયા.

તરતજ અધીરા બનેલા ઝનુની પારસીઓએ તે ભયંકર કાર્ય હાંત કચ કચાવી અને હોઠો બડી કરી નાંખ્યું, જેથી તે અધીપ વહીવટદાર આમલીનાં ઝાડ ઉપર લટકતો થઇ ગયો.

ના, આ ઝડપી ઇન્સાફ કર્મથી કાંઇ તેઓના કીનાની આગ નરમ પડી નહી, તેથી તેઓએ તે સરકારી મકાનને બાળી મુક્યું! તે ઉપરાંત કસબાની બાહર નજીક ટોલ લેવા ખાસ બે સરકારી મકાનો હતા, તેને પણ બાળી ભસ્મ કર્યાં. ગેરઇન્સાફ અને જુલમથી કંટાળી જઇ છેલ્લે પાટલે બેઠેલા જવાન્યાઓએ જ્યાં જ્યાં પણ રાણાની સતા દર્શાવનારૂં ચીન્હ કે વસ્તુ જોઇ ત્યાં તેનો આગથી માતો ભાંઇને નાશ કર્યો! પારસી જેવી સુલેહ, ચાહનાર આબાદ અને વફાદાર કોમને બેહદ ગુસ્સે થવાનું કેવું મજબુત કારણ મળ્યું હશે, તે તેઓના ઠારેઠાર સરકારી મકાનો બાળી મુકવાના બનાવ પરથી ખુલ્લું જણાતું હતું. આથી કસબામાં ભારે ગભરાટ ફેલાઇ ગયો; પણ અક્કલવાલા પારસીઓએ મગજપર પુર કાબુ રાખી પોતાની સાથે વસેલા હીન્દુભાઇઓને જરાબી પજવ્યાં કે દુઃખ દેવા દીધું નહી. તેઓનો કહેર ફક્ત રાણા તરફ અને રાણાના બુરા સલાહકારો તરફ હતો, એમ તેઓએ સર્વને સમજાવ્યું, આથી પારસીઓના અદેખા સુહદઓ તે દીવસે પબેપળ ધાસ્તીથી ધ્રુજી, ઇશ્વરને યાદ કરવા લાગ્યા કે રખેને તેઓનાં પાપી અંતઃકરણ ઝનુની પારસીઓ વાંચે અને વેરનો ફટકો મારે.

પોતાના વાજબી ગુસ્સાને પુરતો રસ્તો આપી ઉશ્કેરાયલા જવાન્યાઓ જેહાંગીર પટેલની હવેલી આમળ ભેગા થયા અને પોકારી ઉઠયા કેઃ—

"મુરબ્બીજી ફરમાવો—, પારસી કોમનો એક પણ દુશ્મન પછી ગરાસ્યો હોય, કે ભીલ હોય યા કોળી હોય—તેને અમે આજે જીવતો રહેવા દેનાર નથી! નાપાક દુરયાનસીંગની કચેરી વગેરે સઘળું ભસ્મ થયું છે. હવે અમુને ખુદ રાણાની રાજધાની રતનપોર ઉપર ધસી જવાની પરવાનગી આપો, અને હમે ખુદાના કસમ ખાઇ કહીશું કે હમે તરતજ તે તરફ કુચ કરી જઇશું. બસ આપણી કોમના દુશ્મનને ફના, ફના અને નાશ, નાશનોજ ખ્યાલ આપી બતાવી આપશું, કે પોતાની વ્હાલી હમજાતની બાનુ ઉપર નજર બગાડનારાઓ ઉપર ભયંકર જબુન બોદલો લેવોજ એ એક સાચા જરથોસ્તીની ગંભીર ફરજ હોય છે."

તરતજ દુઃખથી જખમાયલા જેહાંગીરશાહ ઓટલા બાહેર ઉભા રહી લાગણીથી બોલી ઉઠયાઃ—

"મારા દેલાવર હમદીનો—, આપણી વહાલી કોમની આબરૂ ખાતરનો તમારો ગરમ ગુસ્સો તેમજ કોમની નીતીની યગરૂરીનાં સવાલે તમારો પારસી ખવાસ કેવો ઉશ્કેર્યો છે, અને તેનું પરીણામ હાલ શું આવ્યું છે અને હવે

પછી પણ શું આવશે, તે બાબે હાલ હું કંઈજ બોલતો નથી, તોપણ મારા પ્યારા હમદીનો, હવે ધીરા પડો, હજીભી શાંતી રાખો અને પક્કે પાયે ખબર મેળવો કે આપણી પાકઝાદ બેટીઓનો શું ફેંજ થયો છે!" તરતજ તે દુઃખી કોમ અભીમાની બાપને પોતાનું બચ્ચું તે વેળા કેવી આફતમાં હશે તે ખ્યાલથી દુઃખ અને હાસનું એક ફટકું આવી ગયું; જેથી તેવણુનો ખુલ્લો સાદ એકદમ બળમળી ગયો:—"સમજો મારા ભાઈઓ—જો તે કુછંદી હલકા ખુનનાં ગરાસ્યાઓએ આપણે સમજ્યું છે તેવો સીતમ આપણી ગોલાબ જેવી નીરદોષ બેટીઓ ઉપર ગુજારયો હશે એમ ખાત્રીબરી ખબર મળશે તો, હું અહીં આ રોશન ચેરાગ સનમુખ ગંભીર અને જબુન કસમ લઉં છું કે જો હું તેનો ભયંકર કીનો તે નાપાક ગરાસ્યા ઉપર નહી લઉં તો હું એક મગરૂર જરથોસ્તી ખુનનો મને પોતાને કહું નહી—જો હું તેની માલ મીલકત અને ખુદ તેને ફના નહી કરૂં તો મને એક ચુસ્ત જરથોસ્તી ના કહેતા! મારા જેવા એક કંગાલ બાપને પોતાની એક પુરી ગેરઈનશાફ થએલી બેટી માટે શું શું લાગણીઓ થતી હશે તે ગેબીના રાસ્ત સાહેબ સીવાય કોણ જાણે! મારા બહાદુરો, એક વાર ફરીથી અરજ કરૂં છું કે હાલ શાંત થાવ અને સારાં માટેજ દાદગર પાસે દુવા માગજો; હાલ જે થયું છે તે ખુદ તમારા સાચા પ્રમાણીક અંતઃકરણનાં અવાજને અનુસરી કર્યું છે, માટે ખુદા તમારો મદદગાર થશે, માટે હાલતુરત શાંતિથી વીખરાઈ જાવ."

જેહાંગીર પટેલ કોમના રાહબર શેઠયા હતા, માટે તેવણના સખુનને માન આપવા વગર છુટકોજ નહતો, એટલા તે વખતના પારસીઓમાં પોતાના કોમના મુખી તરફ માન, વ્હાલ અને તાબેદારી હતાં, જે માનને તેઓ લાયક હતા અને જેવું હાલમાં આપણી કોમમાં કમનશીબે છે નહિ, અને તેથીજ આપણી સ્થિતી ધણી વગરનાં ઢોર જેવી થઈ પડી છે.

"વાહ મુરબીજી, વાહ મહેરબાન—!" કરી બોલતા તે તાબેદાર પારસી જવાન્યાઓ ધીરે ધીરે વીખરાઈ ગયા.

બીજે દીને આજુ બાજુના ગામોમાં વસ્તા પારસીઓને કાને આગલે દીને ઉશકેરાયલા જવાન્યાઓએ શું શું પ્રાક્રમો કર્યાં હતાં તેનો રંગીન અહેવાલ ગયો, જેથી તે દિવસે વરિયાવ ગામમાં બહારગામનાં કેટલાક કોમઅભીમાની અને ચુસ્ત પારસીપણું જાળવવા આતુર એવા મગરૂર જવાન્યાઓ આવી પુગાં, અને જેહાંગીરશાને ત્યાં ઉતર્યાં. આ ઉપરથી તો વરિયાવનાં બહાદુર

વીરાઓને વધુ જોશ મળ્યો, અને આમલ દીનનાં સાહસને માટે સખત શીક્ષા કરવા, કદાચ રાણો બીકે અને કોળીઓને લાંચ આપી પારસીઓ સામે લડવા મોકલે એમ પક્કે પાયે સમજાતું હતું, તેથી તો તેઓ મામલાને પહોંચી વળવાને આછતી મદદ હાથ આવી હતી, એમ બીજા ગામના જવાનીઆઓનાં આવવાથી બોલાયું. તેમ વળી સંખ્યામાં વધવાથી ઉશ્કેરાયલા જવાનો અઈ કામ માફક આસપાસના ગામો ઉપર દરોડો પાડી સરકારી ઇમારતો કે જુળખામણા અમલદારોને તેમજ તેઓના પાડાથી દુશમનો "વાડા" બીલાને સજા કરવા હામ બીડતે; પણ બપોર પડતાં બારે રંજ ખેંચેલો એક ખેપ્યો વરિયાવમાં આવ્યો, અને સંદેશો આ લાવ્યો કે ખુરશેદ સોહાગાને; ગુમ થયથી જરબાનુ અને નવાઝ કર્યા હતી તેની પકડી બાતમી મળી ચુકી હતી, અને તેઓ તેણીઓમાં છુટકારા માટે જીવતોડ ઝેહેમત ખેંચી રહ્યા હતા.

આ ખબર સાંભળી જેહાંગીરશાહ તેમજ કુલ વરિયાવની જરથોસ્તી અનજુમનનો જીવ કંઈક ઠર્યો, તેથી તેઓએ કંઈપણ નવા જાસ્તીના અને કીનો લેવાના વધુ પગલાં ન ભરવાનો ઠરાવ કર્યો; જો કે તેની અગાઉ તો કંઈક ગામોમાં સરકારી ઇમારતોની ભાંગતુટ થઈ પણ ગઈ હતી.

---

## પ્રકરણ ૮ મું.

### "તોફાન!"

બન્ને કીનાથી તવળતા પારસી જવાંમર્દો "રાજપીપલા" પ્રદેશનાં ગીચ જંગલોમાંથી પસાર થતા હતા. છેક સાંજ પડી ગઈ હતી, જેથી આકાશ ઉપર કાળાં વાદળાંઓ અસાધારણ ઝડપે ભેગાં થઈ, સખત ઝડપથી અંધારું ઘોર કરી નાંખ્યું. ગીચ ઝાડોવાળું જંગલ હોવાથી અંધારું ખચીતજ ભય-ભીત લાગતું હતું. આ કાંઈ સાધારણ સુર્યાસ્ત વેળાનો મહીમા ન હતો. અહીં તો વાતાવરણમાં અસાધારણ ફેરફાર થયો હતો, જેનું એકજ પરીણામ આવનાર હતું—જે કોઈપણ ઘડીએ તોફાન સાથ વરસાદ તુટી પડવાનું હતું. પવન તદન પડી ગયો, અને કુદરતી પ્રેરણાથી આવતા તોફાનની આગાહીથી પશુ—પંખીઓ બારે કલાબલાટ કરતાં પોતાનાં છુપાં માળામાં ભરાઈ જવા દોડાદોડી કરતાં હતાં. એકાએક જવાળામુખી ફાટે તેવા ભયભીત કડાકો આસમાન ઉપર થયો અને વીજળી પડી, જે સાથ પવનનું અસાધારણ બળ ઉભરી નીકળ્યું, અને તેની સાથ બારે વરસાદ તુટી પડયો. આવા સંજોગ હેઠળ તે બંને જવાનોએ તરતજ એક બુઝર્ગ ઝાડનો આશરો લીધો.

તોફાનનો દેવ વો દરેક પળે પોતાનું ઝનુની શયતાન્યત બળ આ મુલકમાં જેહાન ઉપર ફેંકી, દાદારની નયામતોનો સમુળગો નાશ કરવાજ ગોયા મંડયો હતો. ધોધમાર વર્ષાદનો પડવાનાં અવાજથી તે બીયાબાનમાં દીલ ધ્રુજાવનાર પડઘા થઇ કુલ માણીઓ ઉપર દેહેસ્ત ફેલાવતાં હતા. ઘોડાઓ અશાંત બની પોતેઓ તોફાન કરવા લાગ્યા. ફરી એકવાર એક કડાકા સાથ સણુણુણ કરતી વીજળી પડી, જે પેલાજ બુઝોર્ગ ઝાડ ઉપર પડી, અને બોલબોલતામાં તો તે સેંકડો વર્ષનું બુઢ્ઢું દરખત મોટા અવાજ સહીત તુટી પડયું! ફક્ત કંઇ માગે બાથીજ તે જવાનો એક માણુઘાતક હોનારતનો ભોગ થતા, ઝડપે દોડી જવાથી બચી ગયા. આવા ગભરાટમાં ખુરશેદનો ઘોડો અર્ધ ગાંડો બની જઇ નાશવા લાગ્યો, જેની પુઠે તે પણ દોડયો. ભારે તોફાનની ગડબડ હતી, છતાં તેના ફીનાની આમને ઠંડી પાડવા તેને ઝડપી મુસાફરી કરવા ઘોડાની તો બહુ જરૂર હતી; એટલે ખુરશેદ બીજો કાંઇપણ દુરઅંદેશ ખ્યાલ કર્યા વગર ઉશ્કેરાતથી તેના કુંબાલે ગયો. સોહોરાબે મોટા ઘાંટા પાડી તેને તરતજ પાછું ફરવા ઘણી પણ બુમો પાડી; પણ ભારે તોફાનની ઘોંઘાટ વચ્ચે તે ખુરશેદના કાને પહોંચ્યાજ નહી. તે તો બસ રક્ષની પુઠે દોડયોજ ગયો અને વધુ ને વધુ ઘાડા જંગલનાં ભીતરમાં ઘુસ્યો ગયો. મહા જેહેમતે તે રક્ષને પાછો પકડવાને શક્તિવાન થયો, પણ કયા માર્ગેથી કે કઇ દીશાથી તે આવ્યો હતો, તે સદંતર ભુલી ગયો.

ખોટી સમજથી તે ભલતીજ દીશામાં આગળ વધ્યો કે સોહોરાબને પાછો મળે. પણ દરેક પગલું તેને તેના સાથીથી વધુ ને વધુ દુર લઇ જતું હતું, તેનું તેને ભાનજ ન હતું. તેણે સોહોરાબને બુમો પાડયા, પણ તોફાનના ભારે ઘોંઘાટમાં તેમ કરવું સદંતર શ્વાસ ફોકટનો ગુમાવવા જેવું તેને લાગ્યું; તેથી તે યાહોમ પોતે ધારેલી દીશામાં આગળ વધ્યો. પેલી તરફ સોહોરાબે ઘોર અંધારામાં જે દીશામાં ખુરશેદ ગયો હતો, તે દીશામાં તેને શોધવા કોશેશ કરી, પણ ગીચ ઝાડીઓ, તુટી પડેલાં ઝાડો અને જમીન ઉપર ખાડાઓને લીધે તેણે પાછું ફરવામાંજ પોતાની સલામતી માની જે જગ્યે તેઓ સાથે ઉભા હતા ત્યાંજ ખોટી થવાનો તેણે ઠરાવ કર્યો.

બીજી તરફ જેમ ખુરશેદ વધુ ઝડપથી આગળ વધતો હતો. કે જલદી સોહોરાબને મળાયુ તેમ કમનસીબે ખોટી દીશા લેવાથી તે વધુ ને વધુ દુર જતો હતો!

બહુ અંદેશા અને ફીકર વચ્ચે સોહોરાબે કેટલાક કલાકો સુધી પોતાના સાથીની રાહ જોઇ, આખરે તેણે તેની શોધમાં નીકળવા દરસ્ત ધાર્યું; કારણ

તોફાન હવે તદન સમી ગયું હતું; અને આકાશમાંના સેતારાની રોશનીથી માર્ગ કંઈક દીસ્તો હતો. કેટલુંક ગયા પછી તેની નજરે એક નાના સીસોટા જેવા માર્ગ જણાયો. સોહોરાબે તરતજ અનુમાન કર્યું કે ખુરશેદ તે માર્ગે આગળ વધ્યો હશે. તે રસ્તે તે કેટલાક ફરલાંગ આગળ વધ્યો, કે તેની નજરે એક નાનું એકલું ઝુપડું દેખાયું, જેનું કમાડ તેણે ઝડપી હાથે ઠોકયું, કે તે ઉઘડયું અને એક ઘરડો ગરાસીઓ અંદર જણાયો, તેણે પુછતાં જણાયું કે કોઈ પણ મુસાફર તે માર્ગેથી દીવસો થતાં ત્યાં પસાર થયો ન હતો! વળી તેણે જણાવ્યું કે તે જગ્યેથી રતનપોર શેહેર ફકત ત્રણ કોશ દુર હતું.

ધોધમાર વરસાદથી તરબોળ થયલો સોહોરાબ આ ખબરથી બેહદ બેચેન બની ગયો. તેણે ધાર્યું કે કદાચ ખુરશેદ રતનપોર સીધો નીકળી ગયો હશે, તેથી તે પણ તે તરફ જવા નીકળ્યો; પણ તે અગાઉ તેણે સાવચેતી ખાતર પોતા સાથ લીધેલો રજપુત પોષાક પહેરી લીધો, જેથી પારસી ફામલ તો રતનપોરમાં ઓળખાઈ ન આવે.

થોડા કલાકમાં તો તે રતનપોર શેહેરમાં પુગો, અને મખ્યાત મહાદેવના મંદીરની ધર્મશાળામાં ઉતર્યો, તેણે સોહોરાબ નામ ઉપરથી પોતાનું બીજુ નામ "શુરસીંહ" ધારણ કર્યું, અને આતુરતાથી ખુરશેદનાં આવવાની રાહ જોવા લાગ્યો.

સહવાર પડી પણ ખુરશેદની કંઈજ ખબર ન મળી. તે ધર્મશાળા શેહેરના પુર્વ દરવાજા આગળ હોવાથી કોઈપણ મુસાફર પુર્વ તરફથી આવતાં કુદરતી રીતે તે ધર્મશાળામાંજ ઉતરે, અને તેવી ગણતરીથીજ તેણે તે ધર્મશાળામાં થોભવાનું દરસ્ત ધાર્યું હતું. બપોર પડી પણ ખુરશેદની ધાનસલ માલમ નહી પડી, તેથી તેણે એવો ઠરાવ કર્યો, કે હવે એકલે હાથેજ તેની દીલબર અને જરનો છુટકારો કરવા ઝેહેમત ખેંચવી.

તે ધર્મશાળાનો કારભારી જે એક બુઢો બ્રાહ્મણ હતો, તેની સાથ સીફતથી બીજી ત્રીજી વાતો કરવા અને ગામગપાટ મારવા શરૂ કર્યા, એટલે કુદરતી રીતેજ પ્રજામાં ચળવાતી ચર્ચા,—જે રાણો બે પારસી કુંવારીકાઓ બળજબરીથી ઉપાડી લાગ્યો હતો, તે બાબત નીકળી એટલે સોહોરાબે કાન ઉંચા કર્યા.

"શુરસીંહજી, આપ તો શુરા રજપુત છો, ધર્મી છો, અને સર્વ તીર્થોની યાત્રા કરી પાવન થયા છો, એટલે આપણા રાણાજીનાં આ ઉછાછળાં પગલાં માટે ખચીતજ કંઈ પ્રમાણીક અભીપ્રાય આપી શકશો." તે બુઢા બ્રાહ્મણે સવાલ કર્યો.

"શાસ્ત્રીજી," સોહોરાબ ઉર્ફે શુરસીંહ દયામણું ગંભીર મોહું કરી બેઉ હાથ જોડી નમસ્કાર કરતો બોલ્યો:—"આપ લાંબા કાળથી ખરી રહો છો, મહાદેવના ભાવિક પુંજારી છો, મારા કરતાં ત્રણુ ગણી વધુ દીવાળી જોઇ છે, એટલે મુજ સરખા નાહાનનું મત શા ખીસાદમાં છે! આપનો જે અભીમાન તેજ મારો જાણુવો."

"લાંબા આયુષ ભોગવજો, ડાહ્યા શુરસીંહજી," તે બ્રાહ્મણુ શુરસીંહની નમનતાઇથી બહુ ખુશ થઇ કહેવા લાગ્યો: યાદ રાખજો, કે રાણાનું આ કર્મ નિતીભ્રષ્ટ છે, એક રાજકર્તાને કલંકીત છે, અને તેનું પરીણામ વિપત્તીમાંજ આવશે. કારણુ આ અપમાન પારસી જેવી બળવાન, શુરવીર કોમ કદીપી શાંતિથી ખમી બેસનાર નથી. હાલ તે નિર્દોષ બાળાઓને પોતાના રંગમહેલમાં તેણે કેદ પુરી છે, અને મને પક્કી બાતમી મળી છે કે તે દ્રઢનિશ્ચયવાળી પારસી અબળાઓ તેની નિચ માંગણીનો ખુલ્લો તીરસ્કાર કરશે; પણુ તેથી તો તે બીચારીઓ ઉપર વધુ વિપત્તીઓ પડશે."

"મહારાજ, મેં સાંભળ્યું છે કે તે બે તરણીઓમાં એક જે વધુ સ્વરૂપવાન છે, તેણીએ તો રાણાનો એવો ધીક્કાર કર્યો છે કે તેણે ક્રોધનાં આવેષમાં આવી તેણીને વિંધ્યાચળ પર્વત ઉપર ભયંકર મહાકાળીનાં મંદીરમાં તેણીને મોકલી આપી છે, તે શું ખરૂં હશે?"

"શીવ! શીવ!! હા—પુત્ર તે બાબત ખરીજ છે, એમ મેં ગઇ રાત્રીએજ સાંભળ્યું હતું."

"સાંભળો—શાસ્ત્રીજી." એકાએક સોહોરાબ ઉર્ફે શુરસીંહ ઝનુનથી તપી જઇ પોતાનો ઉભરો ખાલી કરવા લાગ્યો:—"જો હું એક પારસી હોત, અને મારી જ્ઞાતીની બે નિર્દોષ કુંવારીકાઓ ઉપર મારો રાજકર્તા બળાત્કાર ગુજારવા હિમ્મત કરે તો હું શું કરતે!—આહ! હું તે રાજકર્ત્તા પછી ગમે તેવો બળવાન હોય છતાં, તે પાતાળમાં ભરાઇ જાય તો ત્યાં પણુ જઇ તેને ધુંડી કાઢી મારી આ તેજી તરવારથી તેના કટકે કટકા કરતે, તેનું લોહી પી.મારી પવીત્ર જ્ઞાતનાં વેરને શાંત પાડતે, તેનું દુષ્ટ રાજપાટ નાશ કરવા ધરતી-આભ એક કરતે, તેના ઉપર ૩૩ કરોડ દેવતાઓના શ્રાપ નંખાવતે,—તેનું——"

"ઓ! ઓ! શાંત થાવ! શુરસીંહજી! શાન્તિ!" તે ધર્મગુરૂ ભારે ગભરાટથી સોહોરાબનો ઉશકેરાટથી બંનેસો રાતો ભુંડ જેવો દેખાવ અને બોલવાનો જુસ્સો જોઇ તેનો હાથ પકડી અરજ કરવાં લાગ્યો:—"કોઇ સાંભળશે તો

નગર ફોકટના ભારે મુસીબતમાં આવી પડી બંદીખાને પુરાશો; અને હું પણ રાણાની ખુતરાજીમાં આવીશ. વધુ બોલવામાં સાર શું? જેવાં કર્મ તેવાં ફળ મળશે"

"બચીત, શાસ્ત્રીજી" સેહેરાબ કંઇક શાંત પડતાં બોલ્યો, "વિનાશ કાળે વીપરીત બુદ્ધી."

---

## પ્રકરણ ૯ મું.

## "મહાકાળીનાં નિરમાણ ભોગ."

નર્મદા નદીની પેલેપારથી ઉત્તર બાજુ શરૂ થતા વીંધ્યાચળ પર્વતો છેક મધ્ય હિન્દુસ્તાન સુધી લંબાયલા છે. આ પર્વતો ગીચ ઝાડીઓથી ભરપુર છે, જેમાં જંગલી ફાડી ખાનાર હેવાનોનો મોટો વસવાટ છે; હરેક પ્રકારના ઝેરી-ગાર સર્પો ત્યાં ઉભરાઇ જાય છે; જ્યારે મનુષ્યમાં ભીલ, ગોંડ અને બીજી લુટારૂ અનાર્ય જાતો ત્યાં જમાનાઓથી વસી રહી આસપાસના પ્રદેશોમાં ભારે ત્રાસ વરસાવી રહ્યા હતા. આ પર્વતો અને તેની બેઉ શાંત ખીણોમાં વસ્તી લગભગ અર્ધ જંગલી અનાર્યોની વસ્તી હજી પણ ઠરીઠામ રહી શાંત જીંદગી ગુજારવાનું પસંદ કરતી નથી. જ્યારે આ વાર્તા શરૂ થાય છે, ત્યારે તો આ વીંધ્યાચળનો પ્રદેશ જંગલી હેવાનો, લુટારા, પીંઢારા અને ઠગોનાં ત્રાસથી ચાલુ ભરાયલો દીસતો હતો. પીંઢારાઓ ઉત્તર તેમજ દક્ષીણનાં ફળદ્રુપ મુલકો ઉપર લુખ્યા તીડો મીસાલ એકાએક વારંવાર ઉતરી પડતા અને માર્ગમાં આગ, ખુનો અને હેવાનાયતભર્યા ઘાતકી ગુન્હા કરી લુટ એકઠી કરી આ પર્વતોનાં ગીચ ખીણ જંગલોમાં છુપાઇ રહેતા હતા. જ્યારે ખુની ઠગો, નાગપુર, સાગર, ભીલસા વગેરે શેહેરોથી દક્ષીણ હિન્દમાંથી ઉત્તર હિન્દમાં જવાનો ધોરી વેપારી માર્ગ હતો, તે ઉપરથી મુસાફરી કરતી વેપારી વણજારો, ખેપાઓ કે જાત્રા કરવા જતા વટેમાર્ગુઓ વગેરેને તાઝીમતવાઝેથી પતાવી લલચાવી પોતા સાથે એકેકની સલામતી ખાતર સાથે મુસાફરી કરવાનું ડોળ ઘાલી, એકાંત જગ્યે તેઓના ગળાંમાં રૂમાલનો ફાંસો દઇ મારી નાખી, તેઓનાં પેટ ચીરી દાટી દઇ, તેઓનાં અસબાબ હજમ કરતા હતા; અને જ્યારે તેઓની પુઠ પકડવામાં આવતી ત્યારે તેઓ આ ગીચ જંગલવાળા પહાડોમાં આસરો શોધતા હતા. આવી રીતે આ પર્વતના મુલકમાં વસવાટ કરતી વસ્તીને તેઓના ખુનામરકીનાં ભયંકર ધંધાને ગોયા ઉત્તેજન આપવા, યાતો લુટારા, ઠગ વગેરેના પાપી અંતઃકરણને સંતોષવા કેટલીક એકાંત ગીચ જંગલોવાળી ટેકરીને મથાળે

મહાકાળી અથવા તેનું બીજું સ્વરૂપ "ભવાની" માતાનાં મંદીરો હતાં, કે જેમાં પાડા, બકરા વગેરે પશુઓ ઉપરાંત કેદ પકડાયલા મનુષ્યનાં હેવાન્યતભર્યાં બલીદાન માતાને અપાતાં હતાં. મહાકાળીને મનુષ્યનો ભોગ આપવાની પણ જુદી રીતો જાણીતી હતી, જેનો કંઇક ખ્યાલ વાંચનારને આગળ ચાલતાં મળી શકશે.

આટલા ટુંક દીબાચા પછી આપણે આપણી કથા આગળ ચલાવીશું.

પોતાના સાથી ચોહુઆણથી તોફાનના સબબે મસ્તાન બનેલા ઘોડાને મેડકવાના કમનસીબ બનાવની માહોકાણે છુટા પડયા પછી, જે થાય તે ખરું એવું બબડી, ખુરશેદ યાહોમ આગળ ને આગળ વધ્યો. તેણે જુબથા પુર્વ દીશા તરફનો માર્ગ લીધેલો હોવાથી, તે વીંધ્યાચળનાં ઊંચ જંગલોવાળા પહાડી પ્રદેશમાં દાખલ થયે.

રાણાના બેપ્યા "જયપાલે" કાળીમાતાનાં મંદીરનું ઠેકાણું જે જગ્યે આપ્યું હતું, તેની શોધમાં જવા તેણે ઠરાવ કર્યો હતો. દીવસના કલાકો સુધી એકધારાજ તે જંગલો, નદી–નાળાં, ડુંગરા, ખીણો, વેરાનો વીંતાવતે આગળ ને આગળ ધસ્યો ગયો.

તેણે પહેરવેશમાં પણ ઘટતો ફેરફાર કર્યો હતો, જેથી તે એક લાયક રજપુત ઠાકોર હોય તેમ કોઇ માની શકે. લીલા મખમલના મ્યાનવાળી તરવાર, ઘેરા લીલા રંગની કમાન, કીરમજી રંગનો તીરનો ભાથો અને ગેંડાના ચામડાંની પોખાલ ઢાલ તેનાં જોરાવર પહોળા ખભામાં ગોઠવેલાં હતાં, તેનો લાલીથી ભરપુર તંદોરસ્ત ખુબસુરત ચેહેરા ઉપર બીરાજતી લાંબી કાળી મુછો તેના દેખાવને ઓર ભડકપક અને દબદબાભર્યો બનાવતી હતી.

રાત્રે કોઇ ગામડાંમાં કે જંગલોમાં જરૂર જોગી આશાયસ લઇ, તે દીવસે એક બેખબર બેબાખરા ગાંડા મીસાલ, ખસ કાળીનાં મંદીર માટેજ આતુર નજર ફેંકતો આગળ વધ્યો ગયો. એક દિવસે સાંજે બહુ થાક, તરસ અને ભુખથી આજેજ થઇ તેણે એક પર્વતની તળેટીએ રાત વાસો કર્યો.

એકાએક મધરાતને સુમારે તેના કાને ઘંટડા અને ઢોલતાસાનાં અવાજો આવ્યા, આથી તે જાગી ઉઠી ધ્યાનથી સાંભળતો બેઠો. તે અવાજ ઊંચા ઝાડોવાળા તે ડુંગરને મથાળેથી આવતો હતો. તેણે ઉપર નજર કરી તો બળતાંના ઉજરડાના અસ્થીર ઓળા પડતા દેખાયા. આ દેખાવ જોતાંજ તેની ઉંઘ ઉડી ગઇ અને તેણે ઝડપથી હથીયારો સજર્યાં. તેણે ધાર્યું કે તે બીયાબાન જગ્યે જરૂરજ તે શોધતો હતો તે મહાકાળીનું મંદીર હોવું જોઇએ; કારણ ઘંટડા અને ઢોલતાસાનાં અવાજ તો મધરાત સમયે કોઇ ક્રીયાકામ થતું હોય માટે વગાડવામાં આવ્યાં હોય.

કેટલીકવાર મનુષ્યનાં જીગરમાં ચિત્રવિચીત્ર લાગણીઓ કે ઉશ્કેરાટ એકાએક કુદરતી રીતે બરપા થાય છે, તે શા કારણોથી યા કયા અનોખા શક્તિના મળથી તે કોઈ વિદ્વાન પૃથ્થકરણ કરી સંપૂર્ણ રીતે સમજાવી શક્યો નથી; કારણ તે મનુષ્યની સમજશક્તિની પેલેપાર છે. કોઈ અણદીઠ શક્તિઓની છુપી અસર બાજે વખત કોઈ મનુષ્ય ઉપર ઉતરે છે, ત્યારે તે પોતે પણ પોતાનામાં ઉત્પન્ન થયલી તે કોઈ લાગણી દર્શાવી શકતો નથી.

કંઈક આવી તરેહની પ્રેરણા એકાએક ખુરશેદનાં જીગરમાં બરપા થઈ અને તે ઉશ્કેરાટથી તપવા લાગ્યો. તેનામાં કોઈ ન અટકાવી શકાય તેવી ઇચ્છા ઉત્પન્ન થઈ કે તે પર્વતની ટોચ ઉપર જઈ ત્યાં શું હતું તે કંઈપણ ભેદ જોવું.

તે મધરાતનો સમય હતો કે જે વેળા સેતાનો-સૈન્યોની શક્તિઓ દિવસના વખતે દુન્યાની વૃદ્ધી માટેના તેના કાર્યો પછી નાશાયેલ રહેતી હતી. કુલ કુદરતમાં બેહદ શાંતિ હતી, આસમાન તારા સેતારાઓની રોશનીથી ઝળઝળી રહ્યું હતું, વનચરો ખોરાકની શોધમાં નીકળી પોતાથી નબળા હેવાનના શીકાર કરતા હતા, જેથી વારંવાર તે જંગલની એકાંતપણામાં મરતા હેવાનનાં મોહોત વખતના છેલ્લા ચીસ્યાતા પડઘા બધે ફેલાઈ જઈ, એક મનુષ્યનાં અંગનાં રૂવેરૂવાં મસ્તીથી ઉભાં કરતાં હતાં. નાપાક શેતાનનાં કાળા રંજ પોતાની ભયાનક અને સુમ્મ માનવું બદસુરત ઘુવડ થોડે થોડેવારે અવાજ કાઢી રાત્રીને વધુ ભયભીત બનાવતું હતું; જ્યારે દગાથી માર્યો ગયલ કોઈ મનુષ્યનો ભટકતો આત્મા કે ભુત અસંતોષ સ્થિતિમાંથી તે જંગલમાં ભટકતો હતો.

આવા દીલ ધ્રુજાવનાર વખતે ખુરશેદ પાક યઝદાનનું નામ ઝબાન ઉપર લઈ, મુસ્તકીમ કદમે તે ઉંચા ડુંગરના મથાળે ચઢવા લાગ્યો.

સેતારાની ઝાંખી રોશનીમાં થોડે થોડેવારે ઠોકર ખાતો, અફળાતો અને ગરી પડતો, છતાં ઝનુની ઠરાવથી ખંત કરનારો તે આખરે મથાળે પુગ્યો.

તેના માર્ગમાં વચ્ચે એક ભીંત આવી. મંદીરની આસપાસ બાંધેલી તે દીવાલ હતી. તેણે ચીમાઈને તે દીવાલની પેલી બાજુ અંદર નેગાહ કરી તો કાળા પથરનાં બાંધેલા ખાડયેર સ્થિતિનાં તે મંદીરમાંથી ઘંટ અને ઢોલતાસાના કઠોર નાદ આવતા સંભળાયા, જે સાથ કંઈ ચીત્કાર કરતા મંત્રના અવાજો હવાને વધુ ગમગીન અને દેહેસતનાક બનાવતા હતા.

એક પળ તે દેખાવ નીહાળી, ખુરશેદ સંભાળથી તે ભીંત કુદાવી અને અંદર ગયો. દરેક ડગલું તે સાવચેતીથી ભરતો તે મંદીરના ઉઘાડા મોટા દરવાજા આગળ આવી પુગ્યો, અને ચીમાઈને અંદર જોયું.

અર્ધ અંધારામાં વીંટળાયલા એક મોટા લંબચોરસ હોલની વચમાં એક નાની ચોરસ ઓરડી હતી, જેમાં કાળા રંગની અને રાતી લોહીથી તર થયલી ભયંકર આંખોવાળી કીનાખોર મહાકાળીની મુર્તી હતી, જે મુર્તીની આંખોમાં બે રાતાં માણેક અર્ધ રોશનીમાં અજબ ચળકતા રહી તે ભયભીત મુર્તીના ભયંકરતામાં વધુ ઉમેરો કરતાં હતી.

જમીનમાં એક ગોળ ખાડો હતો, જેમાં બળતણ બળતાં હતાં, અને જેમાં વારંવાર ઘી તેલ નાખી તેને વધુ ઉશકેરવામાં આવતું હતું. આ બળતાંના ઓળા ઝાડપર પડેલા તેણે નીચેની ખીણમાંથી જોયા હતા.

"શું કરવું" એ ખ્યાલ ભુલી જઇ ફક્ત ભારે ઉત્કંઠા અને સાથે કોઇ અણુદીઠ ઉશ્કેરાતથી દંગ થઇ જઇ તે દેખાવ જોતો તે બાજુમાં ઉભો રહયો. થોડી પળમાં તો તેની અજાયબી અને સાથે ગુસ્સાની હદ ન રહી.

એક રાક્ષસી કદનો બ્રાહ્મણ જેના અંગમાં ફક્ત ધોતર અને જનોઇજ હતાં, જયારે કપાળ, છાતી અને પેટ સુધી ચંદન, કંકુ વગેરેનાં અગણીત લીસોટા હતા, અને તેના કપાળ ઉપર એક ભયંકર જખમની નીશાણીઓ દેખાતી હતી. તેનો સામટો દેખાવ, તેની ચકચકીત ખુની આંખો, તેનાં ગુચ્છાદાર ભવાં વગેરે તેને એક ધર્મગુરૂ તરીકે ઓળખાવવા કરતાં કોઇ ક્રૂર મનુષ્યનું લોહી પીનાર રાક્ષસ તરીકે વધુ પીછાણે. તે હોલનું એક ખુણ જે સંપુર્ણ અંધકારથી ઘેરાયલું હતું, તેમાંથી એક આકારને ભારે ઝડપ અને ક્રૂરતાથી ઘસડતો તે લાવતો હતો; જયારે તે કોઇ કેદી ધનશાન પોતાની કમનસીબે અજબથી ધાસ્તી ખાઇ જઇ, કંપારી ઉપજાવે તેમ ચીસ્યારી પાડતો હતો, જેના પડઘા તે ટેકરીના ખુણેખુણામાં ફેલાઇ પાછા ફરી શરીરમાં ધાસ્તી પેદા કરતા હતા.

ખુરશેદ ભારે ઉશકેરાટથી વધુ હીમતવાન બની દરવાજાની વધુ નજીક ગયો, અને અર્ધ અંધારામાં આંખો ખેંચી જોવા લાગ્યો. બળતાંની ચેહ સળગી હતી, જેમાં તરતના તેલના છંટકાવથી બળતાંનો ભડકો વધુ ઉંચે ચડયો, જેથી ઉજળુ થયું અને ખુરશેદે જે દેખાવ જોયો તેથી ગોયા એક પળ તેની નસમાં દોડતુ લોહી બંધાઇ ગયું! તેણે આંખો ફાડી ફાડીને પેલા ધર્મગુરૂ જે ધનશાનને મહાકાળીના ભોગ તરીકે અર્પણ કરવા ઘસડી લાવતો હતો તેની તરફ જોયું.

એક પળમાં બળતું પાણું બેસી ગયું, જેથી મંદિરમાં એટલી તો ઝાંખી રોશની હતી કે કંઈ પણ સ્પષ્ટ દેખાતું નહતું. તે કોઈ કમનસીબ ભોગને એક કાળા લાકડાંનો હાથી જે બાજુમાં રાખેલો હતો તેની આગળ ઘસડી જવામાં આવ્યો અને ઉંચકીને સુંઢ સાથ મજબુત બાંધવામાં આવ્યો. હજી પણ તે વિચીત્ર કાર્ય શા માટે કરવામાં આવતું હતું, તે મુદ્દલ સમજી ન શકવાથી, ખુરશેદ પોતાનો ગુસ્સો દબાવી, અજાયબીથી આતુર બની તે ઘણું બારીકીથી નીહાળવા લાગ્યો.

ચાર પાંચ સીહા રંગના ગુચ્છા દાઢીવાળા જંગલીઓએ એક ભયંકર બરાડ પાડી કે—"જે કાળી! જે અંબે! જે કાળી! જે ભવાની!" અને પેલા લાકડાંના હાથીને તેનાં આસાન ઉપર ગોળ ફેરવવા માંડયો! જેવો તે હાથી આંચકાથી ગોળ ફરવા લાગ્યો કે સઘળા જંગલીઓ ધારદાર કુહાડા કે કોઈતાં હાથમાં તૈયાર રાખી તે હાથીની આસપાસ દોડતા જઈ "જે માતા! જે કાળી! જયઅંબા ભવાની!" કરી પોકારો કરી અને પેલો કમનસીબ ભોગ જે પણ ચીચારા પાડતો હતો તેનો અવાજ સામટા અવાજથી દાબી દેવા કોશેશ કરતા હતા.

ઝાંખું પડેલું બળતું એકાએક આ વેળા પવનના ઝપાટાથી વધુ રોશન થયું, જેથી બધો દેખાવ થોડીક પળ ખુરશેદની નજરે ખુલ્લો દેખાયો.

"ઓ ખુદા! હું શું જોવું છું?" હાડોહાડ ધ્રુજતાં, એક પળ સાવજ જેવા બનેલા ખુરશેદનાં મુખમાંથી ઉદ્ગાર બાહેર નીકળી પડયા, "કોણ!! એક સ્ત્રી? કાળી માતાનો નિરમાણ થયલો ભોગ—અરે તે કોણ?—તે મારી મોહોરદાર જરબાનુ! જર!—ઓ મારી વ્હાલી જર!!"

બીજી પળે એક ભયંકર કસમ ઝબાન ઉપર લઈ પોતાની તરવાર ખેંચી તે એક ગાંડા ઇનશાન માફક યાહોમ મંદીરમાં ધસ્યો.

મનુષ્યને ભોગ આપવાની પોતાની શયતાન્યત ખુશાલીમાં ખલલ કરવા એકાએક કોઈ રજપુત જેવા લડવૈયો કુદી નીકળેલો જોઈ તે માણસખાઉ કાળી માતાના પુંજારીઓને બેહદ ક્રોધ ચઢયો, જેથી પોતાના હાથમાં ધારદાર હથીયારો,—જે વડે મુર્તીના ભોગને તેઓ અસંખ્ય જખમો કરી રીબાવી મારી નાંખનાર હતા; તે લઈ ખુરશેદ સામે ધસી આવ્યા. ફક્ત પોતાની લાંબી તરવારને લીધેજ ખુરશેદને તેઓ ઉપર કંઈ સરસાઈ મળી, પણ તે એકલ સામે ૪–૫ ઝનુની જંગલીઓ જેમાં વળી ભયંકર તો પેલો રાક્ષસી બાવાક



ઝાંખુ પડેલું બળતું એકાએક પવનનાં ઝપાટાથી વધુ રોશન થયું...અને ખુરશેદની નજરે સઘળું ખુલ્લું દેખાયું..."ઓ ખુદા! કોણ!! એક સ્ત્રી? કાળીમાતાનો નિરમાણુ થયસો ભોગ—અરે તે કોણ?—મારી મોહોરદાર જરખાનું! જર!!" (સફો ૪૮.)

દીસ્તો હતો. પોતાની પીઠ ભીંત તરફ રાખી ખુરશેદે ભારે ઝનુન અને ચાલાકીથી બચાવ કરી, જેથી ત્રણ જંગલીઓ ભારે જખમી થઈ તુટી પડયા, જયારે બાકીના બે આદમીઓ કેડે અંધારામાં ગુમ થઈ ગયા. તરતજ ખુરશેદે તે મોળ કરતા હાથીની હીલચાલ અટકાવી, ભારે દોડાદોડીથી પોતાની દીલબરનાં શરીર ઉપરનાં દોરડાં કાપી નાંખી તેણીને હાથીની સુંઢ ઉપરથી છોડવી, ભારે ખીજકાર અને કીનાથી તે સુંઢ ઉપર એવો તો જબરદસ્ત જરબ તરવારથી લગાવ્યો કે ગોયા તે હાથીની સુંઢ હસ્તી ધરાવતીજ હતી નહિ એમ કેડે ઉડી ગઈ.

મોહોતની ધાસ્તીથી અધમુવી, બેફામ બની ગયલી જરબાનુએ ભારે અચરતી અને બેહદ ખુશાલીથી તેણીના બચાવનારા વ્હાલા ખાવીંદને જોયો, ત્યારે મનનો કાબુ છોડી દઈ બેશુદ્ધ થઈ ગઈ. ખુરશેદે બેહદ સંભાળ અને વ્હાલથી પોતાની દીલબરને ઉઠાવી બાહેર ખુલ્લી હવામાં લઈ જવા ચાલવા માંડયું; તેટલામાં એકાએક મોટો શોરબકોર ઉઠયો, અને કાલીમાતાની મુર્તીની ઓરડીમાં આંછી બળતી બે દીવીઓ તેમજ ખાડામાંનો રોશની આપતો આતશ નાબુદ થઈ ગયો, અને મંદીરના ખુણેખુણામાંથી નીકળી કોઈ ન ખમાય કે દમ લેવાય એવો ઝેરી ધુંવા બધે ફેલાઈ ગયો. પોતાના કીંમતી પ્યારા બોજા સાથ બાહેર દોડી જવા ખુરશેદે જીવતોડ કોશીશ કરી, પણ તેનો શ્વાસ ચાલતો એકદમ રુંધાઈ ગયો, તેનાથી વધુ દમ ન લેવાયો, તેના હાથ પગ લુલા બની જઈ પોતાનું કાર્ય કરતા અટકી ગયા, તેનું મગજ ચકભમ થઈ ગયું, અને ખલાસ—! તેની મગજશકતિ પોતાનું કાર્ય કરતાં અટકી ગઈ. તેની યાદદાસ્ત શકિત ગુમ થઈ ગઈ...તે તુટી પડયો.

---

## પ્રકરણ ૧૮ મું.

### "મધરાતનું મહાતમ."

કેટલીક વારે ખુરશેદનું ચકભમ થયલું મગજ ધીરે ધીરે શાંત થવા માંડયું, અને તેને શું બનયું હતું તેનું ભાન આવ્યું. તેણે પોતાની આજુ બાજુ પોતાની દીલબર પડી હોય તે શોધવા આતુરતાથી હાથ ફેરવ્યો, પણ તરતજ જાણે સરપે દંખ માર્યો હોય તેમ ખેંચી લીધો, કારણ મોહોતની ઠંડી ગોદમાં તેની તરવારનો ભોગ થઈ પડેલો એક જંગલી નજદીકમાં પડયો હતો, જેની ફાટેલી લોહીથી ગંઝળતી માથાની તાળકી ઉપર તે હાથ અથડયો હતો. તેણે

વધુ-સંભાળથી બીજી બાજુ હાથ ફેરવ્યો તો તે હાથ લોહીથી ભરાયલ ખાબોચીયામાં બોળાયો, અને વધુ-મગજ શાંત થતાં જણાયું કે ખુદ તે પોતે પણ લોહીના ખાબોચીયામાંજ પડેલો હતો! ફરફરવાં કમકમા તેણે આંખો ખોલી, પણ તદ્દન અંધારૂં માલમ પડયું. તે ઉઠીને બેઠો અને આંખો ચોળી ફરી એક વાર ચોમેર તરફ નજર ફેંકતા, કેટલેક દુર તેને સેતારાઓની ઝાંખી રોશની દેખાઈ. તે તરફથી મંદીરમાં દાખલ થવાનો દરવાજો હતો એમ તેણે અનુમાન કરયું. તે લથડતાં પગલે ઉઠયો તો તેની નજરે જયાં અગ્નીકુંડ હતો તેમાં હજી પણ ઝાંખો આતશ પજરતો હતો. તે તેની આગળ ગયો અને તયાં ઘાસ પડેલું હતું તે આતશ ઉપર નાખ્યું, અને એક બળતું તણખું લઇ મહાકાલીની મુરતીવાળા ઓરડા બાહેરની દીવી સળગાવી, અને બેબાબરી એવી નજરે પોતાના માહેરદાર કયાં પડી હતી તે શોધવા લાગ્યો. તેની ઝનુની શમશીરના ભયંકર ભોગ લોહીના ખાબોચ્યામાં મોહોતની ઉંઘમાં પડેલા હતા તે સીવાય બીજું ત્યાં કંઈ હતું નહી. જરબાનુ તો કેઠે જણાઈજ નહી! એક પળ તે કપાળ પકડીને શકમાં ઉભો. શું તેણે જરને કાલીમાતાના ભોગ તરીકે લેઈ જાલમ મોહોતના પંજામાંથી છોડવી ન હતી? શું તે એક સ્વપનોજ હતો? પણ નહી-થોડે દુર પડેલી હાથીની સુંઢે તેનાં શક દુર કર્યા તે બનાવ ખચીતજ બનયો હતો.

તયારે જરનું થયું શું હતું? તેણી કયાં ગઈ? તે એકાએક બેફામ કેમ બની ગયો હતો? શું કોઈ ઝેરી વનસ્પતીનાં ધુમાડાથી તેને બાઇલાજ બનાવી, પેલો ભયંકર વડો બ્રાહમણ તેની દીલબરને કેઠે ઉઠાવી ગયો હશે! તયારે તે ખુની બ્રાહમણે તેને કેમ જીવતો રહેવા દીધો હશે! શું તેને મુવેલો ધાર્યો હશે!

તેનાં સવાલોનાં જવાબ તેણે હાઝરમાં પોતાનેજ પાછા આપ્યા. તેણે પકકો ઠરાવ કર્યો કે તે ભયંકર મંદીરનું ખુણેખુણું ફરી વળી જરબાનુનો પતો મેળવવો, અને જો ગરજ પડે તો તે જગ્યાનો પથ્થરેપથ્થર તળે ઉપર કરી નાંખવો! પોતાની માહેરદાર ખાતર બેહદ જોખમતો ખેંચી, જયારે તેણીને કમકમાત ઉપજાવનારા મોહોતમાંથી બચાવી શકયો, ત્યારે જાલીમ તકદીરે દગો દીધો હતો. વળી તેણે વીચાર કર્યો કે બેહેન નવાજ કયાં હશે! તેનાં દુઃખી મગજમાંથી અનેક ખયાલો નીકળવા લાગ્યા, જેથી અધીરો બની તેણે ઝડપથી જમીન ઉપર પડેલી પોતાની તરવાર હાથમાં લઈ, તે હીંમતથી કાલીમાતાની મુરતીવાળા ઓરડામાં દાખલ થયો. તે ભયંકર દેખાવની મુરતી ઝાંખી રોશનીમાં વધુ વિકાળ દીસતી હતી. તેણીની લાલ માણેક જડેલી આંખો ગોયાં ખુના બનેલી કોઈ દંકણુની હાલત બતાવતી હતી.

તેણે અહીંતહીં જમીન ઉપર કોઈ ભોયરાંની હસ્તી હોય તેની શોધ કરવા માંડી, પણ કશી નીશાણી જણાઈ નહી. તયાંથી બાહેર નીકળી બાહેરના મોટા અંધારા હોલમાં ખુણે ખુણા તપાસ્યાં પણ કોઈ જાતની શોધ થઈ નહી. નીરાશ—હદબહાર નીરાશ બની શું કરવું તેનાં ખ્યાલમાં થોડીક પલ તે ઉભો. એકાએક તેનાં ખ્યાલોમાં ખલલ પડી અને તે ચોંકી ઉભો. તેણે કેઠે દુરથી આવતો કોઈ ઇનશાનનાં દુઃખનો પોકાર સાંભળ્યો. પણ કઈ બાજુથી તે મુદલ સમજ પડયું નહી તે કોઈનું રૂદન કોઈ પેરાયથી જગ્યામાંથી આવતું હતું, એમ તેનાં દબાયલા અવાજ ઉપરથી તેણે અનુમાન કાઢયું. તે કંઈક વીચાર કરી જમીન ઉપર કાન દાબી સાંભળવાની કોશેશ કરવા લાગ્યો. આહ! તે કોઈ ફરયાદ અને માહેતમનો ગોકાર જમીનનાં પેટમાંથી આવતો હતો! મંદીર માં કેઠે ભોંયરૂ ખચીતજ હસ્તી ધરાવતું હતું. મધરાત સમયનું તે રૂદન તેનાં બદનનાં રૂવેરૂવાં ઉભા કરતાં હતાં, એટલું કરૂણારસીક અને ગમગીન તે લાગતું હતું.

તેણે બબાખરા બની એકવાર ફરીથી ઝાપી તપાસ કરી તે ભોંયરૂં શોધવા કોશેશ કરી. વારંવાર જમીન ઉપર કાન દાબી સાદનું જોર કયાં વધુ હતું તે તપાસવા લાગ્યો. તેની તે તપાસમાં એક વખત અવાજ એટલો તો નજીક લાગ્યો કે તેણે ખાત્રીથી માનયું કે તે ભોંયરાંમાંના કોઈ ઇનશાનની બહુજ નજીક હતો. તે જગ્યા સંભાળથી તપાસ્તાં સખ્ત ફરસબંદી સીવાય કંઈજ ફાટ જેવું જણાયું નહી. ઇનશાનનું ભેજું ખચીત મહાન તરકશકતી ધરાવતું પુરવાર થયું છે, અને તે શકતીની બરકત ખુરશેદ ઉપર વધુ ઉતરી હતી. તેણે અવાજ જયાંથી વધુ નજીક સંભળાયો હતો તે જગ્યેથી થોડે દુર આસપાસની જમીન ઉપર કાન દાબી સાદ ધીમામાં સ્પષ્ટ સંભળાતો હતો તે તપાસવા માંડયું. તેની અટકળ ખરી પડી, ફક્ત એકજ બાજુથી ખુલ્લો સાદ સંભળાયો. એટલે તેણે અનુમાન કાઢયું કે ભોંયરાનો તે બાજુ કોઈ મરગ હોવાથીજ સાદનો ધ્વની દોડતો હતો. તે ચોક્કસ દીશામાં વધુ ધ્યાન કરતો આગળ વધ્યો અને જોયું કે તે દીશા તેને કાલીમાતાના ઓરડા તરફ દોરવી લઈ જતી હતી! ત્યારે શું ભોંયરાંનો મારગ માતાની મુરતીના ખંડમાંજ કેઠે હશે? તેની બારીક તપાસમાં તો તેવું કંઈજ માલમ પડયું ન હતું. તેણે ફરીથી મુરતીવાળા ઓરડાના ઉંબર ઉપર કાન દાબ્યો તો તેની તરફ સાચથી જણાઈ ખચીત મુરતીની ઓરડી સાથ ભોંયરાંને સંબંધ હોવોજ જોઈએ.

એકવાર ફરીથી ધગધગતાં જીગરે આ અરધ અંધારા ભયંકર મુરતીવાળા ઓરડામાં દાખલ થયો, અને ખુણે ખુણે બારીક તપાસ ચલાવી પણ કોઇ છુપા મારગની નીશાની જણાઇ નહી. તેણે વીચાર કરી ભોંય ઉપરથી નજર ખસેડી ભીંત ઉપર તપાસ ચલાવી પણ તેનું પરીણામ પણ મીંડુ આવયું.

હવે એકજ સવાલ, જવાબ વગરનો બાકી રહયો હતો, તે એ હતો કે અગરજો ભીંતમાં નહી કે જમીનમાં નહી તો પત્તો કયાંથી મળે? દરેક પળ તેને એકેક દીવસ જેવી લાંબી લાગી. બસ વીચાર અને વીચારજ. પણ આહ! એકાએક તેની અટકી ઉભેલી તરફ શકતીએ પાછી ગતી મેળવી. ફરીથી તે ધ્યાનથી મોટેથી બબડયો, "અગરજો ભીંતમાં નહીં કે જમીનમાં નહીં તો ઓરડામાં જે કાંઇ બાકી રહયું હોય તેમાંથી પતો મળો અને તે બાકી બીહામણા ઓરડીમાં તો બીજું કાંઇ ન હતું–ફક્ત મહાકાળીની ભયંકર મુરતી! એટલે મુરતીમાંજ કંઠે ભરમ છુપાયલો હતો."

તેને આ ખ્યાલ એટલો તો ખાત્રીપુરવક લાગ્યો કે તેને જોકે તેલ, સીંદુર, રંગ વીગેરેથી લપટાયલી તે વીકાલ મુરતીને હાથ લગાડી કોઇ છુપા મારગની ચાવી માટે તપાસ કરતાં કમકમાટ છુટો, છતાં તેણે પોતાની વ્હાલી માહેરદાર જરને ખાતર તેમ કરવા પણ દીલ ચલાવ્યું.

અહીં તહીં હાથ ફેરવી જોતાં તો કાંઇ માલમ પડયું નહીં,–પણ મુરતીની પીઠ પાછળ તપાસ કરતાં ખચીતજ તેની ખુશાલીનો પાર ન રહયો. કોઇ છુપી ચાંપ તેની શોધ કરતી આંગળીને અથડી, અને પલમાં ઘોંઘાટ સહીત, મુરતીની પીઠમાં બાકોરું પડયું! હવે રૂદન કરવાનો અવાજ જરાબી ગુંગળાયા વગર ખુલ્લો કાને પડયો.

તે એક એવા જીગરનો જરપોસ્તી હતો કે કોઇપણ પ્રકારનાં જોખમથી કદાચ્જ ડરી જઇ પાછળ હઠે. કોઇ અણજાણ્યા પાતાળનાં પેઠામાં જવું, તે પણ આસપાસ દુશમનોની ચાલુ ધાસ્તી છતાં, એ ખચીતજ જોખમભરેલું હતું તોપણ તેણે તે જોખમ ખેડવા હીંમત કરી. મુરતી આગળની ઝાંખી બળતી દીવી ડાબા હાથમાં લઇ, જમણા હાથમાં નાગી તલવાર ઓસ્તાગીરીથી પકડી "પથા તારી મદદ" બોલા બોલી તેણે ભોંયરામાં ઉતરવા માંડયું. દીવીની રોશનીથી તેની નજરે પેટામાં જતાં ખડકમાં કોતરેલાં પગથીયા જણાયા, તે ૨૧ પગથીયા ઉતરી રહયા પછી ભોયરાંની સપાટ જમીન આવી, માથે ઉંચે દીવી ધરી તેણે ધ્યાનથી તે જગ્યા તપાસીઃ તે દાદર આગળથી ફક્ત ૩ ફીટ પહોળી અને આશરે ૯ ફીટ ઉંચી ગલી શરૂ થતી હતી, જે ખચીત

ભીતરનાં ભોંયરાંઓમાં જવી હોવી જોઈએ. ચાલુ હાય અફસોસ કરતા, ઈનસાનનો અવાજ સાંભળી ને તેની મદદે આવવો કે એક બુમ પાડી તેને ધીરજ આપવા તેણે વીચાર કર્યો, પણ તે ખ્યાલ તેણે તરતજ ખંખેરી નાંખ્યો કે રખે તેનાં અવાજથી પેસા કેડે ભરાયલા ભયંકર રાક્ષસી બાહમણ કંઈ નથી આફત તે ભોંયરાંમાં તેને માટે ઉભી કરે.

આથી તે ચુપચુપ થોડુંક ચાલ્યો કે તેની નજરે ખડકમાં ખડબચડી કોતરી કાઢેલી એક ઓરડી યા ગુફા દેખાયો, જેમાં કોઈ ઈનશાનને દોરડાથી સીકડેલો ભીંતમાં જડેલાં લોખંડનાં કળાં સાથ બાંધ્યો હતો. તે કોઈ કમબખ્ત ઈનશાન ખચીતજ મરદ હોવો જોઈએ એમ તેનાં ઘોઘરી અવાજ ઉપરથા ખુરશેદે શરૂઆતથીજ માન્યું હતું. તે કોઈ કેદી પોતાની નજીક આવતી ભયંકર સરજતથી હેબત ખાઈ જઈ ભારે દુ:ખથી રૂદન કરતો ઉંધો ખાકમાં પડયો હતો. તેનાં ડચકાં તે ભયંકર જગ્યે વેરાઈ જઈ ઘણુ બીહામણા પડઘા પડતાં હતાં તે બરએસ્તે સ્થિતીનાં સખસને જોઈ ખુરશેદનું દયાળુ પારસી જીગર બહુ બળવા લાગ્યું. તેણે ડાબી બાજુમાં ઝુકી પોતાની તરવારથી લોખંડનાં કળાં સાથ બાંધેલું દોરડું કાપી નાંખી તેને છુટો કર્યો. તે કેદી પોતા ઉપરની આફતથી એટલો તો ગાફેલ બની ગયો હતો કે તેનો છુટકારો થયો હતો એમ તે માનીજ પણ શક્યો નહીં. જ્યારે ધીમથી ખુરશેદે તેને ચતો કર્યો અને હાથ પગ ઉપરનાં બંદ કાપ્યા, ત્યારે તે દુ:ખી સખસે અતી કરગરતા અવાજે હાથ જોડી આજીજી કરતાં કહ્યું:—

"ઓ મનુષ્ય! જો તારામાં ઈશ્વરની કૃપાનો જરાપણ અંશ હોય તો મને ભયંકર કાળીમાતાનો ભોગ નીરમાણ કરી કમોહોતે મારી ન નાંખ! મેં અત્યાર સુધી કોઈ મનુષ્ય કે પશુની હત્યા કરી નથી, પણ અહેનીશ દક્ષણા આપી છે, સદાવ્રતો ખોલ્યાં છે, મંદીર બંધાવી આપ્યું છે, ગંગા-જમુના ઉપરનાં પવીત્ર સ્થળોની યાત્રાઓ કરી છે, માટે મારા જેવા નર્દોશને શું કામ ભોગ આપે છે! મારા છૈયાં છોકરા ઉપર દયા કર! લે, હું અહીં સપત લઉં છું કે રતનપુરના રાણા ઉપરનું મારૂં દેવું ચુકવ્યું છે એમ લખી આપીશ...લે,... મારી પુંજીનો અરધો હીસ્સો તને આપવા હું કસમ ખાઉં છું! બસ, મને બચાવ!—બચાવ!! ઘાતકી મોહોતે મરતાં બચાવ!

"અય કંઆલ ભાઈ—ઉઠ!" દયાથી દાઝી મમતાથી તેની પીઠ ઉપર હાથ પસવારી ખુરશેદે તે સખસને ધીરજ આપતા કહ્યું. તારો છુટકારો કરવા ખુદાએ મને આ જગ્યે મોકલ્યો છે, માટે ઝડપ કર, ઉઠી જા અને બાહેર નીકળી છુટાપણાની ચોખ્ખી હવા દમમાં લે."

"શું!" એક પલ ખુશાલીથી તનની રગેરગમાં ચમકી તે કંગાલ સખ્ત પુછવા લાગ્યો: "મારે છુટકારો થાય છે? હું શું જાગુ છું કે સ્વપ્નો જોઉં છું?" પણ બીજી પળે એક એક નીરાશ ચેહેરે માથું ધુણાવતાં બોલી ઉઠયો: "ના ના, તું મને અહીંથી ફ્રાસબાજી ઉપર લઈ જઈ ભયંકર કાલીનો ભોગ આપનાર છે ક્ષમા કર. ઓ મનુષ્ય! તારી જીંદગી જેટલી તને વહાલી છે તેટલીજ મને મારી પણ છે, હજી પણ મારા બાળગોપાળ ઉપર ક્ષમા કર," એમ બે હાથ જોડી કરગરતી નજરે તેઇ ખુરશેદના પગે લાગતા કહ્યું.

"ઉઠ—જલદી ઉઠ, દુઃખી ભટ! હું તે મહાન સાહેબ જેણે તુંને અને મને પેદા કર્યા છે તેના કસમ ખાઈ કહું છું, કે હું તારો આ ભયંકર મંદીરમાંથી છુટકો કરવા બહુ આતુર છું. ઓ મારો પૈષક! હું બ્રાહ્મણ નહિ પણ એક ક્ષત્રી છું." ધીમેથી તેના ખભા માંથી પકડી ઉઠાડતાં ખુરશેદે સમજ આપી.

તે કેદીએ પહેલીજવાર કંઈક શાંત બની ખુરશેદનાં ચહેરા ભણી પહેલાં જોયું, અને પછી તેનાં પૈષક ઉપર ઝડપી ચસમા ફેરવી જઈ આભારથી પોકારી ઉઠયો:—

"રુદ્ર કરે! દેવતાઓનાં તારી ઉપર આશીર્વાદ ઉતરજો! ખચીતજ તું શુરવીર અને દયાળુ ક્ષત્રી દેખાય છે, તેથી મારી ખાત્રી છે કે તું મને છળ-કપટથી મારી ન નાખે!"

---

## પ્રકરણ ૧૧ મું.

### "માણેકચંદ શાહુકાર."

તે છુટકારો પામેલો કેદી લડડતે પગલે ખુરશેદની પુઠે ચાલવા લાગ્યો. તેઓ ચુપચુપ ભોંયરા ઉપર જવાનાં પગથીયાં સુધી આવ્યા કે એકાએક ખુરશેદ અટકી જઈ તે સખસનો હાથ કાંડીમાંથી પકડી લઈ ઝડપી ઉશકેરાયલા સાદે સવાલ પુછવા લાગ્યો:—

"ઓ બ્રાહ્મણ જલદી, તારા ઉપરાંત બીજા કેટલા ભોગ માટેનાં કમનસીબો આ દોઝખમાં પુરાયલા છે? જવાબ દે—શું એક સ્ત્રી કેદી અંદર નથી?"

તેની આવી અસાધારણ રીતભાતથી તે કેદી એક પળ દંગ થઇ ગભરાઇ ઉઠ્યો,

"બોલ-જલદી ખુલાસો કર? મને એક પળની ધીરજ નથી." અધીર ઉશ્કેરાયલા અવાજે ખુરશેદ પોકારી ઉઠયો.

"મને બચાવતાર શુરવીર રજપુત-મારા ઉપરાંત હવે બીજો એક પણ કેદી ભોંયરામાં નથી. હા-એક રંભાને જેવી બાળા હતી ખરી, પણ હાય તે બીચારી તો કમોહોતે કેટલા કલાક અગાઉની મારી ગઈ છે. નક્કી ઉપરની વિકાળ મહાકાળીનો ભોગ બની છે." અને તે કેદી કમકમી ધ્રુજયો.

"નહી એમ ના બોલ. તેણીને ભયંકર મોહોતન દાચામાંથી મેં છોડવી હતી." ખુરશેદે તરતજ તેની ભુલ ભાંજી જવાબ દીધો.

"પરમાત્માનો કૃપાળુ છાંયો સદા તારા ઉપર રહેજો, બહાદુર રજપુત." તેણે ખરા દીલથી આશીશ દેતાં કહ્યું, "ભર જવાનીની વસંત રૂતુમાં કમકમાટભર્યા મોહોતે મારયા જવા માટે નિરમાણ કરેલા ભોગોને સહાય થવાનું કાર્ય ખચીતજ પરમેશ્વરની પ્રશંસા પામે છે." તે લાગણીથી બોલ્યો.

"ચાલ ભાઈ, ઉપર આવ આપણે વધુ તપાસ કય." ખુરશેદે નિરાશ સાદે અરજ કરી.

તેઓ કંઈ પણ વધુ બોલ્યા વગર ગુપચુપ મુરતીની પીઠ પાછળથી ઉપર આવ્યા, અને ઓરડીની બાહેર ગયા. એકવાર ફરીથી ન ધારેલી છુટાપણાની હવા દમમાં લેતાં, તે કેદી જીગરનાં આભારનાં ઉમરાથી ખુરશેદને વળગી પડયો.

તેઓ તે મંદીરની બાહેરનાં ચોગાનનાં એક ઝાડ હેઠળ બેઠા. લગભગ પરોઢયું ફાટવાની તઈયારી હતી.

પોતાની ભવીષ્યની વ્હાલી માહોરદાર વીશે કંઈ પણ વધુ ખબર મેળવવાની ખુરશેદને ભારી જીજ્ઞાસા હતી, તેથી તેણે ફરીથી જરબાનું વીશે સવાલ પુછયો; જેના જવાબમાં તેના સાથીએ જણાવયુ કે એક બાળાને ગઈ કાલે સહવારે લાવી કેદ કરવામાં આવી હતી, અને રાત્રે માતાનાં બળીદાન માટે જોર જુલમથી, પેલા ભયંકર રાક્ષસી ધર્મગુરૂ અને એક જંગલી મળી ઘસડી ગયા હતા.

ખુરશેદે નીરાશીથી માં કુમલાવ્યું.

"અણુજાણ્યા પુરૂષ તારૂં નામ શું અને તું જાતનો કોણ છે?" ખુરશેદે સવાલ કર્યો, અને તેજ વળે પરોઢયું ફાટયું અને ખુરશેદ મઝદનાં નરમ સોનેરી કીરણો તે બેગાનાં સખ્સનાં મોહડા ઉપર પડયા, જેથી ખુરશેદે તે ચેહેરો ખુલ્લો નીરખ્યો: લગભગ ૫૦ વરસની ભરતીમાં આવેલો તે સખસનો

ચહેરો લાંબી ભરાવદાર મુછ અને ભરેલાં લાંબીવાર મોઢાંથી દમામદાર દીસતો હતો. તેની કાળી નરમ આંખોમાં મરયાદા અને દયા, જ્યારે પહોળા ચકચકતા કપાળ ઉપર સાન અને આત્મજ્ઞાનની રોશની ચકચકતી હતી. તેનું ભરેલું અંગ તેની સુખવાસી જીંદગીની સાહેદત પુરતું હતું. તેનાં આબરૂદાર મહેસ્થ દેખાવે, કુદરતી રીતે ખુરશેદનું જીગર તેની તરફ દીલસોજી અને મીત્રતાથી ખેંચાયું.

"વીરા ક્ષત્રી—મારૂં નામ માણેકચંદ નગીનદાસ છે, અને હું શ્રી અંકલેશ્વર શહેરનો એક આબરૂદાર શ્રાવક સાહુકાર છું. મારા માઠા કરમના ભોગે મેં એક વેળાના રાજકુંવર દુર્જનસીંગને નાણાંની મોટી રકમ ઉછીની આપી હતી. તે ધીરધારને આજે પાંચ વરસ વીતી ગયાં છે. અને સાધારણ દરે વ્યાજ ગણતાં તે હજારો રૂપીઆનું દર વરસે થયું છે. દર સાલ કુંવર મને ખાત્રી આપતો હતો કે તે આવતાં વરસે મારી મુદલ રકમ તેનાં ઉપરનાં વ્યાજ સીકે પગાર કરશે. આ વરસે તે ગાદીએ બેઠો, એટલે મને આશા આવી કે નાણાં હવે પગાર થશે. તેથી જ્યારે મને દુર્જનસીંગે ખુદ પોતેજ કેહેણ મોકલી રતનપોર બોલાવ્યો ત્યારે તો મારી આશા ફળીભુત થવાની દરેક વકી હતી. મેં વર્ષો અગાઉ એવી માનતા લીધી હતી કે જો આ મોટી રકમ, જે હું પાછી મેળવવાની આશા રાખતોજ ન હતો, તે જો મને મળે તો મારે પવીત્ર તીર્થ "અમરકંટક"માં સદાવ્રત બંધાવવું અને અહોનીશ ભુખ્યાને જમાડવા, તમે તે ઉપરથી સમજી શકશો કે જ્યારે રાણાનું કહેણ મને મળ્યું ત્યારે મારી ખુશાલી શા માટે વધુ હતી. હું રાણાના દુત સાથ રાજધાની રતનપોર તરફ આવતો હતો, તેટલાં એકાએક જંગલમાં એક ભયંકર દેખાવનો રાક્ષસી બ્રાહ્મણ અને ત્રણ ખુની જેવા જંગલીઓ હમારા ઉપર તુટી પડયા. પેલો રાણાનો ભેખ્યા તો કંઇપણ મારો કે પોતાનો બચાવ કરવા વગર તરતજ કેઠે નાસી છુપાઇ ગયો, અને હું હથીઆર વગર એટલે લાચાર બની ગયો તે લુંટારાઓએ મને ઘોડા ઉપરજ બાંધી દઇ કેદી કર્યો, અને અમે એક ઝાંપી લાંબી મુસાફરી કરી. નદી, નાળાં, ટેકરી અને અરણ્યના ઢુંકા છુપા માર્ગોમાંથી અમે કલાકો સુધી મુસાફરી કરી, છેવટે આ ડુંગર ઉપર ચઢયા. તે શખસોની મુસાફરી વેળાની વાતચીત ઉપરથી મને જણાયું કે મારી સાથ દગો રમી મને સપડાવવાની ખાસ ગોઠવણ અગાઉથી રચાઇ હતી; તેમજ જ્યારે રાણાનો સૌથી વફાદાર અને બહાદુર ગણાતો નોકર જયપાલ, તે લુટારાઓ સામે જરા પણ લડવા વગર નાસી ગયો અને તેની પુઠે કોઇપણ દોડયુંજ નહી, તે બનાવ ઉપરથી પણ મને સમજી જતાં વાર ન લાગી કે રાણાએ મારી ઉછીની

લીધેલી માટી રકમ પાછી ન આપવાની બદનીછાથી મારો દગાથી પ્રાણ કાઢવા કાવત્રું રચ્યું હતું. આ બાબત જયારે મેં પુખ્ત સમજથી વીચારી ત્યારે મારા બચવાની આશા છોડી. વીંધ્યાચળ પર્વતોમાં આવેલા પ્રખ્યાત મહાકાળીના મંદીરમાં મનુષ્યના ભોગ વારંવાર અપાતા હતા તે મને ખબર હતી, અને જયારે મને પહાડી પ્રદેશમાં લાવી, આ ડુંગર ઉપરનાં મંદીરનાં ભોંયરામાં પુર્યો, તેજ વેળા મેં ખાત્રીથી માન્યું કે મારી જીંદગીના થોડા કલાકો આ સૃષ્ટી ઉપર બાકી હતા, કારણ હું વીકરાળ લોહી પીનાર કાળીમાતાનો નીરમાણ થયલો ભોગ હતો. આ મારી સાદી પ્રમાણીક કહાણી છે?" માણેકલાલે બોલવું પુરું કરી આસપાસ નજર ફેંકી.

તે કહાણી સાંભળી ખુરશેદ દીલસોજીથી જવાબ દીધો:—

"અફસોસ! ભાઈ માણેકચંદ...રતનપોરનાં હાલનાં કુછંદી રાણાની બદમાશી, છળકપટ અને નગુણાપણાનાં જેમ તમે ભોગ બન્યા છો, તેમ મારી પણ હાલત છે. મને બરાબર યાદ છે કે જયારે રાણાનાં ચંદાલ ખેપીઆને હમે જંગલમાં પકડી બાતમી માટે સજા કરી, ત્યારે પોતાનાં એકરારમાં તે બોલ્યો હતો કે તે અંકલેશ્વર તમને બોલાવવા ખાસ જતો હતો, અને તે વેળાજ હમુને તે સખસ તેમજ રાણાની મતલબ ઉપર શક ઉત્પન્ન થયો હતો."

એકવાર ફરીથી ખુરશેદને પોતાની ધણીયાણી જરબાનુની યાદ જીગરમાં તાજી થઈ, અને તે બેહદ નીગરાનીથી બેચેન અને દલગીર બની કેટલીક વાર સુધી વીચારવંત બની ચુપ બેઠો. થોડીવાર રહી કોઈ ચોકકસ ઠરાવ ઉપર આવી તે જુસ્સાથી ઉભો થઈ માણેકચંદ તરફ પોતાની દુઃખી નજર ફેંકી બોલી ઉઠયો:—

"ઉઠો માણેકચંદ, હવે એક પળ પણ અહીં બેસી રહેવાનું વાજબી નહીં કહેવાય. અમરજી તે કુછંદી, હેવાનના, લુટાર સાકીના બરાસ્યા રાણાએ તમારા તેનાં ઉપરનાં બેહદ અહેશાનં છતાં, અપકારમાં તમારો જીવ લેવા કોશેશ કરી છે, તો એક મરદ તરીકે તેનું જખુનં વેર લેજો! જયારે એક તુચ્છ કીડો પણ પોતાનાં બદન ઉપર પગ મુકી કચડનાર સામે ઉઠી, લડી પોતાનો પ્રાણ ખોવાનું વાજબી માને છે, તો શું તમારા જેવા એક કરોડપતી સજ્જન હાથમાં ચુડા પહેરી ચુપ બેસી રહે! આ બદમાશ ગરાસ્યાએ મારી જીંદગીનાં સઉથી સુખી કલાકે મારા તે સુખનું પ્યાલું દગાથી છીનવી લીધું છે, તે ઘડીથીજ આ છાતીમાં કીનો—એક સાચો મરદનો ધગધગતા અંગાર

જેવા બળતો કીનોજ વસે છે-, મારી જીંદગીની જ્યોત બાળવવાનો દમ પણ બસ કીનો અને કીનો લેવાનીજ હવા સદા હરદમ બેહાર કાઢે છે; મારી આ કંગાલ હસ્તીની એકજ નેમ બસ કીનો અને કીનોજ છે, ખુદ મારા ખુદાની જંદગીની મારાદ પણ કીનાનાં ખ્યાલથીજ ભરાયલી છે! છેક વરીયાવ કસબાથી મારા કીનાનાં શીકારની શોધમાં હું ગાંડો શીકારી બની જંગલો, વેરાનો, પર્વતો અને નદીઓમાં રઝળતો ફરૂં છું. ઉઠો-આપણ બેઉ સાથે હાથ અને કમર જોડી આપણો હકદાર કીનો તે કરપીણ ઉપર લઇએ."

"અણજાણ્યા વીરનર," માણેકચંદ ભારે અસર પામી, બેહદ વખાણથી ખુરશેદનાં મરદાનગીભર્યા ચેહરા તરફ જોઇ બોલી ઉઠયો:—

"જોકે તારો પોશાક, અને દેખાવ તને એક બહાદુર રજપુત તરીકે ઓળખાવે છે, પણ હું તારી બોલી ઉપર થીપામી ગયો છું કે તું એક શુરવી રતેઓનો પારશી છે. પારૂશીઓ જેઓ ગોરા, શુરા, ધીર અને વીરા ગણાય છે, હું મોટો વખાણનાર છું. તારો કુદરતી ગરમ જુસ્સો, ઉદાર ખવાસ અને છેક વરીયાવ સુધીથી આવા વીંધ્યાચલનાં ઘોર જંગલો, ડુંગરો, કોતરો અને વેરાનોમાં એકલા ભટકવાની હીંમત કદાચજ ગુજરાતની બીજી પ્રજાનો એક પુરૂષ કરવાની શરતથી કરે. લે મારૂં અભય વચન આપું છું કે હું લુચ્ચા નીમકહરામ રાણા ઉપર વેર લેવા, તેમજ તું જે સ્ત્રીની શોધમાં-જેમ દમયંતી નળરાજાની શોધમાં ઉંડા કોતરો અને ડુંગરોમાં ભટકતી હતી તેમ—તું ભટકે છે, તેમાં મારા અખુટ ધન, તન અને મનથી સહાય થઇશ, અને ઇશ્વર તેમાં મને મદદ કરે."

"આફ્રીન! ઉપકાર થયો." ખુરશેદ ખુશાલીથી બોલી ઉઠયો. "માણેકચંદ-યાદ રાખજે કે તમારા મારા ઉપરનાં વીશ્વાસમાં કદીપણ પસ્તાવો થશેજ નહીં; એક કરતાં હંમેશ બે માથાં સારા. મારો ભલો હમદીન સાથી સોહરાબ તુફાનનાં લીધે ગુમ થયો, ત્યારથી હું બહુજ કંગાળ બની ગયો હતો, પણ હવે આપણ બેઉ જણ એ જ નક્કી નેમનાં અને દ્રઢ નીશ્ચયનાં હોવાથી ઘણી ઘણી ઉથલપાથલ કરી શકશું."

આટલું બોલી, તેણે કુછંદી રાણાએ વરીયાવમાં ખુદ તેનાં લગનને દીને જરથોસ્તી અને નવાજને જંદગી કરતાં ઉપાડી જવાનાં કુકરમથી જાણતો કર્યો.

કંઇક મસલત કરી આખરે તેઓએ રતનપોર જઇ ત્યાં બદમાશ દુર્યાન-સીંગ રાણા ઉપર વેર લેવા કસદ કરયો, તેઓ વીંધ્યાચલનાં પર્વતોમાં હોવાથી

ત્યાંથી રતનપોર ઘણું લાંબે છેટે હતું. તેમજ જંગલનાં છુપા ટુંકા મારગોથી તેઓ માહિતગાર ન હોવાથી, તેઓએ વણજાર મારગેથી રતનપોર જવા ઠરાવ કર્યો.

તેઓ બંને તે ભયભીત કાલીમાતાનાં મંદીરવાળો ડુંગર ઉતરી નીચે ખીણમાં આવ્યા, જયાં ખુરશેદનો ઘોડો ચરતો ફરતો મલ્યો. એક ઘોડા ઉપર તેઓ બંને બેસી, પશ્ચીમ દીશા તરફની રાહ પકડી-કેટલાક કલાકોની ઝડપી મુસાફરી પછી, તેઓને એક ટેકરી ઉપરથી દુર નેગાહ ફેંકતાં, કેટલેક દુર આવેલા એક નાળાને કાંઠે એક છાવણી દીઠી, અને વધુ ધ્યાનથી અવલોકન કરતાં તેઓની ભારે ખુશાલી વચ્ચે જણાયું કે તે એક વેપારી વણજાર આસાયશ લેતી હતી.

તેઓ આશાવંત જીગરે તે છાવણી તરફ આગળ વધ્યા.

---

## પ્રકરણ ૧૨ મું.

### "ઠગોના સપાટામા."

ગીચ જંગલોમાંથી પસાર થતાં તેઓ એક એકાંત શાંત ગતીથી વહેતાં નાળાનાં લીલી વનસ્પતીથી ભરપુર કાંઠે આવી પુગાં, કે જયાં તેઓએ દુરથી જોયલી મુસાફરોની છાવણી આવેલી હતી. તે બપોરનો વખત હતો, જે વેળા સર્વ ચરંડાપરંડા તપોરાથી બચવા ઝાડોનાં શીતળ છાયા હેઠળ આરામ લેતાં હતાં. રંગબેરંગી તંબુઓવાળા તે રમણીય છાવણીમાંના માણસો અહીંતહીં આરામ લેતા ટોલટપ્પા કરતા બેઠા હતા. એક મોટા વડનાં ઝાડ હેઠળ એક બાવરચી આતશ રોશન કરી ખાણું પકાવતો હતો, જેના ખોરાકનાં સુગંધથી ભુખ પ્યાસથી હેરાન થતા ખુરશેદને ખાણા માટે વધુ અધીરો અને તલપગાર બનાવ્યો.

તે છાવણીમાંથી તેઓને આવતા દીઠા હોવા જોઇએ, કારણકે જેવા તેઓ નજીક આવ્યા કે તેઓને બાઆબરૂ પધારવા માટે ઇજન કરવા એક માણસ તેઓ તરફ આવતો હતો. તે શખસે તેઓ બંનેને માનથી નમી સલામ કરી છાવણીમાં પધારી મેહેમાન બનવા આમંત્રણ કર્યું, જે તરતજ મોટા ઉપકારથી બહાલ રાખવામાં આવ્યું. તેઓ ઘોડેથી ઉતર્યા કે તરતજ એક માણસે દોડી આવી તે ઘોડાનો કબજો લીધો, અને તેની બરદાસ્ત લેવા લાગ્યો.

તે શખ્સ તેઓને એક નાના બાગ સાગરીને શણગારેલા તંબુમાં લઈ ગયો, અને જીવનને તાકાદ આપનાર શરબતે તેઓના સુસ્તપડેલા મગજને અને પેટને તાકાદ આપી. સ્વાદિષ્ટ પુલાવ અને બીજી વાનીઓ ઉપર કુલટી ખુરશેદ હુમલા કરતો હતો, જ્યારે માણેકચંદને ખાસ હીંદુના ખોરાક આપવામાં આવ્યો હતો. તેઓની મેહેમાનગીરી કરનાર શખ્સે ખુલાસો કર્યો કે તે છાવણીઓના મુસાફરો મુસલમાન હતા, અને તેઓનો શેઠ શેખ રહીમખાન પંજાબનો એક જાણીતો વેપારી હતો, જે હૈદરાબાદમાં માલ વેચી, નચીંતાઈથી અયેશ આરામમાં સહેલ કરતો ગુલઝાર ગુજરાત પ્રાંત થઈ, પંજાબ જનાર હતો.

ખાણા બાદ તેઓને કંઈકવાર આરામ કરવા દઈ તે શખ્સ તેઓને શેખ રહીમખાનની મુલાકાતે લઈ ગયો. એક મોટા તંબુમાં ઉંચા ઈરાની ગાલીચાની બેઠક હતી, જ્યાં ભપકાભર્યા પોષાકમાં શેખ રહીમખાન બેઠો હતો, જેની આસપાસ તેનાં સાથીઓ પણ ગંભીર અદબથી બેઠા હતા. રહીમખાને બારે તાઝીમતવાઝોથી તેઓની ખેરઆફીયત પુછી, પછી બહુ નાજુકાઈથી હણી વગી માફ પહેલાથીજ માંગી તેઓ ક્યાં જનાર હતા તથા કોણ હતા તે જાણવા માંડ્યું.

"ભલા શેખ રહીમખાન," ખુરશેદે તેની સાલેસાઈ અને મહેરબાની ઉપર કુરબાન બની જવાબ દીધો, "અમે બંને મીત્રો છીએ અને વીદ્યાચળ ઉપર ભીલસા, બાગલી અને કમોદમાં આવેલા મશ્હુર પુરાણા દેવાલયોની મુલાકાત લીધી છે, અને હવે બાકી રહ્યું તે "મહેશ્વર" તીર્થ છે, જેની પણ ઈશ્વરેચ્છાથી દર્શન થઈ ગએ અમારે મુકામ "અંકલેશ્વર" જઈશું."

"કેવી ખુશબખ્તીભરી ખબર—" શેખ રહીમખાને બહુ લાગણીભર્યાં સાદે ધીમું હસી બોલવા માંડ્યું, "કે મારી લાંબા વખતની ઈચ્છા છે કે જાણીતું રતનપોર શેહેર તેમજ વેપારથી મશહુર બનેલું અંકલેશ્વર જોઉં, ઈનશાલ્લા! અગરજો તમારા જેવા લાયકીવાળા, દાનેશમંદ અને અનુભવી દોસ્તો પણ જાય તો મારી ઈચ્છા જરૂરજ બર આવે...જયચંદ્ર નરી, (ખુરશેદે ધારણ કરેલું ખોટું નામ) આપ તો ખબરદાર અને બહાદુર દીસો છો તો હમુને ખચીતજ બહુ મદદગાર થઈ પડશો."

"શેખજી," ભોળા માણેકચંદે આવા સારાં માણસની સંગાતમાં જવાથી મુસાફરીમાં સૌ સગવડ મળે તેમજ મુસીબતો આસાન થાય, તેનો ખ્યાલ મનમાં લાવી કહ્યું; "આપ જેવા સરસ શેઠ મારા વતન અંકલેશ્વરમાં પધારો તો અમારા જેવાના આનંદ અને હર્ષનું શું પુછવું પડે! મારી યથાશક્ત પ્રમાણે ખચીતજ હું તમો મિત્રની બરદાસ્ત કરવા આતુર છું."

"બેટા! પાન લાવ!!"

તેજ પળે ખુરશેદે ભારી અચરતી વચ્ચે દબાઈને જોયું કે માણેકચંદની પછવાડે બેઠેલા એક નોકરે એકાએક પોતાના રૂમાલનો ફાંસો કરી બેખબર નબરવશ બેઠેલા માણેકચંદનાં ગળામાં નાખ્યો અને ઝડપથી તેના ઉપર ચઢી ધસી ખેંચવા લાગ્યો! તેજ વેળા માઈએ ખુદ તેના પછવાડેથી તેનાં ગળામાં પણ ફાંસો નાખ્યો. ફક્ત એકજ કીમતી પળ જો તે ખોહતે તો તે ઠગોના હાથે ગુંગળાઈ મુવો હતે. તેણે વખતસર વીજળી જેવી ઝડપે ગળાં અને રૂમાલ વચ્ચે પોતાનો હાથ ભેરવી જોરથી પાછળ ઉભેલા ઠગને બીજા હાથે ફટકો માર્યો. તે ફટકો એટલો તો સખ્ત હતો કે તે કોઈ ઠગને મોંઢા ઉપર લાગ્યો કે તે તમર ખાઈ જમીનદોસ્ત થઈ પડયો. તરતજ ખુરશેદે ઉભો થઈ પોતાની તરવાર ખેંચી કાઢી અને માણેકચંદને ફાંસો દઈ તેની પીઠ ઉપર પછાડી એક બદમાશ ફાંસો ટાઈટ કરી ગુંગળાવવા કોશેશ કરતો હતો, તે ઉપર માહોમ તુટી પડયો, અને એક જબરદસ્ત જરબ મારી તેની ગરદન શરીરથી જુદી પાડી. આ ન ધારેલી ગડબડમાં હવે રહીમખાન "કાફર કુતાઓ! જે અંબ! જે ભવાની!!!" કરી પોકાર કરી પોતાની તરવાર ઉગામી ખુરશેદ સામે ધસ્યો.

પોતે બળાફાસું ઠગોના હાથમાં સપડાયો હતો, એમ જાણતાં ખુરશેદને એટલું તો ઝનુન છુટયું કે તે તરતજ બદમાશ ઠગ રહીમખાનની સામે થયો. રહીમખાન ઉપરાંત બીજો એક શખ્સ જેણે તેઓને છાવણીમાં દાખલ થતાં આવકાર આપ્યો હતો તે પણ તરવાર લઈ તેનાં ઉપર ધસી આવ્યો. મામલો ખચીતજ ફટોફટ થઈ પડયો. એક તંબુમાં તરવારબાજીથી બબે દુશ્મનો સામે લડત ચલાવવી એ ખચીતજ જોખમભર્યું કાર્ય ગણાય. પણ તે કીરતારનો ખુરશેદ ઉપર પનાહનો છાયો હોવો જોઈએ. તેણે તંબુની કનાર તરફ પીઠ કરી બંને સાથે હિંમતથી લડત ચલાવી. પણ રહીમખાન એક હીચકારો પુરૂષ હતો. તેણે ખુરશેદની હિંમત જોઈ વધુ હુમલા કરવા જરા પણ કોશેશ ન કરતાં પોતાના નોકરને ઘોડો તૈયાર કરવા હુકમ કર્યો! ફક્ત ઘોડો તૈયાર થાય ત્યાં સુધીજ તે બચાવમાં રહેવા ધારતો હતો. એક પળમાં ખુરશેદ તેનો વિચાર કળી ગયો, જેથી બેધડક તે તેના ઉપર હુમલા કરવા લાગ્યો. હીચકારો રહીમખાન પાછલા પગે હઠવા લાગ્યો, અને ઢાલ ઉપર ખુરશેદના ફટકા અટકાવતો વધુ ને વધુ પાછળ હઠયો. ફક્ત તેના નોકર જે બાજુમાં લડતો હતો તે ખરો સિપાહબચ્ચો હતો, અને કંઈબી જોખમ પોતાના સરદારને સલામત



તે બહાદુર ઠગ નોકરે કંઇબી જોખમે પોતાના હીચકારા સરદારને છટકવાનો વખત આપવા, ખુરશેદ ઉપર વળતા ઝનુની હુમલા કર્યા........ (સફે ૬૨.)

છટકાવવા તેણે ખુરશેદ ઉપર વળતા હુમલા શરૂ કર્યા, જેથી નાચારીએ ખુરશેદને તેની સાથ લડવું પડયું, જેનો તાબડતોબ લાભ લઇ ઠીચકારો રહીમખાન ઘોડે દુર તૈયાર ઉભેલા ઘોડા ઉપર કુદી બેસી યા હોમ જીવ નાંખતો નાસી ગયો, જેની પાછળ બાજા ઠગો પણ ઘોડા ઉપર જેમ બને તેમ સામાન વગેરે લાદી નાશભાગ કરતા છટકી ગયા; પણ પેલા બહાદુર ઠગ નોકરે હજી સુધી પોતાનાં સાથીઓને નહાસવા વખત આપવો હોય તેમ, બળત્વારીથી લડવાનું ચાલુજ રાખ્યું. જયારે તેણે જોયું કે તેના સાથીઓ સહીસલામત છેટે નાસી ગયા હતા, ત્યારેજ પોતાની તરવાર ફેંકી દઇ, નાચારીથી જમીન ઉપર પડી ખુરશેદના પગે લાગતાં બોલ્યો :—

"શુરવીર રજપુત—બસ, હું તારી દયા ઉપર છું બઅરજો તું મને હેરાન કરવા માંગતો હોય તો લે મારી ગરદન તૈયાર છે; પણ કોઇ એમ ન કહેશે કે "જાફર" પોતે ઠીચકારો બન્યો. હું તારી તેજી તરવારબાજીથી હેરાન થયે છું અને હારેલા દુશ્મન તરીકે તારે તાબે છું."

"ઉઠ, કંગાળ ઠગ! હું શરમીંદગીથી ખાકમાં પડેલા શત્રુ સાથ હલકી વર્તણુંક ચલાવવા માંગતો નથી, કારણ એવો મારો ધર્મ નથી, એવું મારૂં લોહી નથી. તેં પણ એક ખરા શેરમર્દ માફક તારો તેમજ તારી ખુની ટોળાનો બચાવ કર્યો છે, તેથી તારે માટે મને માન પેદા થયું છે. લડાઇનાં મેદાનમાં પનાહ શોધવા આવેલો શત્રુ મારો પરોણો ગણાય."

"જંગી પહેલવાન—જેટલો તું લડવાનાં હુનરમાં બીનહરીફ છે તેટલોજ ખાનદાન અને જીગરમાં સાચો ઉમરાવ છે." ઠગ જાફરે ઉપકારથી બે હાથ જોડી નમતાં કહ્યું, "તારા જેવા દાનાવ દુશ્મન જયારે મોટા દીલથી મારા જેવાને પનાહ આપવા આતુર છે, તો હું સમજી નહિ શકતો કે તું કોણ હશે? ખચીત તું કોઇ સાધારણ રજપુત હોય તેમ મને લાગતુંજ નથી. જયાં છે ત્યાસુધી તું કોઇ રાજવંશી ખુંદનો હોવો જોઇએ."

"મને વખાણના ટીકકા પસંદ નથી. ચાલ, મારો વહાલો મિત્ર જે હમાં તમારી ઠીચકારી ગળાફાંસુ રીતનો ભોગ બની પડયો છે, તેને જોઇશું કે હજી આ જીંદગીની જોત તેનામાં છે કે?" ખુરશેદ જે તંબુમાં માણેકચંદ પડયો હતો તે તરફ દાથ કરતાં ચાલવા માંડયું.

તાબેદાર કુતરા મીસાલ જાફર ઠગ તેની પાછળ ચાલવા લાગ્યો. એક વળાનો રંગરાગથી ભરપુર બનેલો સુંદર તંબુ હાલ વેરાનજર હાલતમાં હતો.

મારી ઉપર હવે કદી પણ રહીમ ન રાખતાં, મારે માટે બહુ રીબાવનારો અંજામ નક્કી કરે."

"આમીન, ખુદા આ તારા ભલા ઇરાદા ઉપર તને સાબુત રાખે." ખુરશેદે ખરા જીગરથી દુવા ચાહી "જાફર, બોલ કે તારો આ ભયંકર ધંધો કેટલાં વર્ષ થયાં ચલાવતો હતો?"

"મહેરબાન—આ ધંધામાં મેં મારી કમબખ્ત જીંદગીનાં કિંમતી ૧૦ વર્ષ ગુમાવ્યાં છે. આ ભયંકર પેસો લોહીની તરસી ભયાનક ભવાની કે કાળી માતાને બહુ મશહુર કરનાર હોવાથી, તેમાં ભવાનીનાં ભાવિક પુંજારીઓ જોડાય છે, જેમાં ખુદ કેટલાક મુસલમાનો પણ આ માતાને માને છે. મેં જયારે ભારે લાગવગથી રહીમખાનની ટોળકીમાં જોડાવા માંગ્યું, ત્યારે કાળીમાતાની ચોક્કસ ક્રિયા અને પુજા કર્યા પછીજ મને આ પવિત્ર (!) ધંધામાં એક ભાગ્યો બનાવ્યો હતો."

"બોલ કંગાલ—કે હમુને ફાંસો દઇ મારી નાંખવાની શું શું ગોઠવણો થઇ હતી?"

"મારા તારણ કરનાર સાહેબ—", જાફરે ફરીથી બે હાથ જોડી નમ્રતાને જવાબ દીધો, "જયારે તમે મને ખુલ્લા જીગરથી મારી બક્ષી નવી જીંદગી શરૂ કરવા ઉલટ બક્ષી છે, તો તે વચન ઉપર વિશ્વાસ રાખી હું અમારી દગાની વીગત સાચેસાચી જણાવીશ. અમે ૧૦ દિવસની વાત ઉપર જબલપોર અને સાગર શેહેરો વચ્ચેનાં માર્ગમાં એટલા તો મુસાફરેનાં ભોગ લીધા કે બધેબધ ભારે હોહા થઇ ગઇ, જેથી અમારી ટોળી જે આસરે ૫૦ ઠગોની હતી તે બધી નાની ટોળકીઓમાં વહેંચાઇ જઇ જુદે જુદે માર્ગે વીખરાઇ ગઇ. અમારી ટોળી રહીમખાન જમાદારનાં હાથ હેઠળ હતી, તે નર્મદા નદીને કાંઠે થઇ ગુજરાત તરફ છટકી આવી. છેલ્લા ૧૦ દિવસ સુધી અમો ઝડપી મુસાફરી કરી આ ઠેકાણે આવ્યા. પણ જેમ લડવૈયાને લડાઇ વગર ન ચાલે, તેમ અમુને અમારા ભયંકર ધંધાના ભોગ લીધા વગર મુદલ ચેન પડતું ન હતું, તેટલા તમે બંને આવી ચઢયા કે રહીમખાને અલ્લાહનાં શોકર કર્યા, અને તમુને સારી "બની" યાને મરવા માટે નક્કી કરેલા ભોગ જણાવી, થોડા કલાકમાંજ ફાંસો દઇ મારી નાંખવા અમુને હોકમ કર્યો. તે હુકમ મુજબ બે ઘોર ખોદનારાઓ તરતજ તમારી ઘોર ખોદવા થોડે દુર કોઇ એકાંત ઝાડીમાં તે કામે દોડી ગયા, જયારે હું તમુને તેજ વેળા રહીમખાન જમાદારનાં

તંબુમાં લઈ ગયો, અમારો ધર્મ-ઠગી યાને દગાફટકાથી ઇનસાનોનો જીવ ફાંસો દઈ લેવાનો હોવાથી, અમે તમુને તદન નભરવશ બનાવવા આતુર હતા, જેમાં ગાયનની મદદથી હમે ફતેહમંદ થયા. જેવા તમે મજલસમાં બેઠા કે અમારી ગોઠવણ મુજબ તરતજ તમારી પછવાડે અમારા ફાંસીગર ઠગો ગોઠવાઈ ગયા, અને જયારે "પાન લાવ!" બોલી નીશાન રહીમખાને કરી કે સઘળા પોતપોતાના ભયંકર કામ ઉપર મંડી ગયા. હું અજબ છું કે અમારો સૌથી કાબેલ "બતોટ" યાને ફાંસીગર તમુને ફાંસો દેતાં કેમ થાપ ખાઈ ગયો હશે! અમે તમો બંનેને મારી નાંખી તમારી દોલત લઈ, સાહુકારીથી આગળ વધનાર હતા; પણ અલ્લાહની મરજી કંઈ ઔરજ હતી. અમારી ફતેહ માટે અમે એટલા તો ખાત્રીપુર્વક હતા કે હમે ત્રણ કરતાં વધુ ફાંસીગરોને તમારી પીઠે રાખવા જરૂર જોઈ ન હતી. અમારા મરણ પામેલા ભોગોનાં કપડાં કાઢી લઈ, તેઓનાં પેટ ચીરી નાંખી દાટી દેનાર બે માણસો તો તમારા માટેની ઘોર નજીક તૈયારજ ઉભા હતા! જયારે બીજાઓ તરતજ છાવણી ઉઠાવી ચાલતી પકડવા માટે તૈયારી કરવા રોકાઈ ગયા હતા. આવી રીતે સર્વ સંજોગ તમારી વીરૂધ હતા, પણ જયાં અલ્લાહ તમારો નિગેહબાન હતો ત્યાં તેના પાપી બંદાઓ શું કરી શકે? હવે ફકત થોડા ખુલાસાના શબ્દો બોલી ખામોશી પકડીશ. અમારા ભયંકર ધંધાની રૂએ, અમે ચોકસ અપવાદો સિવાય કુલ ઇનશાનને ધીક્કાર્યે છીએ અને તેનાં ઝડપી નાશ માટે કાળીમાતાએ અમુને ખાસ મુકરર કર્યા છે એમ માન્તે છીએ. પણ જયારે આજે તમારી સાથ લડતાં મારા ભયાનક ધર્મ અને ધંધાનીરૂએ ઇનશાન તરીકેની દુશ્મનાઈ છતાં, મારામાં તમારી અદભુત બહાદુરી જોઈ તેમજ અનહદ દયાળુ જીગર નીરખી એકાએક તમારી તરફ મારામાં વખાણની લાગણી બરપા થઈ, અને છેવટે જયારે હું નિરાશ થયો ત્યારે આ જીંદગી—જેની કીંમત બીજાઓનાં બાબમાં સદન્તર તુચ્છ ગણી મેં કંઈકોને ઠાર કર્યા હતા—તે મને અજબ કીંમતી અને વહાલી લાગી, અને તેજ વેળા મારાં અંતઃકરણમાં અલ્લાહનો પાક અંશ જાગૃત થયો; અને મારી ખુની આંખ્યો ઉપરનો પરદો ખુલી જઈ, મારા શયતાન્મત ધંધાનાં બેશુમાર ગુનાહો મને હેરાન કરવા લાગ્યા; તેજ વેળા અંતઃકરણના સાચા જુસ્સાથી મેં તમારી પાસ આ ખાકી પાપી હસ્તીની દોરી તેની કુદરતી મુદત સુધી લંબાવવા ઔજરખાહીભરી અરજ કરી, જે મોટાં દીલથી તમે બહાલ રાખતાંજ મેં અલ્લાહ અને પેગમ્બરના કસમ લીધા કે હવે બાકીની જીંદગી મારા ભયંકર પાપોની તોબેહમાં ગુજારવી."

"અહેવાનો અને મુર્ખાઓ—" ખુરશેદે તુચ્છકારથી સવાલ કર્યો, "પરવર દીગારે બનાવેલા કુલ આદમજાતની હસ્તી નાબુદ કરવા તમો ઠગોએ સદીઓ થયાં કમર કસી છે, તો જણાવ કે આજ જમાનાઓ થયાં ભયંકર ઠગીનો પૈસો હીંદુસ્તાનમાં ચાલે છે, તો કેટલી હદ સુધી તેની કરોડોની વસ્તીનો નાશ કરવા ફતેહમંદ થયલા માનો છો?"

"મેહેરબાન, આજની મારી ફેરવાયલી સ્થિતીએ આ સવાલ તપાસતાં મને શરમ પેદા થાય છે કે આવો વિચાર મારી પાપી જીંદગીમાં અગાઉ કેમ ન આવ્યો હશે? દાનેશમંદ જમશીખજી, તમે ખરા છો. ઠગીનાં કરપીણ પૈસાથી હીંદુસ્તાનની બહોળી વસ્તી ઉપર કંઇ પણ અસર થઇ નથી અને થનાર પણ નથીજ. ખુદાની સામે શયતાન ક્યાં સુધી ટકી શકનાર છે? રસ્તાખેજ ઉપર તો ખુદાની ફતેહ થનારજ છે." જાફરે ખુલ્લાં દીલથી પશેમાનીથી ઉદગાર કાઢ્યા.

તે અરસામાં માણેકચંદ એટલી હદ સુધી તનદરોસ્ત થઇ ગયો કે આગળ મુસાફરી કરવા તદન તૈયાર ઉભો. પણ "ધાર" પ્રદેશનાં જાણીતા ગીચ અને ભયંકર હેવાનોથી વસાયલાં જંગલોમાંથી સાંજની વખતે મુસાફરી કરવા ખુરશેદે વાજબી ધાર્યું નહિ, અને તે રાત ઠગોની વેરાન છાવણીમાંજ ગુજારવા ઠરાવ કર્યો.

બીજે દીને મુસાફરી શરૂ કરી, જે પાંઉપ્યાદા હતી, કારણ ઠગો પોતાની નહાસભાગમાં ખુરશેદનો ઘોડો ચોરી જવાનું ભુલ્યા ન હતા. સાથે આવતા જાફર ઠગનું શું કરવું એ સવાલ ઉપર તેઓએ ગંભીર વાદવીવાદ ચલાવ્યો, અને એવા ઠરાવ ઉપર આવ્યા કે બીજા બે દિવસ સુધી જાફરને સાથે રાખી તેની ચાલચલણ વગેરે ઉપર છુપી પણ બારીક તપાસ રાખી, છેવટનો ઠરાવ કરવો.

તેઓની બીજા બે દિવસની ચાલુ છુપી બારીક દેખરેખનું પરિણામ એટલું તો સંતોષકારક જણાયું કે તેઓ રતનપોર સુધી જાફરને સાથે રાખવા રાજી થયા. માર્ગમાં જાફર તેઓને ખચીતજ બહુ ઉપયોગી થઇ પડયો. એકવારના ઠગીના ધંધાને લીધે ચાલુ ને ચાલુ જંગલો અને બીયાબાનોમાં ભટકવાના સબબે કુદરતી રીતે તેણે જંગલમાં દમબે ને પગલે નડતા આફતો કે ખુલ્લા જોખમોમાંથી તેઓને સલામત બચાવી, તેઓનો વધુ વિશ્વાસ અને માન જીતી લીધાં. સાહુકાર માણેકચંદ તેની વફાદાર સેવાથી એટલો તો ખુશ થયો કે સારો પગાર ઠેરવી તેને પોતાની નોકરીમાં મુકરર કર્યો, કે જેથી તેને

પૈસાની તંગી માલમ પડેજ નહી, અને તેથીજ પ્રમાણીક, નિર્દોષ જીંદગી ગુજારવામાં ઉલટ પેદા થાય. ભલા ખુરશેદે મોટી ખુશીથી માણેકચંદને બાહાર તરફ મહેરબાન રહેવા સલાહ અને ટેકો આપ્યો.

અને તેઓને તે ભલા ઠરાવથી જરા પણ પસ્તાવું પડયું નહી, સંતસંગથી સુધરી ગયલો એકવારનો બાહાર ઠગ તદનજ જુદો ઇનશાન બની ગયો હતો. પોતાની ભુતકાળની ભયંકર જીંદગીના ખ્યાલોથી તે ખરા જીગરથી શરમાવા અને પસ્તાવા લાગ્યો હતો; ના, એટલુંજ નહી પણ તેને તે શરમીંદગીમાંથી હંમેશના બચાવનાર ઉમદા જીવોનો આભાર તે કદી વીસરી ન ગયો હતો. ધારના ભયંકર જંગલોમાંની મુસાફરી વખતે તે ભારે ખંત, વફાદારી અને જાન ફેશાનીથી, જયારે ખુરશેદ અને માણેકચંદ ઉંઘ કાઢતા હતા, ત્યારે તેઓની ચોકાસી રાખતો હતો, અને ખુબ ચોકાસીથી તે તેઓને અનેક આફતોમાંથી બચાવી લેતો હતો.

કુમાર્ગે ઘસડાઇ જઇ મલીન બનેલા એક આત્માને, દયા અને દીલસોજીથી સુધારી રાહે રોશન તરફ દોરવવાથી, કુદરતી રીતે તેઓના જીગરમાં વાજબી સંતોષ અને ખુશાલી બરપા થઇ.

---

## પ્રકરણ ૧૪ મું.

## “જરની જેહેમતો.”

(ગરબી.)

આશમાને આંસું પાડયાં—વર્ષાદના રૂપમાં,
ખુરશેદ વાદળામાં ગયો છુપાઇ,
જરની જેહેમતો જોઇ—,વફાદાર કેવી પારસણ !

આપણે પ્રકરણ ૯ માં જોઇ ગયા કે ખુરશેદ પોતાના હાથમાંના વહાલા બોજા સહીત ક્રોધ જેવી ધુંમાડાથી ગુંગળાઇ જઇ મહાકાલીના મંદીરના હોલમાં તુટી પડયો હતો.

થોડી વારે હેઠે છુપાયલો રાણાનો મદદગાર લુચ્ચો ઘાતકી હેમરાજ શાસ્ત્રી પોતાના નાક ઉપર પાણીમાં ભીંજાવેલા ભીના કપડાનો કટકો ઘાલી

નીકળી આવ્યો. તેના એક હાથમાં તેજી ચકચકતું ખંજર હતું, જ્યારે બીજામાં એક નાની ખુટલી બતી પકડેલી હતી.

તે ધીમાં છુપા પગલે ખુરશેદની પીઠ પાછળથી આવ્યો અને એક પલ ઉભો. તેણે મોટા સંતોષ સાથ જોયું કે ખુરશેદ તદન ઠંડોગાર બની દેખાતી મોહોતની હંમેશગીની શાંત ઉંઘમાં પડયો હતો. તેણે પોતાની બતીની રોશની તેના મરદાનગીભર્યા ખુબસુરત મુખ્પડા ઉપર ફેંકી થોડી પળ તો બારીકાઇથી તપાસ્યો, અને પછી તેના પંજામાં દબાયલી જીવ વગરની પડેલી જરબાનુ ને તેણે ઝડપથી ખેંચી લીધી, અને તેણીને લઇ બાહેરની તાજી હવામાં દોડયો. તેણે ઝડપથી નજદીક ઉગેલા કોઇ ઝાડનાં પાંદડાં હાથમાં બચડી નાંખી તે જરનાં નાક આગળ ધર્યાં, અને પાંદડાનાં કુચાને તેણના ચેહેર અને ગળાં ઉપર ઝડપથી મસલ્યા, પછી ધ્યાનથી જોતો પરિણામ માટે થોભ્યો. થોડીવારમાં જરનાં જીવ વગરનાં ખોખામાં પાછી જીંદગીની જોત સલગી, અને તેણી હીલચાલ કરવા લાગી.

"ચાલ સુંદરી, તને મારે પાછી રાણુજીને સ્વાધીન કરવીજ જોઇએ, અંબા ભવાનીને તારૂં બલીદાન પસંદ ન પડયું, માટે એકાએક તેનો બચાવનાર મોકલ્યો હતો. મારે તારો કબજો પાછો રાણુજીને આપવો જોઇશે, અને તેબી એક પલ ખોયા વીના. તને બચાવનાર પારસીને પાછો જીવતો જોવાની આશા રાખીશ નહી, કારણ જે ઝેરી ધુંવા તેનાં દમમાં પેઠો છે, તેનો ઉતાર અર્ધ કલાકમાં થાય તોજ તે મનુષ્ય જીવે, બાકી તે કદીજ નહી. તેણે મારા વફાદાર સાથીઓને સ્વધામ પહોંચાડયા છે, તો મારે તેને શું કરવા આ જગતમાં બડાઇ હાંકવા જીવતો રાખવો?" તે લુચ્ચો પરમગુરૂ પોતાનું ઘાતકી બોલવું પુરૂં કરી રહયો, પણ ભાગ્યેજ તે કમનશીબ જરે શાંભળ્યું હોય.

તેણીને એક ઝાડનાં થડ સાથ બાંધી તે ગયો અને થોડીવારમાં તે પાછો ફર્યો, અને તેણીને છુટી કરી તેણીનો હાથ પકડી, સીડીવાલા સહેલા માર્ગે તે ડુંગરની નીચેની ખીણમાં લઇ ગયો, જ્યાં એક ઘોડો અને બીજો ટટુ મુસાફરી માટે તઇયાર કરેલા ઉભા હતો.

એક પણ સખુન બોલ્યા વીના તેણે દીલસુઠ થઇ ગયલી બીચારી જરને હાથ આપી ટટુ ઉપર ચઢવા ઇશારત કરી. જર પણ ચાવી આપેલાં પુતળા માફક ટટુ ઉપર ચઢી બેઠી.

તરતજ હેમરાજ શાસ્ત્રી પોતાના ઘોડા ઉપર ચઢી બેઠો, અને અર્ધ અંધારામાં મુસાફરી શરૂ થઇ. આ વેળા કમનસીબ જરની મગજની સ્થિતી શું હતી, તે સમજવી બહુ મુશ્કેલ થઇ પડે. ભઇ અને ગુંચવાડાથી તેણીનું મગજ લગભગ સમતોલપણું ખોઇ બેઠું હતું એમ તેણી માનતી હતી. તેણીના મગજ ઉપર એક મજબુત છાપ બેઠો હતો તે એજ હતો કે તેણીના વહાલા ધણીએ એકાએક છેલ્લી ઘડીએ કેદેથી નીકળી આવી તેણીને કમ કમાતભર્યા મોહોતના જડબામાંથી બેંચી કાઢી હતી; અને હવે તે કયાં ગયો હતો એજ તેણી સમજી શકી નહી. તેણીની મગજની લગભગ અસ્થીર સ્થિતીમાં એક લાગણી એકાએક અતી જોશથી પ્રગટ થઇ. તેણીમાં આગળ હતું તેના કરતાં અતી ઘણું વધારે હેત પોતાના ખુરશેદ ઉપર ઉભરી આવ્યું, તે પ્યાર જેટલો સાચો અને અપુર હતો તેટલો અસાધારણ અને જુસ્સાભર્યો હતો. તેણીના બેબાખરા મગજમાંથી બધી ચીંતા ખસી જઇ ફક્ત પોતાના હેતાળુ ખુરશેદની સુરતી સિવાય બીજુ કંઇજ બાકી રહ્યું નહીં. તે કાળી અંધારી રાતે સખ્ત ઠંડી હતી છતાં તેણીનું બેબાખરૂં મગજ ગરમ આતશ સમાન તપતું હતું. પોતાના પેદા કરનાર દાદગરથી થોડો ઉતરે તો દરજ્જે તેણી પોતાનાં ખાવીંદનો માનતી હોવાથીજ, જયારે તેણીના ગુંચવાયલા મગજ ઉપર ધણીની જુદાઇની લાગણીના સોજા ઉઠયા, ત્યારે તે ખચીતજ બળવાન, સાચા અને મહા સંતાપભર્યા થઇ પડયા.

તેણીએ ખાત્રીથી માન્યું કે જયાં સુધી તેણી તે કાવત્રાખોર રાણા અને તેનાં જુલ્મી મદદગારોના કબજામાં હતી, ત્યાં સુધી તેણીનાં ખાવીંદને પાછા મળવાની આશા મીથ્યા હતી. બસ, તેણીએ એવુંજ માન્યું કે જો તેણી છુટી થાય તો પછી ગમે તેમ કરી પોતાનાં ખાવીંદને શોધી શકશે. આ વિચારે પક્કા ઠરાવનું રૂપ લીધું, અને તેણીએ કોઇ પણ તક મળતાંજ છટકી જવા મનસુબો કર્યો હતો.

આખરે સહવારનું પહોર ફાટયું. તેણીનો ચોકીબાન હેમરાજ તેણીના મનનાં ઠરાવથી બેશક સદંતર અજાણ હતો. તે પોતાનાં કોઇ ઉંડા તરંગોમાં ગીરફતાર થઇ ગયો હતો. તેને સ્વપનો પણ નહતો કે જરબાનુ છટકી જવા વિચાર પણ કરે. આથી તે જોઇએ તે કરતાં વધુ બેદરકાર બન્યો. તેઓ નરમદા નદીની એક શાખાને કીનારે આવી પુગા. ઠંડી તે નદીને કીનારે એટલી તો સખત હતી કે તે પાણી તે વેળા ઓળંગવા હેમરાજે હામ બીડી નહીં, કારણ તેનાથી પોતાથી તે ઠંડા બરફ જેવા પાણીમાં ઝબકોરાવા

ઉશ્કેર ચાલ્યું નહીં, યાતો તેને કમબખ્તને જરબાનુની દયા લાગી હોય;–કંઈભી હોય પણ તેણે તે નદીને કીનારે પુરતો વખત થોભી જવા હીલચાલ કરી; પોતાના ઘોડાને છુટો કરી નાંખ્યો જેથી તે સીધો પાણી તરફ દોડયો, અને જરને તેણીના ટટ્ટુ ઉપરથી ઉતારવા મદદ કરી. તે તાપણું કરવા માટે સુકા ઘાસ કે ઝાડની ડાળીઓ વગેરે એકઠું કરવા ઉંચા રેતીના ઢળાવની ઝાડીઓ તરફ ગયો. આ તક જેવી તેવી પણ લાયક હતી; અને જોકે જરબાનુ આફતથી બહુ નાતવાન અને બેબાખરી બની ગઈ હતી, છતાં તેણી એટલી નબળી ન હતી કે છુટકારાની સુંદર તક જતી મુકે. તેણીએ ચકોર નજરથી હેમરાજની દરેક હીલચાલ જોઈ; અને જેવો તે નજર આગળથી સામેની ઝાડીમાં ગુમ થયો કે તેણીએ બીજી બાજુ પહેલાં સાધારણ ઝડપે ચાલવા માંડયું, પછી જયારે કીનારાનાં ઉંચા ટેકરા આવ્યા કે તે તરફ યાહોમ દોડી. બસ આંખો મીંચી તેણી અર્ધ અંધારા જંગલમાં દોડી, એક પળ તેણી દમ ખાવા પણ ન થોભી. ગોયા તેણીની પુઠે જાણે મોહોતનો દુત લાગ્યો હોય તેમ ઝનુન—ગાંડા ઝનુનથી, તેણી દોડતી યાહોમ જંગલનાં ભીતરમાં જતી હતી. દરેક ડગલું આગળ વધવું તેણીને છુટકારાની વધુ નજીક લઈ જતું હતું, એમ માની તેણીએ આગળને આગળ વધવા જીવતોડ જેહેમતો કરી. આખરે તેણી એક નાની ટેકરીના તળેટી હેઠળ શાંત રૂપેરી અવાજ કાઢી વહેતાં નાળાં આગળ દમ ખાવા થોભી, જે વેળા ખુરશેદ યઝદ તરતનોજ બાહેર નીકળી કુલ ગુજરાત સરજમીન ઉપર પોતાનાં કરોડો સોનેરી આબા દાબેર્યાં કીરણો પાથરી ઠંડી અને ઝાકળને મારી ઉઠાડયાં હતાં.

તેણીએ તરતનાજ નીકળેલા ખુરશેદનાં રબાબવાળા ગોળા તરફ આભાર, આસ્થા, આશા અને ઉલટથી જોઈ બે હાથે નમસકાર કરી ઓવારણાં લીધાં; અને "ખુરશેદની ન્યાએશ"નાં જે ફકરા મોંઢે હતા તે જુસ્સાથી પઢી ગઈ, પોતાના પાક ઝરથુસ્ત્રી મઝહબ તરફ આ પાકદામાન પારસણને કંઈ અજબ જાનફેશાની અને આસ્થા હતી. તેણીએ ખાત્રીથી માન્યું કે ખચીતજ ખુરશેદ યઝદ તેણીને મદદગાર થઈ, આયંદે તેણીના ખાવીંદ સાથ મેળવી આપશે. આવા વીચારથી તેણીને હીંમત આવી. તેણીએ નાળાનાં શાંત-આબોઆમાં પોતાનો ચેહેરો જોયો અને અજબ થઇ. તેણીના કાળા ભમર જેવા લાંબા વાળ વેરવીખેર બની જઈ છેક કમર સુધી લંબાયા હતા, જયારે તેણીનાં આંગમાંની સાડી અને બદીગાન તો દીવસોની રંજ પછી ઘણી એક જગ્યેથી ફાટી-ચીરાઈ ગયાં હતાં, જયારે માંથાબાનું તો ગુમ થયું હતું,

તેણીનો સામતો અવતાર,—ખચીતજ તેણીને અગાઉ સુગડ અને સ્વચ્છ જોનારને અજાયબીમાં આંચકો ખવડાવે તેવો વરવીપેર હતો. પણ હાલની મગજની સ્થિતીમાં ક્યાં તેણીને તેની પરવાહ હતી. હાલનો બસ તેણીનાં આતુર દરદમંદ જીગરમાંથી ફક્ત જ મરમ શબ્દ બાહેર નીકળતો હતો–તે, "મારા ખુરશેદ! મારા ખુરશેદ તમેં કહાં છો?" એજ હતો.

થોડું પાણી ખોબલાથી પી લઇ, તેણી બીધેલી હરણી મીસાલ પાછળ જોઇ એકવાર ફરીથી ગીચ અરણ્યમાં દોડી. થોડી આશાયેશ લઇ તેણી વળી આગળ વધતીજ ગઇ. ગીચ જંગલો, ટેકરાઓ, ખીણો, નાળાઓ વગેરે બેધ્યાન હાલતમાં, ધાસ્તીનો ખ્યાલ કાઢી નાંખી,—ચીંટાવતી અને પલેપલ ફક્ત "ખુરશેદ! ખુરશેદ!!" નામ મોઢેથી પોકારતી તેણી મારગ કાપતી હતી. તેણીનાં વીચારની ગરમી અને ઉશ્કેરાટ જેમ વધતા ગયા તેમ તેણી બીજું આસપાસનું ભાન ખોહતી ગઇ. "ખુરશેદ! ખુરશેદ!!"નાં ચાલુ પોકારોથી જંગલમાં વારંવાર પડઘા થઇ જાણે ખુદ જંગલ તેણી સાથ તે નામ પોકારતું હોય તેમ લાગતું હતું. જંગલમાં વસ્તા હેવાનો તેણીનો છુટા લાંબા કાળા બાલો વાલો વરવીપેર બેધ્યાન દેખાવ જોઇ, ગભરાઇ જઇ તેણીથી દુર રહેતાં હતાં. રખડતાં છેક ૪ કલાક વહી ગયા, અને તેણીની મગજની સ્થિતી વધુ અસ્થીર બનતી ગઇ. તેણી એકવાર મારગમાં ઉભી રહી, એક પક્ષી જે ઝાડ ઉપર બેસી કંઇ કલાલકોર કરતું હતું, તેને હાથ જોડી રડમસ ચેહરે અરજ કરવા લાગી કે:—"મારા વહાલા ખાવીંદ ખુરશેદને કહે કે હું અહીં છું!" તે પક્ષી પોતાને ખલેલ પડવાથી તરતજ ઉડી ગયું, અને તેથી તેણીએ તેને આવરજા કઇ હજાર આશીષ દીધા કે તે ખુરશેદને બોલાવવા ગયું હતું! તેજ ઢપે તેણી ઝાડપાણ સાથ પણ મોઢથી વાત કરી "મારા ખુરશેદને જોયા હતા કે?" કરી સવાલ પુછતી હતી!

અરરરર! કમનશીબ જરમાનુ! તારી આ કેવી કરૂણારસીક સ્થિતી? તેણી કોણનું ફરજંદ, ક્યાંની રહેવાથી અને હાલ કેવાં ઘોર બીયાબાનમાં ભટકતી હતી. દેખાઇતું હતું કે બદબખ્તીનાં ભયંકર ચક્રમાં સંપડાયલી તે નાઝનીન પોતાનાં મગજ ઉપરનો કાબુ ઝડપથી ખોહતી હતી. તેણીનું અસહ્ય દુઃખ, સંતાપ અને ખાવીંદની જુદાઇનું સંકટ, જો નીચલા લાયક શબ્દોમાં બાઇએ તો વધુ અસરકારક લાગે:—

રાગ—ભરવી.

("ભુલી ભમે છે ભામણી" "એ રાહ.)

૧ ભુલી ભમે છે પારસણ—ખુરશેદજીની નાર,

"ખુરશેદ! ખુરશેદ!!" પોકારતી—

એ જો નહિ શખુન—વફાદાર કેવી પારસણ!

૨ ઠકરેઆનો બીટાવતી—જંગલ અને વેરાન,

"ખુરશેદ! ખુરશેદ!!"—બુમો પાડતી—

"ક્યાં તે મારો જાન?"—ભુલી ભમે છે પારસણ!

૩ ભુખે પ્યાસે રઝળતી—જેહાંગીરશાની જર—

ખાવીંદનું નામ જપતી—હર ઘડી અને પળ—

વફાદાર કેવી પારસણ!

૪ વાઘ વરૂ બીજા વનચરો—ગમગીન પોતે થાય,

"ખુરશેદ! ખુરશેદ" નાં—પડઘા કરતાં,

દીલસોજીથી બેચાય—ભુલી ભમે છે પારસણ.

૫ આશમાંને આંશું પાડયાં—વર્ષાદનાં રૂપમાં,

ખુરશેદ વાદળામાં ગયો છુપાઈ,

જરની જેહેમતો જોઈ—વફાદાર કેવી પારસણ!

એટલામાં એક ભીલ શીકારની શોધમાં તે જંગલમાં આવી ચઢયો, અને એકાએક તેની નજર બેહસ્તની પરી સમાન નાઝનીન જર ઉપર પડી; અને તેણીનો વરવીખેર પોષાક, લાંબા કાળા અહીં તહીં ઉડતાં વાળ જોઈ તેણીને આકાશની દેવી કે દાકણ માની તે માહોમ ખાસ્તી ખાઈ પાછળ ફરી નહાસવા લાગ્યો. જર પણ માંડી મીસાલ, ખુરશેદની ખબર કાઢવાનાં ઈરાદાથી, તેની પુઠે દોડી. તે બહાદુર જીગરનાં પણ વહેશી બનાસના ભીલને આ ઉપરથી એવી તો દેહેસત પેઠી કે તે કહેવાંતી ડાકણના સપાટામાંથી બચવા વીજળીક ઝડપે ખાડા ખબોચીયા અને નાળાંઓ કુદાવી અધ અંધારા ગીચ જંગલમાં ગુમ થઈ ગયો, જયારે જરબાનુ અફળાઈ અફળાઈ થાકી અને ડાકથી નસોસ થયલી, તોપણ ખુરશેદનું નામ પળેપળ પોકારતી એક જગાએ ઢળી પડી. માબાપના બેહદ લાડમાં ઉછરેલી, ધણીની વહાલી, નીરદોષ

જરની તે ભયંકર સરજતનો કરુણારસીક ખેલ હતો. મહુજનું સામર્થ્ય પણ ફક્ત થોડાક લાકમાં ખોઇ નાખી અણી ઉમ્મર ગોયા હવે તેથી ઉભી થઇ હતી

ઘડીકમાં તેણી આશા સાથે વાત કરી ખુશાલીથી હસી પડતી તો ઘડીમાં નીરાશીથી બેહદ ગમગીન બની જઇ હાય મારતી "ખુરશેદ! ખુરશેદ!!! કરી પોકાર કરી તે જંગલને ધમધમની મુકતી હતી.

પેલો ધાસ્તી ખાધેલો બીલ પારસી તે ... નહાસ... એતેરેક જરની શોધમાં નીકળેલા હેમરાજ શાસ્ત્રીના હાથમાં સપડાયો. કુદરતી રીતે હેમરાજે તેને જર વીષે પુછયું, જેનાં જવાબમાં તે બીલે બેહદ ગભરાત વચ્ચે પાછળ જોઇ જણાવ્યું કે જંગલમાં તેને કોઇ ડાકણ જેવી મળી હતી, જે તેની પુઠે આવવાથી મોટી મુશકેલીથી છટકી શકયો હતો. તે પરથી હેમરાજ તરતજ સમજી ગયો અને કંઇ દીશામાં તે કહેવાતી ડાકણ જોઇ હતી તેની ખબર મેળવી, તે ઝડપથી જરની શોધમાં નીકળી પડયો.

જંગલની શાંત એકાંતમાં ઝાડપાલાના છાંયામાંથી વહેતા એક ઝરાની બાજુનાં લીલા ઘાસમાં જર પોતાની બેહદ તરસ છીપાવવા, અને થકવી દેનાર અંગને આરામ આપવા બેસી, ગમગીન ચેહેરે પોતાના સરતાજનો વીચાર કરતી હતી એટલામાં એકાએક તેણીના નજરે હેમરાજ દુરથી આવતો જણાયો. છેડાયલી વાઘણ મીસાલ ઝનુની બની તેણી ઉભી થઇ અને થોડે છેટે પડેલા ઝાડની એક જાડી ડાળી જમણા હાથમાં ઉંચકી, પોતાનું છુટાપણું મુંજ મોંઘા દામે વેચવા ઠરાવ કરી આસ્તવાર ઉભી. હેમરાજે તેણીના વીકળ રાતો બનેલો ચેહેરો, જે વેરવીખેર વાળોથી વધુ અસરકારક દીસતો હતો તે જોયો, અને થોડી પળ દમાઇ જઇ છેટે ઉભો રહયો.

"કમનશીબ અને હુજવી પારસણ! ચાલ, મારી સાથ,—તને રતનપોર લઇ જઇશ." તેણે કંઇક મતામણા સાદે કહયું.

તેનું બોલવું સાંભળયું ન હોય તેમ તેણી ડોળા ફાડી એકી ટગરે ... વી હાથમાં ઉઆમેલી ડાળ સાથ સ્થીર ઉભી.

"બાળા—મને સાંભળે છે કે? ચાલ—તને ઝડપથી રતનપોર પહોંચાડી આવીશ." એમ બોલી તેણે એક ડગલું આગળ ભર્યું.

"ખબરદાર ચંડાળ! એક ડગલું આગળ વધ અને આ કીનાખોર ઠાંગ તારી ખુની કારકીરદીનો ઝડપી અંત લાવશે!" જરે ડોળા ફરડાવતાં પોકાર કર્યો.



"ખબરદાર ચંડાળ! એક ડગલું આગળ વધ્યો અને આ કીનાખોર ડાંગ તારી ખુની કારકીર્દિનો ઝડપી અંત લાવશે!" એ આમરી જરખાનુએ ડાળા ફફડાવતાં પોકાર કર્યો. (સફો ૭૪.)

હેમરાજ એક પળ દંગ થઈ ઉભો. તે પારસણ સુંદરીની અસાધારણ જુસ્સાદાર હીમતી રીતભાતની તેણે કદી આશા રાખી ન હતી. પણ બીજી પળે તેણે પોતાના પુરા ખવાસના રંગ બતાવવા શરૂ કર્યા.

"દાકેણુ! વંત્રી!! તું કોણ સાથ દમ કરે છે? "ચાલ ગુપચુપ, નહી તો આ ખંજર તારા પાપી મમતી હૃદયમાં ચલાવી દઈ અહીંજ નીકાળી કરીશ!" હેમરાજે કમરેથી ખંજર ખેંચી કહાડતાં દાતી કરી.

પણ જરબાનુની આંખોનું એક પાપણ પણ હાલયું નહી. તેણીની અસાધારણ ચળકાતથી ભરપુર આંખો એક પળ પણ તેના ચેહેરા ઉપરથી ખસી નહી.

હેમરાજ તેણીની આંખોના તે અગ્નીથી ચીચવી ગયો—ગોયા તેણીના તેજી ચમકારાથી તે બળવા લાગ્યો. આથી એકવાર ફરી તે જરબાનુનાં દ્રઢ દેખાવથી હારી ઉભો.

પણ એકાએક આ વીરમાં કંઈક નવોજ રંગ બાજ્યો. હેમરાજ શાસ્ત્રીની અહીંતહીં દોડતી ચશમે, પાસેની ઝાડીમાંથી તેના ઉપર તુટી પડવાની તઈયારી કરતો એક ચીતો દેખાયો. ગભરાટથી એક પોકાર કરી હેમરાજ સમય સુચકતા વાપરી વખતસર બાજુએ દોડી ગયો, કે બાજી પડીને તે હેવાન તે જગ્યે કુદી આવ્યું. પોતાના શીકારને છટકેલો જોઈ તે ચીતો તેની ઉપર પાછો ધસ્યો. હેમરાજ એક બહુ બળવાન અને બહાદુર મરદ હતો, તેથી જે ખંજરથી જરને ધમકી આપી હતી તે ખંજર ઉગામી સામો થયો. આવી વખતે દીવાની જેવી જર તેઓ વચ્ચે ધસ્તી આવતી હતી, પણ પાછડાંથી ઢંકાયલા એક અણુદીઠ ખાડામાં એક પગ પડવાથી લચક આવવાથી તુટી પડી અને બેફામ બની ગઈ.

બીજી તરફ હેમરાજે શાંત મગજ અને અજબ હીંમતથી પોતાનું ખંજર તે હેવાનનાં પેટમા છેક હાથા સુધી ચલાવી દીધું; જોકે તેમ કરતાં તે હેવાને પોતાના જોરાવર પંજાથી તેને જખમી કરયો હતો. એકજ દીલ ધ્રુજાવનારી બરાદ અને તે ચીતો પોતાનાં લોહીના ફુંવારા વચે સુરદું થઈ તુટી પડયો.

હવે હેમરાજને જરનો ખ્યાલ આવ્યો, જેથી તે ખાડા આગળ જઈ જોય છે તો જર બેફામ બની ખાડામાં પડી હતી. તે નાળાં તરફ ગયો અને પોતાના જખમોને ધોઈ પાટો બાંધ્યો, અને પછી જરને શુધમાં લાવવા

કોશેશ કરવા લાગ્યો. તે નીરદોષ પાકદામાન બાળાને અરધ મોહોતની શાંત ઉંઘમાં જોઈ, તેણીની બેહદ ખુબસુરતી નીહાળી, તેણીની સ્ત્રી તરીકેની પાકદામાન ખાતરની ચીવત લડત અને તેના સંતોષકારક પરીણામોનો ખ્યાલ કરી અને છેલ્લે તેણીની અજબ કીંમત જોઈ, તેના જુજ પાપી ખુની હૃદયમાં એકાએક દયાનો ખુદાઇ ખવાસ અને સાચ્ચી પ્રમાણીક વખાણ ઉતપન થયાં. તેની સદાની પાપી હવસી નજરે તો ઓરત જાતમાં પતીવૃતાપણાં જેવું કાંઈજ હોય નહી એમ હરગીઝ નજરે પડયું હતું, પણ જરબાનુના સંબંધના સઘળા બનાવો યાદ કરતાં તેને કબુલ કરવું પડયું કે સ્ત્રી જાતીમાં પાકઆદપણું ખચીતજ હોય છે, અને તેણે વધુ એમ પણ માન્યું કે જે બાનુમાં તે મીનોઇ સદગુણ ખીલ્યો હોય છે, તેણી ખચીતજ સાધારણ મનુષ્ય કરતાં વધુ ઉંચે દરજજેની ગણાવી જોઇએ.

કંઈક આવા પ્રકારના ઉમદા ખ્યાલોથી ઉશકેરાઈ તેણે જરબાનુને હુશીયાર કરવા ઝડપી પગલાં લીધાં, જેથી કટલેક વારે તેણી શુધ્ધીમાં આવી.

"સતવંતી પારસણ," તેણે મર્યાદાશીલ તફાવતે ઉભા રહી પશેમાની ભર્યા અવાજે બોલવા માંડયું. "મારી તારા તરફની ઘાતકી વરતણુંક માટે હું ખચીતજ તારી ક્ષમા માંગું છું. તારા જેવી પતિવૃતા નાર મેં કોઈ જોઈજ નહતી, અને તેવી હોય એમ માનતો પણ નહતો. તારા દેવતા જેવા પવિત્ર લક્ષણોથી મારા જેવા પાપી ઉપર ઉંડી અસર થઈ છે. સતી તારા ચરણે પડી ક્ષમા આહું છું."

જરબાનુ મુંઝવાયલા મગજે તે સાંભળતી અને હેમરાજની ફેરવાયલી વરતણુંક તરફ વિચાર કરતી ચુપ પડી રહી.

"સતવંતી બાળા—હું દીલગીર છું કે ફકત મારી ફરજને લીધેજ તને રતનપોર લઈ જઈશ; માટે મારી સાથ ચાલ, મારગમાં હું તને દરેક સગવડ આપવાનું અભય વચન આપું છું."

"અયે બાહમણ—હું તારા ઉપર વિશ્વાસ કેમ મુકું ! તેં મારા પ્યારા ખાવીંદને મારી નાંખ્યો છે, અને હવે રતનપોર લઈ જઈ પેલા કુછંડી રાણાના હવસી પંજામાં મને મુકનાર છે." જરે દુઃખથી કમકમી જવાબ દીધો

"પતિવ્રત્તા પારસણ—મારા તે ઘાતકી કાર્યથી હાલ હું બહુ પશ્ચાતાપ કરૂં છું. તું તે વેળાના સંજોગ ધ્યાનમાં લે, અને પછીજ મારો તે અપરાધ ધ્યાનમાં લે."

"હે ઇનશાન! હું તુંને એક ચીજ ખાતર માફ કરવા તઇયાર થવશ." જરે કંઇક વીચાર કરી સવાલ કર્યો.

"બોલ બાળા, હું તે કરીશ." હેમરાજે હલતથી જવાબ દીધો.

ત્યારે આપ તારૂં આ તેજી મંજર, કે આ ગમખ્વાર, ધણીની જુદાઇથી તવળીતા બેકરાર જીગરની આગને સુદાની ઠંડી પાડું! આપ—આ કંગાળ હીણામલી જવાન જીંદગીની બેહદ જફાનો ઝડપી છેડો લાવી, બેહેસ્ત તરફ મારા વ્હાલા ખાવીંદને મળવા જવાનું ઉમદ ઝડપી સાધન—આપ સેવા ખીથી."—જરે લાગણીથી ઉથકેરાતા અવાજે અરજ કરી.

"નહી નહી દુરભાગય ભામણી,—વિતારા જેની પવિત્ર સુતવંતીની જુવાન જીંદગીનો અકાળ અંત આવેલો જોવા કદી પણ એક મનુશય કબુલ થાય નહી. ના—મને ક્ષમા કર. ઇશવરે જો તને પ્રાણ આપયો છે, તો કુદરતી નીરમાણ થયલાં કારણેજ તે ઇશવર હજુરમાં પાછો જવો જોઇએ.

"ત્યારે તું તારો બોલ પાળતો નથી!" જરબાનુએ નીરાશીથી પુછયું.

"સતી, હું હાથ જોડી અરજ કરૂં છુ કે હજી પણ ધીરજ ધર. ઇશવર તને છોડનાર નથી. મને એમ લાગે છે કે આ તારૂં દુભાગય લાંબો વખત રહેનાર નથી."

આખરે હેમરાજે તેણીને શાંત પાડી, અને તેઓએ રતનપોર જવા મુસાફરી પાછી શરૂ કરી.

---

## પ્રકરણ ૧૫ મું.

### "રતનપોર શેહેર."

પ્રકરણ ૮ માં આપણે જોઇ ગયા કે ખુરશેદથી છુટા પડી સોમેરાબ રતનપોરમાં ગયો અને મંદીરની ધરમશાળાના રખેવાળ સાથ શું વાત કરી હતી.

તે વેળાના રતનપોર શેહેર વિષે આપણે કંઇક ખ્યાલ મેળવીશું.

રતનપોર શેહેર રાજપીપલાનાં ડુંગરોમાંના એકની તળેટીનાં પ્રદેશમાં એક વેળા એક નામાચુ નગર હતું. નગરના વિસ્તારમાં આવેલા ડુંગરમાંથી "અકીક" નામના રંગીન પથરો પુષ્કળ નીકળતા હતા, કે જેને લીધે તે વેળા તે ગુજરાતમાં બહુ વિખ્યાત હતું. સુરત, અંકલેશ્વર, ભરૂચ વગેરે

રાય હરીફાઈ કરતું આ શેહેર હતું. તે વળી તે વેળાનાં બીનહરીફ મણા તા ગરાસ્યા સરદારનું રાજ્ય, ને તેણે થોડા વર્ષ થયા ફક્ત તરવારની ધાર થીજ સ્થાપ્યું હતું, તેની રાજધાની હતું. જ્યારે આ કથાનો બનાવ ઈ. સ. ની ૧૪ મી સદીમાં બને છે, ત્યારે તો રતનપોર પોતાની ચઢતી જુવાનીનાં બહારમાં ખીલી રહ્યું હતું. તેની પશ્ચિમે રતનપોર નદીની ખાડી હતી, જ્યારે પુર્વ તરફ "આરીક" પથરોથી ભરપુર ડુંગર હતો. જેનાં શીખર ઉપર "માલણ દેવી"નું વિખ્યાત દેવાલ્ય હતું, જેનો મહિમા બહુ હોવાથી તેનાં પુંજારીઓ ઠેક દુરના મુલકમાંથી તેનાં દર્શન કરવા અહીં પધારતા હતા. વળી રતનપોરથી થોડે છેટે વહેતી બહોળી નર્મદા નદીને તીરે "મહેશ્વર," "અમરકંટક" વગેરે પવિત્ર ધારમીક સ્થળો આવેલાં હોવાથી, રતનપોરને માર્ગથી સેંકડો બલકે હજારો હિન્દુઓ ચાલુ પસાર થતા હોવાથી રાણાને જેમ સારી મેહેસુલ મળતી હતી, તેમ શેહેરનાં વેપારીઓ, ધર્મશાળાવાળાઓ; બ્રાહ્મણો વગેરેને ચાલુ કમાઇ મળતી હતી. આવી રીતે પવિત્ર સ્થળે તીર્થ કરવા જવાનાં માર્ગમાં હોવ થી રતનપોર તે વેળા ઘણીજ રીતે સધળે જાણીતું હતુ.

શેહેરનો ફરતો કોટ હતો. જ્યારે ડુંગર ઉપર માલણ દેવીના સ્થાણકથી થોડે દુર, શીખર ઉપર રાણાજીનો મેહેલ તેમજ બીજી સરકારી મીલકતો આવી હતી, જેમાં એક બંદીખાનું પણ હતું, જે ફક્ત રાજદ્વારી કેદીઓ ઉપર સખ્તી ગુજારવા માટેજ ખાસ બાંધવામાં આવ્યું હતું.

રાણા દુર્યોધનસીંગનો પીતા જે શકમંદ સંજોગ હેઠળ મરણ પામેલો આ કથાનાં શરૂઆતનાં પ્રકરણમાં આપણે જોઇ ગયાં; તે એક દયાળું, ડાહ્યો બ હાદુર અને લાંબી નજરવાળો સરદાર હોવાથીજ એક નવું રાજ સ્થાપવા શક્તિવાન થયો હતો, અને તેથીજ તેની અપાર વર્ણની રૈયત સુખી અને સંતોષી હતી; પણ જ્યારથી કુછંડી, જુલમી અને કમઅંદેશ દુર્યોનસીંગ ગાદીએ આવ્યો ત્યારથીજ તેઓ ઉપર જુલમો પડયા જેથી રૈયતમાં અસંતો ષ ફેલાયો હતો. કંઇક આટલા ટુંક ખુલાસા પછી આપણે આપણી કથા આગળ ચલાવીશું.

શોહોરાબ રતનપોરમાં મહાદેવનાં દેવાળયની ધર્મશાળામાં ઉતરી શુરસીંહ નામ ધારણ કરી રહયો હતો. તેણે પોતાનો વખત ફોકત ન ગુમાવતાં રાણાનો મહેલ જે શેહેરની પુર્વ ડુંગર ઉપર આવ્યો હતો તેની ઉપર ધ્યાન રાખવા ખાસ કસદ કર્યો હતો.

ખબર કાહતાં જણાયું કે મહેલને લગતી બાતમી મેળવવાનું કામ સેહેલું ન હતું. જ્યાં રાણાની નીષ્ઠા ફરી હતી ત્યાં સઘળુંજ શકમંદ હોવું જોઈએ. રાણાએ પોતાના કુકર્મોમાં સામેલ અને પુરવીણ બનેલા વીશ્વાસુઓને મહેલ ઉપર ચોકી મુકયા હતા, જેથી કંઈપણ બાતમી મેળવવાનું કારય સાધારણ બુધ્ધીથી પાર પડે તેમ ન હતું. આ બાબત ઉપર સોહેરાબે ઉંડું દરયાફ્ત કર્યો અને કંઈ યુક્તીથી પોતાનું કામ પાર ઉતારવા કસદ કર્યો, તેનાં ફળદરૂપ મગજમાંથી આખરે એક વીચાર બરપા થયો. સંભાળથી ખબર કાઢતાં જણાયું કે ગજમેહેલની સહુથી ભરસેદાર બાતમી ફક્ત એકજ માણસ આપી શકે અને તે ત્યાં આવજાવ કરતો બ્રાહમણ હતો, માટે જો તે બ્રાહમણને કાબમાં લીધો હોય તો સાચી બાતમી મળે

આ યોજનાં અમલમાં મુકવા તે ડુંગર ઉપર આવેલા "માલણદેવી"ના મંદીરમાં ખબર કાઢવા ગયો. તેણે એક રજપુત ઠાકોરનો પોષાક પહેરેલો હોવાથી એક શુરવીર લડવઈઆ જેવો પ્રેમાળકારક દીસતો હતો. છુટથી બ્રાહમણોને દક્ષણા આપતો, મંદીરનાં ચોકમાં ઉભરાઈ જતા સેંકડો ભીક્ષુકોને ભીખ આપતો, અને લાંબી જટાવાળા અરધ નગા સાધુઓને પેટ હાથ જોડી નમન કરતો અને ગંભીરાઈથી માન આપતો જોઈ, તયાંના પુંજારીઓ વગેરે ઉપર સારી અસર થઈ અને તેને માટે માન પેદા થયું. તેણે એલારપેલાર વાતો કરતાં જાણ્યું કે મંદીરનો આગેવાન પુંજારી બુઢ્ઢા નારાયણ શાસ્ત્રી એકલાને રાજમહેલમાં જવા આવવાની રાણા તરફથી પરવાનગી આપવામાં આવી હતી, જયારે બીજા બ્રાહમણોને ખાસ કારણ વગર કંઈપણ મહેલની હદમાં પણ દાખલ થવા દેવાની સખત મનાઈ હતી. તેણે વધુ જુસતેજો કરતાં જાણ્યું કે બુઢ્ઢા નારાયણ શાસ્ત્રી વેદાંતશાસ્ત્રો, ઉપનીષદ, મનુસમરતી વગેરે પ્રાચીન ધરમ પુસ્તકોનો અઠંગ અભયાસી હતો; અને તે પ્રમાણીક, પરમ, પરમારથી બુઢ્ઢા વયનો અને કંઈક એકમારગી ખવાસનો હોવાથી, તેને દુર્માનસીંગ જેવા શંકીલા સ્વભાવનાં રાણાએ પોતાનાં અંતઃપુર યાને જનાનામાં આવવા દેવાની અડચણ કે વાંધો જોયો ન હતો. આવા એક પંડીતને કેમ ઠેકાણે લાવવો એ કંઈક વીચારવાજોગ સવાલ હતો.

સોહેરાબ યાને શુરસીંહે છુટે હાથે પૈસો વેરી પોતાની ઉદારતા અને ચુસ્ત ધર્મીપણાથી તે પંડીતને ખેંચવા ઠરાવ કર્યો.

બીજે દિવસે તે માલણદેવીનાં મંદીરમાં ગયો અને આગલા દિવસની માફકજ છુટથી નાણું વેરી સર્વનો માનીતો થઈ પડયો. તેણે મંદીરનાં દરેક

બ્રાહ્મણને કંઇને કંઇ ક્રીયાકાંડો સોંપી, ઉદારતાથી તેનાં દામ આપ્યાં, અને પંડીતજીની ખાસ મુલાકાત ઇચ્છી. તેવણ તરફ ભારે માન, તાબેદારી અને વખાણ બતાવી અને કંઇક વધુ વાક્ચાતુરી વાપરી તેને ફુલણજી બનાવી નાંખ્યા. તે જાણતો હતો કે આ શાસ્ત્રી કંઇ સાધારણ આદમી ન હતો, કે એક વખત ફુલણજી બનાવ્યો હોય તો છુટથી વાતચીત કરે. પોતાના કાર્યની અસર મજબુત કરવા તે ચાલી ગયો, અને બીજે દીન હિંદુ ધર્મના કેટલાક શંકા ઉત્પંન કરનારા પણ ઝાઝા મુશકેલ નહિ એવા સવાલોનાં ખંડણ કરાવવા તેણે પંડીતજીની સહાયતા માંગી. શુરસીંહ જેવા કુલીન રજપુત, તેથી વળી બ્રાહ્મણો તરફ ખાસ માન અને મેહેરબાનીથી જોનારને પંડીતજી જવાબ આપી સંતોષ ન આપે તો પછી કોણને! તેવણ બરાબર જાણતા હતા કે રાણાજી તો આત્મિક બાબત તરફ કેવળ બેદરકાર હતા; એટલે કયાં તેવણને પોતાનું પાણી ભરદરબારમાં બતાવવાની તક મળનાર હતી? તેમ વળી ભલા ધાર્મિક શુરસીંહે શું એમ ન કહ્યું હતું કે છેક બનારસ, કાશી, પ્રયાગ સુધી પંડીત નારાયણની વિદ્વતા અને ધર્મનાં શાસ્ત્રોનાં જ્ઞાનની કિર્તી ફેલાઇ ગઇ હતી! શુરસીંહને ત્રીજે દિવસે દુરથી જોતાંજ ઉપલા ખ્યાલો તે બુઢા શાસ્ત્રીનાં મગજમાંથી ઝડપથી નીકળવા માંડયા, જેમાં શુરસીંહની ફુલણજી બનાવનારી વાતચીત અને રીતભાત ઉપરથી તો વધુ અસર થઇ.

આ ઉપરથી શુરસીંહે પોતાની તરફમાં આવતો મામલો છુપી ખુશાલીથી જોયો અને બહુ સંભાળથી કામ કાઢી લેવા મનસુબો કર્યો. જો જરાબી શકમંદ આ બુઢાને લાગ્યું તો ત્રણ દિવસ સુધી ખરચેલો ધુમ પૈસો ફોકટ જાય તેમ થાય અને બધું હાથમાં ધરેલું મુખ્ય કામ બગડે. આથી તેણે હિંદુ ધર્મના કેટલાક સવાલો—જે ઝાઝા અગત્યના ન હોય તેને માટે અગત્યતા આપી પંડીતજીને પુછવા માંડયા, જેના જવાબ તરતજ તેવણે આપ્યા, જે સાંભળી તેના મનનું ભારે સમાધાન થયું હોય તેમ શુરસીંહે આભારથી ડોળ ઘાલ્યું. ત્યારપછી વાતચીત વધુ રસ ઉપર ચઢતી ગઇ, અને શાસ્ત્રીજીએ પોતાનું ઉંડું જ્ઞાન શુરસીંહ જેવા તાબેદાર, શાંતીથી સાંભળનાર કુલીન રજપુત આગળ દેખાડવામાં મોટું સુખ માન્યું. પણ તરફ શુરસીંહ પોતાની પહેલી મકસદને જરા પણ વિસર્યો ન હતો. તેણે રાજમહેલની બાબતો જે પંડીતજીના હોઠ બાહેર કદી પણ નીકળવા પામતી ન હતી, તે બાહેર કાઢવા આખરે તક શોધી અને બીજી ત્રીજી વાતો કરી, તદન બેદરકારીથી રાજમહેલમાં તેવણને ભારે માન મળતું હશે, વગેરે સાધારણ જણાતા

સવાલો કર્યા, એટલે લાંબા વખતથી રાણાજીની તેનાં તરફની ઘાતકી બેદરકારીની ફર્યાદ જે તેની છાતીમાં ઉભરાયા કરતી હતી તે તેણે કરવા માંડી, જે સાથ રંગમહેલમાં કોણ કોણ હતા, જેમાં તેની દીલબર નવાજ એકલી હતી, અને જગને તો ભારે કીનાના આવેશમાં આવી રાણાએ વિંધ્યાચળ પર્વત ઉપરનાં પ્રખ્યાત મહાકાળીનાં મંદીરમાં ભોગ તરીકે મોકલી હતી, એમ બાતમી પણ મળી. આ ખબરથી સોહોરાબને જરખાનુ માટે ભારે ખેદ થયો અને ભલા ખુરશેદના ફેજ માટે ભારે દુઃખ ઉત્પંન થયાં. તે બાતમીથી ગોયા તેના હાથપગ લુલા થઈ ગયા. ભલી પાકદામાન સુંદર જર લગનને બદલે કરપીણ મોહતને શરણ થઈ હતી, જ્યારે વ્હાલો ભાઈ ખુરશેદ કયાં એકાએક ગુમ થઇ ગયો હતો! જ્યારે તેની વ્હાલી નવાજ નાપાક રાણાના મહેલમાં કેદ હતી.

તેણે કીલ્લાની મજબુતી અને ઠારેઠાર પાહરા વગેરે ગોઠવણની પુરતી ખબર મેળવી હતી, તે ઉપરથી તેણે માન્યું કે કમનસીબ નવાજનો છુટકારો કરવાનું કામ ખચીતજ બહુ મુશકેલ અને જીવનાં જોખમથી ભરપુર હતું, અને તે કામ ખુદ તેને એકલે હાથે બજાવવાનું હતું.

શુરસીંહે કંઇક વધુ બાતમી મેળવવાના ઇરાદાથી વળી બીજે દીને પણ પંડીતજીની મુલાકાતની આરઝુ ભારે આભારી દેખાવે કરી અને બહુ માન, અદબ અને હેશાનમંદ જીગરે એક કીંમતી કાશમીરી શાલની ભેટ કરી. આ "ઉઘડ સીસમ" રૂઢીથી નારાયણ શાસ્ત્રી ઉપર લાભકારક અસર થઇ, અને તેથી વાતચીત કંઇક વધુ ખુલાસા ભરી થવા લાગી, જેમાં અલબત શુરસીંહે રાજમહેલની બાબત સીફતથી લાવી,—શાસ્ત્રીની—તે દિવસની ત્યાંની મુલાકાત વિષે બેદરકારીથી ઇસારો કર્યો.

તે સવાલ સાંભળી પંડીતજી લેહેરથી બોલી ઉઠ્યા:—

"કુલીન શુરસીંહજી, રાણાજીના રંગ મહેલમાં આજે તો વળી કંઇક નવીન ચકચાર જાગી રહી હતી. અંબાભવાનીનો ભાવિક સેવક હેમરાજ શાસ્ત્રી, માતાને નીરમાણ કરેલી ભોગ પેલી પારસી તરૂણીને મોટી ઉતાવળથી પાછો રંગમહેલમાં લઇ આવ્યો છે." નારાયણ પંડીતે ખબર આપી.

"પંડીતજી, આ તો ખોટું થયું. માતા બહુ ક્રોધે ભરાશે; પણ બન્યું શું હશે કે તે ભોગને ઝડપથી પાછો લઇ આવવામાં આવ્યો?"

"શુરસીંહજી, પંડીત આસપાસ સંભાળથી જોઈ તેના કાન ઉપર પડી ધીમેથી બોલ્યા, "યાદ રાખજો કે રાણાજીએ બળાત્કારથી જે બે પારસી તરૂણી-

ઓનું હરણ કર્યું છે તેથી ઇશ્વરનો તેના ઉપર જરૂર કોપ ઉતરશે. પારૂષીઓનાં ધર્મનાં શ્લોકો એટલા તો બળવાન, અસરકારક અને રામબાણ છે કે તેના તેજથીજ રાણાનો સંહાર થશે, કે તે કદી સુખી થનાર નથી. આત્મબળમાં શ્રેષ્ટ પારૂષીઓનાં ધર્મનાં મંત્રના જોરે વાતાવરણમાં ધ્રવનીઓ પેદા કરી કુદરતની મહાન બળવાંન શક્તિઓની મદદ પારૂષીઓ મેળવવાની ચાવી ધરાવે છે."

"આ શું ખરૂં હશે? તમે શું આધારે આ પ્રમાણે બોલી શકો છો?" પોતાની પાક જરથુસ્ત્રી દીનની મોતેબરી ખુદ પારકા મહઝબનાં મોટા ધર્મગુરૂથી સાંભળી અંદરખાનેથી બેહદ મગરૂર બની શુરસીંહે સવાલ કર્યો.

"વેદાંત, પુરાણ, ઉપનીશદ વગેરે સંસ્કીત ધર્મ અને ફીલસુફીનાં પુસ્તકોનો કંઇક અભ્યાસ કરવા ઉપરાંત મેં પારૂષીઓના ધરમ પુસ્તકોનો કંઇક અભ્યાસ કર્યો હતો; તેમજ શ્રી નવસારી કસ્બામાં આવેલા તેઓનાં અમર અગનીનાં દેવાલયમાં રહેતા મોટા પુંજારીઓને હું જાતે જઈ મળ્યો હતો અને પુછપરછ કરી હતી."

જરબાનુ જીવતી બચી હતી તે ખબર એટલી અગત્યની હતી કે તે ઉપર ગંભીર વિચાર ચલાવવા, સોહરાબ ઉરફે શુરસીંહ આતુર બન્યો, જેથી વધુ વખત ન ગુમાવતાં તે નમન કરી ચાલી ગયો.

---

## પ્રકરણ ૧૬ મું.

## "અકસ્માતીક મેળાપ."

કુદરતનાં તત્વો કેટલીકવાર પોતાના નીયમીત કાર્યો બજાવતાં નિષ્ફળ નીવડે છે, જેનાં પરિણામમાં વાતાવરણમાં વિચીત્ર ફેરફાર થાય છે. કંઈક આવી અસરથી તે અમુક રાત્રે આકાશ વાદળાંઓથી છવાઇ ગયું હતું, તેથી રતનપુર શહેરના ઘણા રસ્તાઓ ઉપર અંધકાર ફેલાયો હતો. રાતના છેક મધ્યરાતનો સમો હતો, જેથી આખું શેહેર શાંત નિંદ્રામાં વીંટળાયલું હોય એમ જણાતું હતું. ખુદ મોટા રસ્તા ઉપર પણ ભાગ્યેજ કોઇનાં ઘરના દીવાની આછી રોશની પડતી હતી. વળી ઠંડીપણ સખત પડતી હતી. આવી વખતે કવચીતજ કોઈ ઇનિશાન નજરે પડતું હતું, અને જો જણાય તો કોઇ જરૂરનાં કામે બાહેર નીકળ્યું હોય એમ ધારી શકાય.

આવા અણુગમતા વખતે કોઇ બે શખસો મોંઢે માથે દુપેટા વગેરે સંભાળથી બાંધી ફક્ત દમ લેવા નાક અને અંધકારમાંથી જોઇ શકવા આંખ્યો ખુલ્લી રાખી, શેહેરની બહારના ડુંગર તરફ જતા હતા. તેઓ કાળી રાત્રીનું કાળું કર્મ કરવા કેઠે જતા હોય તેમ કોઇપણ સહેલાઇથી માની લેય, કારણ તેઓ મક્કમ પગલે ગંભીર ચુપકીદીથી યાહોમ અંધકારમાંથી રસ્તો કાપ્યા જતા હતા. તેટલાં કેટલેક દુરથી ફાંનસ લઇ કોઇ ચોકીબાન આવતો હતો તે જોઇ તેઓ તરતજ બાજુની નાની ગલીમાં ઘુસી જઇ એક મકાનની ઓસરી ઉપર સુઇ ગયા. પેલો ચોકીબાન ડાંગ અફાળતો રસ્તામાંથી પસાર થઇ ગયો કે પેલાઓ પાછા ઉઠયા અને આગળ ચાલ્યા. આવી રીતે અંધકારમાં લગભગ ૧૦ મીનીટ ચાલ્યા હશે, તેટલાં એક ગલીમાં વાંક લેતાં તેઓને કોઇ સામેથી ઝડપમાં આવતો આકાર અથડી પડયો. આ એક કમનશીબ અકસ્માત હતો, પણ તેથી બંને બાજુ જેમ ગભરાઇ ગઇ તેમ વળી અવિશ્વાસથી ગુસ્સો પણ ઉત્પન થયો. પોતાનું શરીર અહીં તહીં જોસથી દાબતાં પેલો સામે આવેલો એકલો સખ્શ ગુસ્સાથી બખાળી ઉઠયો કે:—

"અયે આંધળા કંગાળ!"

"હેં કોણ? આતો મારા ગુમ થયલા વ્હાલા બેરાદર સોહેરાબનો સાદ લાગે છે?" પેલા બેમાંનો જે સખ્શ અથડી પડયો હતો તે પોકારી ઉઠયો.

"બચીત—ત્યારે તો આ ભાઇ ખુરશેદનો માનીતો ખુશનુમાં અવાજ છે? જાની દોસ્ત ખુરશેદ!"

"સોહેરાબ—હું ખુરશેદ છેઉં!"

"શુકર તે બારેહકતાલાના કે કેવી જગ્યે, કેવા કઢંગા વખતે અને કેવા સંજોગો હેઠળ આપણો આવકારદાયક મેળાપ થયો!" સોહેરાબે જોશથી બગલગીરી કરતાં ઉદગાર કાઢયા. "ખુરશેદ તું બચીત કતોકત વખતે આવી પુગોછ. તારી ગેરહાજરીએ મારી હીંમત અને મગજ શક્તિ તદન ઢીલાં કરી નાખ્યાં હતાં અને હું નાચાર બની ગયો હતો. બીચારી જરબાનું અને નવાજ—પણ, પણ ખુરશેદ, તારી સાથ આ બીજું કોણ છે?" સોહેરાબે પોતાનો ભેદ વધુ ન બોલતાં અચકી જઇ સવાલ કર્યો.

"વ્હાલા ભાઇ, મારી સાથ મારા ભલા મીત્ર અંકલેશ્વરવાળા માણેકચંદ શાહુકાર છે, જે જેવણ પણ આપણા ભરમથી માહીતગાર છે અને આપણને

તન, પોતાના અખુત ધન અને ચંચલ મનથી મદદ કરવા આતુર છે ભાઇ માણેકચંદ, આ મારા ગુમ થયલા ભાઇ સોહેરાબ છે."

"તમુને દીઠે આનંદ થયો છે સોહેરાબજી શેઠ." માણેકચંદે લાયકીથી ધીમો ઉતર દીધો.

થોડીક પળ જીગરનાં સંતોષની ખુશાલીથી છલકાઇ તે બંને જરથોસ્તીઓ તે એકાંત અંધારી જગ્યે ચુપચુપ થંભ ઉભા રહયા, પણ થોડીક પળમાં પાછું પોતાની સ્થીતીનું ભાન આવતાં ખુરશેદે કોઈ લાયક જગ્યે જઈ મસલહત કરવા ઇચ્છા દર્શાવી.

સોહેરાબ જે થોડા દિવસના વસવાટથી રતનપોર શેહેરનાં ખુણેખુણાથી માહીતગાર બન્યો હતો, તે તેઓને થોડે દુર આવેલાં હનુમાનનાં મંદીરમાં લઇ ગયો, જયાંનાં વિશાળ ચોકમાં તેઓ એક ખુણે જઈ બેઠા.

સોહેરાબે જંગલમાં તોફાનથી વીખુરાઇ પડતાં રતનપુર જઇ નવાજ અને જરની ભાળ કાઢવા શું શું યુકતીઓ અને જેહમત ખેંચી હતી તેનું ટુંકમાં વર્ણન કર્યું, જેમાં જરબાનુ રતનપોરમાં પાછી આવી હતી એ ખબરથી ખુરશેદને ભારે ખુશાલી લાગી. તેમજ તે અંધારી રાતે અકસમાતીક મળી ગયા તે વેળા તે શા માંટે ભટકતો હતો તે સવાલના જવાબમાં સોહેરાબે ખુલાસો કર્યો, તેણે મોટી લાંચ આપી એક દરવાનને ફોડયો હતો, અને બીજે દહાડે કોઇપણ જોખમે તેણે જર અને નવાજનો છુટકારો કરવા બાથ ભીડી હતી; અને તેથીજ તે ફરી એકવાર કીલ્લાની આસપાસની જગ્યા જોઈ જવા જતો હતો.

ત્યારપછી સોહેરાબની ઇચ્છાથી ખુરશેદ પોતે કેવા કેવા સંજોગ હેઠળ બબેવાર મોહોતનાં ડાચાંમાંથી પોતે બચ્યો હતો, તેમજ માણેકચંદ શાહુકારની જીંદગી બેવાર કેમ બચાવી હતી, તથા વ્હાલી જરને ભયાનક કાળીમાતાનો ભોગ થતી કેવી રીતે વખતસર જઈ બચાવી લીધી હતી, તેનું દીલ ઉશકેરનારૂં રસીક દાસ્તાન કયું, જે સાંભળી સાચા હેતથી ઉશકેરાઇ સોહેરાબે તેને વ્હાલથી બગલગીરી કરી સાબાશી આપી.

ત્યારપછી ખુરશેદ પોતાનો વધુ ખુલાસો કરતાં જણાવ્યું કે તેઓ જાફર ઠગ સાથ રતનપુરમાં આવી માણેકચંદના એક આડતયાને સાં ઉતર્યા હતા. માણેકચંદે પોતાના ભારે લાગવગ અને પુષ્કળ જરનાં જોરથી કેટલાક ચપળ ઘોડાઓ એક એકાંત જગ્યે તૈયાર રખાવી મુકયા હતા, કે બન્ને બાનુઓનો છુટકારો કરી યાહોમ અંકલેશ્વર તરફ છટકવું.

પણ તેઓનાં તે ઇરાદાને મોટો આંચકો લાગ્યો, કારણ સોહેરાબે તે ડુંગર ઉપરનાં કીલ્લા અંદરનાં મેહેલ અને કેદખાના ઉપરની સખત તકેદારી તરફ તેઓનું ધ્યાન ખેંચ્યું, જે સાંભળી તેઓ નીરાશ બની ગયા. કેટલીક પળ તેઓ સઘળા ઉંડા વીચારમાં મશગુલ બની ગયા. આખરે સોહેરાબ કે જેણે માલણદેવીનાં મંદીરની હદમાંથી કીલ્લા અંદરની ઇમારતોની બાંધણી અને દીશા ધ્યાનથી જોઈ લીધા હતા, તેણે એકાએક આશાવંત બની એક બંખાર માર્યો, કે તેનાં બંને સાથીઓ ચોંકીને તેનાં તરફ જોવા લાગ્યા.

"બેરાદરો ફક્ત એકજ મારગે આપણે કીલ્લામાં જઈ શકયે, પણ તે જીવનાં જોખમથી ભરપુર છે." સોહેરાબે ધીમી વીચારવંત અદાએ પોતાના મગજમાં ઉત્પન થયલા ખ્યાલને શબ્દોમાં ગોથવતાં બોલવા માંડયું; "સાંભળો, ડુંગર ઉપરનાં કીલ્લામાં શું શું ઇમારતો છે અને કંઇ દીશાએ તેઓ છે તેનું કાંઇક વર્ણન કરૂં છું, કે જેથી હું શું કહેવા માંગું છું તે તમારા ધ્યાનમાં ઉતરી જશે. કીલ્લાને એકજ દરવાજો છે જે પશ્ચીમ દીશાએ આવેલો છે; તેનાં ઉપર સખત પાહરા છે, રાત-દીસ તેનાં ઉપર ઝનુની જંગલી ભીલો નાગી તરવાર સહીત ચોકી કરતાં ફરે છે, માટે તે મારગે આપણે કોશિશ કરવી સલાહ કારક કહેવાય નહી. કીલ્લામાં ઉપલા દરવાજાથી દાખલ થતાં જમણા હાથ ઉપર રાણાનો મહેલ અને તેની જોડમાં રાણીઓનો મહેલ યાને અંતઃપુર છે, જ્યારે ડાબા હાથ ઉપર જાડી ઉંચી ભીંત છે જેની પેલી ગમ રાજદ્વારી કેદીઓ માટેનું કેદખાનું છે, તે કેદખાનાની પછવાડે દારોગાનું મકાન છે, અને તેનાં પાછળ કીલ્લાની બહારની દીવાલ છે, જે માલણદેવીનાં મંદીરના કમપાઉનડની હદ નજીકથી પસાર થાય છે. હવે ધારો કે મંદીરના હદની દીવાલ ઉપરથી કીલ્લાની દીવાલ ઉપર જવાય તો પછી આપણુ અને કેદખાનાની વચ્ચે ફક્ત દારોગાનું મકાન બાકી રહે. પણ જો આપણે તે રહેઠાણ ન કુદાવી શકયે તો પછી બીજી અંદરની દારોગાનાં મકાનની બંને બાજુએ આવેલી ઉંચી ભીંત કુદાવવી પડે, જે કુદાવવાનું કાર્ય લગભગ ન બને તેવું છે, તેથી જો તે દારોગાનું રહેઠાણ કુદાવ્યે તો પછી કેદખાનામાં જઈ શકયે. વધુ ખુલાસાથી સમજ પડે માટે લાવ ભાઈ ખુરશેદ તારો હાથ આપ, તેની હથેલી ઉપર હું આંગળાંથી નકશો પાડી ફરી સમજાવું કે સઘળું સમજ પડે."

મુજબ સોહોરાબે નીચે મુજબ નકશો તેના હાથની હથેલી ઉપર દોર્યો:-




કુતલનપોરનો કિલ્લો.

"શાબાશ બેરાદર!" ખુરશેદે ખુશાલીથી ખીલી ઉદગાર કાઢ્યો. "હવે મને સઘળું દીવાની જોત જેવું ખુલ્લું સમજ પડે છે. જોકે જીવનો જોખમ અકસ્માતથી તેમજ ચોકીબાનનાં હથીયારથી છે, તોપણ જ્યાં તે કરીમ કારસાજની રહેમદીલી અને છાંયો તથા આપણું હિંમતી જીગર છે, ત્યાં સુધી સદા ફતેહમંદ થઇ શકીશું.

"ધન્ય છે મારા ભલા મીત્રો! તમો પારસીઓની હિંમત, યુક્તિ અને બુદ્ધીબળ ઉપર શાબાશ છે! આવો દેખઇતો મહાભારત જોખમ છે, છતાં તમો તે આશાવંત દીલથી પાર ઉતારવા તૈયાર થયા છો, એ અમારા જેવાને અદભુત અને મહાભારત લાગે છે." માણેકચંદે ઉત્સાહમાં આવી ખરા જીગરથી વખાણના શબ્દો કાઢ્યા.

## પ્રકરણ ૧૭ મું.

## જિતી વીરૂધ્ધ હવશની લડત!

આપણે ખુરશેદ, સોહેરાબ (શુરસીંહ) અને માણેકચંદને હનુમાનનાં દેવાલયમાં હાલ તરત તો છોડી દઇ, તે રાતે કીલ્લાનાં બંદીખાનાનાં એક ઓરડામાં છેક મધરાત છતાં જે દુઃખી આત્માઓ કેવા કકળતા હતા તે જોઇશું.

ભયાનક મહાકાળીને બળીદાન આપવાની તૈયારી વેળા બહાદુર ખુરશેદના એકાએક ભાગ્યશાળી આવી પુગવાથી જરથાનુ કરપીણ રીતે ખુન થતી સાબુત બચી ગઈ હતી. તે જમાનાના વહેમને અનુસરીને તેણીનો ફરી પાછો ભોગ ન આપવાનો હોવાથી તેણીને એકવાર પાછી રતનપોર લાવવામાં આવી, કે તે ભયભીત અનુભવ પછી તેણી રાણાની અનેક રખેલી અને પત્નીઓમાંની એક થવા કબુલ થાય. પણ આપણે પ્રકરણ ૧૪ માં જોયું, તેમ તેણીનામાં તો પોતાના ખાવીંદ તરફની વફાદારીનો અસાધારણ જુસ્સો પ્રગટી નીકળ્યો, જેથી તેણી લગભગ નિરાશીથી ગાંડી જેવી બની ગઇ હતી. આવી સ્થીતીમાં તેણી હતી ત્યારે તેણીને રતનપુરમાં રાણાની હજુરમાં ઉભી કરવામાં આવી, ત્યારે રાણાએ આગળ કરતાં વધુ કેહેર અને ગુસ્સાથી જોયું કે તેણી તો આગળ કરતાં વધુ ડરાવવાળી બની તેને વધુ ધીક્કાર, તીરસકાર અને ખુલ્લી દુશ્મનાઇથી જોતી હતી. રાણાને ભારે ક્રોધ ચઢયો, અને તેણે તેણીને તેણી જેવીજ હુજતી, ડરાવવાળી અને ઝનુની ખવાસની નવાજ સાથે કીલ્લાનાં એકાંત બંદીખાનામાં પુરી.

કંગાળ બીહામણા એકાંત કેદખાનાની એક ગલીચ સરદ કોટડીમાં તે બે પારસી અબળાઓ ભારે નીરાશી, લાચારી અને અફસોસ કરતી બેઠી હતી. છેક તેઓ મધરાત સુધી કાંય બેઠાં હતાં તેનો કંઇક ખુલાસો કરીશું.

તે દીવસે સાંજે તેઓને પીગલાવવા યાતો ફુસલાવવા દુર્યાનસીંગની રાણી "રૂપસુંદરી," જેણી તેની હકદાર રાણી હતી, તેણી તેઓની મુલાકાતે કેદખાનામાં આવી. તેણીએ બહુ નાજુકાઇથી અને પુર દીલસોજીભર્યાં દેખાવે તેઓને સુચના કરી કે:—

"મારી બેહેનો, જવાનીમાં આ કંગાલ બંદીખાનામાં ઝુરી ઝુરી મરવાં કરતાં, હુજત મમત છોડી રાણાની માંગણી કબુલ કરો, અને દરેક જાતનું સુખ,

સગવડ અને મોજમજાહ ભોગવો. હવે તો તમારા જાત ભાઇઓને મળવાની આશા છોડવી અને કુદરતે ઉભા કરેલા સંજોગને શુભ માની લઇ તે પ્રમાણે ચાલવામાં સાર છે."

તેણીનું બોલવું ચુપચુપ સાંભળી લઇ, જરખાનું આંખોમાંથી ગેયા ગુસ્સાનો ધગધગતો આતશ બરપા કરી તીરસકારથી બોલી ઉઠી:-

"રૂપસુંદરી-વધુ ના બોલો અને એક "જખમાયલા જીગરની જર" ને વધુ જખમ ના કરો. તમારી દીલસોજી માટે આભાર માન્યે છીએ, પણ તમારી પતાવણી કે ફુસલાવત માટે હું તમુને ખરા દીલથી ધીક્કારૂં છું. શું આ ફાની ચાર પાંચ દીનની દુન્યાની તકલીદી મોજ શોખ ભોગવવા ખાતર મારૂં આ જીગર-જે બાવફા હકદારને સદાની અર્પણ કરી ચુકી છું-તે બીજાને વેચુ? કદી-કદી નહી! પાકદામાનની કીંમત જો તમે પારસી બાનુઓનાં બાબમાં બીજી જાતોની સ્ત્રીઓ ઉપરથી લેવા ધારી હોય તો મોટી ભુલ કરશો. તમારા રાણાની કરોડોની દોલતને પગે દાબી હું મારા હકદાર ખાવીંદની સુકી રોટી ખાવા કબુલ થવશ, રાણાનાં મહેલને ઠોકરે મારી મારા ધણીની ઝુંપડી પસંદ કરશ; કુછંડી પાપી હીચકારા રાણાના હવશી હાથને અડકવા કરતાં હું ભયંકર કાલીમાતાનો કરપીણ ભોગ બનવા હાલ પણ તૈયારજ છું!"

"રાણીજી-" નવાજબાનુ હવે થસ્સાથી બોલવા લાગી:-"તમે એક કુલીન બાનુ થઇને, બે નીરાધાર, નીતીમાન અને બેહદ ગેરઇનસાફ થયલી અબળાઓ, જેઓ નીતીને વળગી રહેવા જીવતોદ કોશેશ કરે છે, તેઓને પોતાની પાકદામાન વેચવા ખાસ સલાહ આપવા આવ્યાં છો? જાઓ-પાછા ચુપચુપ સીધારો-, જો તમે સ્ત્રીજ હને તો કદાચ હું એક સ્ત્રી જાતી છતાં મારામ કેવું બળવાન પારસી ખમીર છે તેનો બરાબર સ્વાદ ચખાદી, હમુને અપમાન કરતાં સદાનાં બંધ કરતે. તમારા પેલા લુટારા ગરાસ્યાને કહો કે જો તું અમાને પાકો ઠરાવ ફેરવવા આના કરતાં ૧૦ ઘણા વધુ ભયંકર કેદખાનામાં પુરશે તોપણ ફાવશે નહી. મોહોત લાવવું કે આત્મઘાત કરી મરવું અમુને ધ્રુજાવનાર નથી માલમ પડવાનું. જો! આ મારી સાડીનો છેડો લઇ ફક્ત આટલો ફાંસો કરી આ સામેની ખાટલી સાથ બાંધી, મારૂં ગળું તેમાં મુકી ખેંચાવું કે મોહોત હાજરજ છે!" અને બેહદ ઉશકેરાયલી નવાજે ખચીતજ ફાંસો તૈયાર કરી પોતાની ધમકી અમલમાં મુકવા જાણે તૈયારી કરી, જે જોઈ રૂપસુંદરીનાં હાંજે હાંજા ગગડી ગયાં અને ભારે ગભરાતથી ધ્રુજી તેણી બોલી ઉઠી:—

"બેહેનો—બહેનો મને ક્ષમા કરો, મારી ઉપર ઇશ્વરનો શ્રાપ પડજો! મુજ કંગાલ ઉપર ભટ પડજો!! કે તમારા જેવા પવીત્ર પવીવૃતા બહેનીઓનાં જખ્મ ખાયલા હૃદય ઉપર મેં અપમાનનાં કોહાડાથી વધુ કાતીલ જખમો કર્યા. ધન્ય છે તમારી પારસી કોમને, તમારા પારસી ધર્મને, અને તમારા માતપીતાને, કે એક સ્ત્રીનો સૌથી કીમતી શણગાર, સૌથી અમુલ્ય રતન જે તેણીનું પતિ વરતાપણું છે, તેનો તમારામાં છે તેવો અદભુત, વખાણને પાત્ર અને મહાન ખ્યાલ મગજમાં ઉતાર્યો છે. બહેનીઓ, હું ફરીથી તમારી ક્ષમા માંગું છું. ભગવાન અને ૩૩ કરોડ દેવતાઓના આશીરવાદ તમારા ઉપર ઉતરજો! ઉશકેરાઇ જઇ તમારી કીંમતી જવાન જીવની હાની ના કરશો! ઇશ્વર જો તમારા જેવી પવીત્ર સ્ત્રીઓની આબરૂ ન સાચવે તો કોણની? ધીરજ અને હીંમત ધરજો. ભગવાન તમારો જલદી છુટકો કરશે એવી હું અહોનીશ પ્રાર્થના કરીશ અને મારાથી બનતી કોશેશ કરી તમારો છુટકો કરીશ."

"રૂપસુંદરી"—જરે તે રાણીના પ્રમાણીક એકરાર ઉપર કંઇક શક રાખી ફરી તાણો માર્યો. "જે પાપી કામ માટે તમે અમારી ખાસ મુલાકાતે આવ્યાં તે એક સદગુણી ખુદાથી ડરતી સ્ત્રીને નછાજતું હતું."

"પતીવૃતા બાળાઓ, તમે ખરાં છો." રૂપસુંદરીએ તરતજ જવાબ દીધો. "આ અણગમતાં કાર્ય માટે તો મારે તેની—જે ધર્મનાં બંધનથી દુન્યા અને ઇશ્વરની નજરમાં મારો પતી કહેવાય—તેનાંજ હુકમને તાબે મને આવવું પડયું છે. હું પહેલાંથીજ માનતી હતી કે જે કુલીન કુંવારીકાઓ રાણાને ન હઠી શકે તેવા ધીરસકારથી જોતી હતી, તેઓ રાણાને કેમ શરણ થાય? પણ મારે તો મારા શીરછત્રને તાબે થવુંજ જોઇએ પછી તે ગમે તેવા હોય, તમે જાણો છોની કે શાસ્ત્રમાં લખ્યું છે કેઃ—

"દુઃશીલ કામવૃતો વા ધનૈર્યઃ પરિવર્જીતાઃ
સ્ત્રીણા માર્ય સ્વભાવાનાં પરમં દૈવતં મજુ.

એટલે—" પોતાનો પતી દુષ્ટ સ્વભાવનો, દુરાચારી કે નીર્ધન હોય, તોપણ ઉત્તમ સ્વભાવની સ્ત્રીઓએ તેને પરમ દેવસમાન ગણી તેની સેવા કરવી જોઇએ

એટલે દુર્જનસીંગ રાણા ગમે તેવા વઠકણા, ખાતરી કે કુછંદી હોય તોપણ મારે તો તેને તાબે થવાની ફરજ છે."

રૂપસુંદરી ત્યારપછી ચાલી ગઇ અને પોતે જે કુલીન બાનુને નછાજતો ભાગ ભજવ્યો હતો, તે માટે બહુ પસ્તાવો કરવી, જે કાંઇ બન્યું હતું, તે વર્ણવવા કેદખાના બહાર રાણાને જઇ મળી.

તેજ રાત્રે ૧૦ વાગે તેઓના કેદના ગંભીર દરવાજા એકવાર ફરીથી ખુલ્યા અને રાણો તે બાળાઓની હજુરમાં પુર દબદબાભર્યા પોષાકમાં એક સ્ત્રી નોકર લઇ દાખલ થયો.

અગરજો તે વેળા તે કંગાળ ઓરડીની અંદર એક ઝુંદતી દીવીને બદલે ઝકઝકતી રોશની હોત તો રાણો જોઇ શકતે, કે તેના આવવાથી જરબાનુ અને નવાજના ચેહેરા ઉપર કેવા ઝડપી ફેરફાર થતા હતા. ક્રુર રીતે જુલમ ખમતી સ્ત્રીઓની કુદરતી મમરૂી, ઉશકેરાટ, કીના અને નીરાશાથી તેઓનાં સુંદર ગમગીન મુખડા તે વેળા લાલ ગરમ બની ગયા હતા. તેઓ બંને તરતજ મોહું ફેરવી પીઠ કરી ચુપચુપ બેસી રહી. તેઓના તીરસકારનો આ મુંગો જવાબ દેખી દુર્યાનસીંગનાં ગોપા ભીંગ ફાટી ગયાં, તેનો ચીરડાઉ ખવાસ હાથથી જવાની હદ ઉપર આવ્યો હતો, પણ તે પોતે લાચાર બની ગયો હતો નીરાધાર કુંવારીકાઓ ઉપર શારીરીક ઇજા કે તેઓનો જીવ લેવા, તેનું ઊચ્ચકારં અંતઃકરણ ના કહેતું હતું, તેમજ તેનું તે કાર્ય દુન્યા કેવી ગુસ્સાની નજરથી જુએ, બીજા રાજકર્તાઓની નજરમાં તેથી શું અસર થાય એવા ખ્યાલથી તે પજવાતો હતો. આવા ખ્યાલથી તેણે પ્યારથી પોતાનું કામ કાઢી લેવા નીશ્ચય કર્યો અને ધીમા પતાપણા સાદે બોલ્યો:—

"સ્વરૂપવાન સુંદરીઓ, શા માટે જાણીજોઇ આ કંગાળ જગ્યામાં વાસો કરો છો? તમારૂં ઉછળતું જોબન અને જુવાનીનો આનંદ કરમાવી દેવ છો? સ્ત્રીજાતી—તેમી તમારા જેવી સ્વર્ગની રંભાઓ, આવું દુઃખ ખમવા સરજાએલી છેજ નહી; છતાં જો તેણી તે ખમે છે તો પોતાની બુરી કરણીથીજ હોય. તેણીને ઇશ્વરે પુરૂષને સુખી કરવા અને આનંદ આપવા પેદા કરી છે, તો તેવો આનંદ, અખુટ વૈભવ અને માનપાંદ અહીંથી થોડે દુર મારા "કૈલાસ વીલાસ"માં તમારે માટે તૈયારજ છે, સંખ્યાબંધ દાસીઓ તમારો પડયો બોલ ઉંચકી લેવા તૈયાર ઉભી છે, મારૂં અખુટ ધન આ પૃથ્વી ઉપરની તમારે મનને ભાવતી કોઇપણ ચીજ ખરીદી લાવી તમારે ચર્ણે આણવા તૈયાર છે, અને છેલ્લે ફળ ુપ રતનપોરના રાજ્યનો પ્રતાપી ગરાશીયો રાણો દુરયાનસીંગજી ખુદ વ ખુદ પોતેજ પોતાનું ગરમ પ્રેમથી ભરપુર હરદમ તમારી ઉપર અર્પણ કરે છે! તેમજ—"

"વધુ ના બોલ, ઓ પા માણસ! તને બદદયાનત તારા પોતાન



જરખાનુ વધુ તામોશ ન કરી શકવાથી બોલી ઉઠી:—"તારી ઝેરી ઝબાન બંધ કર...... ઓરત જાતને ખુદાતાલાએ પુરૂષના બરોબરયા સાથી તરીકે આ દુનયામાં મોકલી છે—તેનાં હવસનાં ગુલામ તરીકે નહીંજ......"

(સફો ૯૧.)

કામોને લીધે તને દોજખમાં લઇ જશે.*" જરબાનુ વધુ તામોશ ન કરી શકવાથી બોલી ઉઠી. "હે ઓ લંપટ! તારી ઝેર ભેળાએલી મીઠાશવાળી ઝબાન હવે બંધ કર. ઓ જાલીને ખુદાતાલાએ એક મરદનાં પાપી હવસના ગુલામ તરીકે કદી મોકલી નથી; ભલે, તું એક હીંદુ હોવાથી તારા ધર્મનાં પાછળથી લખેલાં પુસ્તકોને આધારે સ્ત્રીઓ મરદનાં ગુલામ છે એમ બોલી શકે, પણ અમારો કદીમ ધર્મ જે "જરથુસ્ત્રી" છે, તેની દોઢ હઝાર વર્ષ ઉપરની જુની ચોપડીઓમાં ખુલ્લું લખ્યું છે કે ઓરત જાતને ખુદાતાલાએ પુરૂષના બરોબરીયા સાથી તરીકે આ દુન્યા ઉપર મોકલી છે, અને તેથીજ પોતાનાં જીંદગી સુધીના મરદ સાથીને ચુંટી કાઢવાનો તેઓને સંપૂર્ણ હક છે; અને અમે પારસી બાનુઓ તેમ કેળવાએલાં હોવાથીજ તારા પાપી હવસી હુકમને તીરસ્કારથી તર છોડયે છીએ...... અને.. ......"

"વધુ ન બોલ, દાકેણુ, વંત્રી!" રાણાએ તેણીની તકરારના જવાબમાં બોલવાનું કંઇ ન રેહેવાથી નીરાશાના ભારે ઝનુનથી પગ અફાળી પોકાર કર્યો "બસ—હવે મારી ધીરજની સંપુર્ણ ઓઠ થઇ છે. મહાકાળીના ભોગ કરવા કરતાં વધુ ભયભીત મોહોત તમારા માટે નહી કરૂં છું. વીંધ્યાચળ પર્વતોના ભયાનક જંગલોમાં મનુષ્યના ભક્ષ કરનાર ફાડી ખાનાર વનચરો જેવાં કે વાઘ, વરૂ, ચીતા અને ઝેરી સર્પો છે, તેઓના ભક્ષ તરીકે કાલે રાત્રે જરૂરજ મોકલી દઇ, મારો મીઠો કીનો કેટલો કરપીણ છે તે હું દેખાડી આપીશ. કાલે સહવારે હું જાહેર કરીશ કે પકડી આણેલી બે પારસી અબળાઓ રાજી ખુશીથી હીંદુ ધર્મનો અંગીકાર કરી બનારસના એક મઠમાં જોગણો તરીકે જવા ખાસ ઇચ્છા દર્શાવી હોવાથી તેને અનુસારી તેઓને ત્યાં મોકલી દેધામાં આવી છે. આમ જાહેર થવાથી, પાછળથી મારા ઉપર કોઇ જાતનો શક ઉત્પન્ન નહી થશે. તોપણ હું હજી પણ તમુને છેલ્લી તક આપું છું. હું આવતી કાલે સહવારે તમારો મારી મરજી માફકનો જવાબ મેળવવા આવીશ અને આશા રાખીશ કે મમત અને હુજત ઉપર સારી સમજ સરસાઇ મેળવશે."

"કંગાળ—હીચકારા!" નવાજ ગુસ્સાથી તર્ફ તોરમાં રાણા સામે ધસી આવતાં પોકારી ઉઠી, "તેમ કરવાની કંઇ જરૂર નથી. અમારો જવાબ હાલ અહીં તૈયારજ છે. હમણા, આ ઘડીએ—કોઇ પણ ભયંકર વનમાં જઇ વાઘ કે વરૂનો ભોગ બનવા તૈયારજ છીએ! મોહોત અમારે માટે તું ધારે છે તેવુ

---

* "તેમ વાઓ અહુમ દેગવન્તો, પયોથનાઇશ આઇશ નઅેપત"—ઇજશની હા. ૩ મો, ફ. ૨૦.

ભયભીત છેજ નહી; તેમ તારે માટે ખચીત રહેશે. ફક્ત એકજ પળની વેદના અને પછી આ નાશવંત માંસનુ શરીર છોડી અમર ફરોહર ખુદાની હજુરમાં ખુશાલ ચેહેરે જઇ ઉભું રહેશે! કાળીમાતાનો ભોગ બનવું કે જંગલી હેવાનોના ભક્ષ થવું એ સઘળું એકજ સરખું પરીણામ લાવે છે.”

“ઠીક છે, જાદુગરણો”—રાણો અણુકા કરતો બોલી ઉઠયો. “આ સલામત જગ્યે ઉભા રહી હાઠી હાઠી વાતો કરવું સહેલું છે, પણ અરણ્યમાં વાઘનો એકજ બગાડ સાંભળી કે ઝેરી સર્પ કે નાગનો જરા ફુંકારો જોતાંજ તમારી બોટી પતરાણી, ક્ષીણ થઇ હવામાં ઉડી જશે. જવાબ લેવા હું સહવારે આવીશ.”

“તેમ કરવાની કાંઇ જરૂર નથી,” જરબાનુએ તુચ્છકારથી હાજર જવાબ દીધો. “જે જવાબ મારી બહેને દીધો છે તેજ સહવાર માટેનો આગાઉથી દીધો છે, માટે અહીં પધારવાની તસદી લેશો માં. તમારાં પાપી કર્મોથી પેલી જેહાનમાં પણ તમારા નેક પીતાશ્રી—તે મરહુમ રાણા જયશીખરીનો—આત્મા કમકમતો હશે, જે તમારા આવતી કાલે કરવા ધારેલા અઘોર પાપથી વધુ દુઃખી થશે......”

“ચુપ—વધુ ન બોલ વંઝી!” રાણો ભારે ઉશકેરાટથી ઉકળા ઉદગારે બોલી કેદખાનું છોડી ચાલી ગયો, કે તે નીરાધાર બાળાઓ પોતપોતાના વીચારો સાથ એકલી બેઠી.

“નવાજ—” થોડીવારે જર ગંભીરાઇથી બોલી, “તું જાણેછ કે આ ફાની હસ્તીની તકલીફો મોજમજાહ ખાતર આ બુરો ગરાશ્યો કેટલી હદ સુધી પાછળ ને પાછળ ભમતો જાય છે......મને યાદ આવેછ કે એક વખત મારા સુરંભીજીએ બાપણ કરતાં જે નેક સખુનો કહ્યા હતા તે હું તને કહી સમજાવું. તેવણ બોલ્યા હતા કે આપણા પાક મહઝબના લખાણોમાં એક ઠેકાણે લખ્યું છે કે :—‘(અયે દેવો!) જીંદગીનાં સુખ અને અમરપણા બાબે માણસોને તમે ભુલચાપ આપો છો, કારણકે “અકોમન” નામનાં બદ દેવ અંગ્રેમ્યુશને બુરા વીચાર, બુરા સખુન અને બુરાં કામની મારફતે હકુમત કરનાર તરીકે તમો દેવોને જણાવ્યા છે.†’

“ખચીત, વહાલી બહેન, દુર્બાનસીંગ રાણાની બદચાલ, આ ઉમદા સખુનોની સચાઇ કેવી પુરવાર કરે છે!” નવાજે પોતાના મહઝબની વખાણ મનમાં સાચી મગરૂરીથી ગાતાં જવાબ દીધો.

---

† ઇજશની હા. ૩૨ મો ફ. ૫ મો.

## પ્રકરણ ૧૮ મું.

### "જીલ સટોસંટનું આક્રમ—છુટકારો."

હનુમાનની મંદીરમાં ગંભીર મસલત કરનારાઓ આખરે એવા ઠરાવ ઉપર આવ્યા કે તેજ વખતે પોતે ઇચ્છેલું સાહસ કર્મ કરવા ચાલવી પકડવી. એ ઉપરથી તે ત્રણે જણા ડુંગર ઉપરનાં માલણ દેવીનાં મંદીરમાં આવી પુગા. સોહોરાબ યાને શુરસીંહને સરવે ઓળખતા હોવાથી તેને તેમજ તેના બે સાથીઓને કોઇએ કાંઇ પુછયું નહી. થોડાક પુંજારીઓ કે બ્રાહ્મણો માર્ગમાં અહીં તહીં સુતેલા કે જાગતા તેઓએ જોયા. તેઓ મંદીરના પછવાડેનાં વીશાળ બાગમાં દાખલ થયા અને દક્ષીણ દીસા તરફ બીજે નાકે, જ્યાં કીલ્લો આવેલો હતો તે તરફ ચાલવા માંડયું. તે ફળફુલાદી અને બીજા ઉભા દરખ તોથી ભરપુર જગ્યે સોહોરાબની આગેવાની વગર કદાચજ તે અંધારી રાત્રી એ તેઓ હીંમત કરી શકતે. જ્યારે સોહોરાબે તો અગાઉથી તે જગ્યાની બારીકાઇથી ખબર લીધી હતી.

આખરે મંદીરની હદની દીવાલ આવી જે સાધારણ ઉંચાઇની હોવાથી તેઓએ તે સેહલાઇથી કુદાવી કે કીલ્લાની ચર ઉપર આવ્યા. તેઓ ડુંગરને મથાળે હતા અને કીલ્લો પણ મથાળેજ હતો, એટલે કીલ્લાની ત્રણ બાજુએ જે ઉંડી ચરો હતી તેવી તે જગ્યે ઉંડી ન હતી, કારણ તે જગ્યા ખુદ ઉંચી હતી. આ ઉપરાંત વળી બીજી એક સૌથી મોટી સગવડ કહો કે નસીબની વાત કહો તે એ હતી કે મંદીરની દીવાલ આગળ એક મોટું વીશાળ ઝાડ હતું, જેની ડાળીઓ ચરની પેલી ગમ સુધી ફેલાઇ ગઇ હતી, જેનો બહુ કીમતી ઉપયોગ થનાર હતો, એમ આજુબાજુની ઉંચી ઉભી દીવાલો જોતાં તરતજ માલમ પડી આવતું હતું. કીલ્લાની સલામતી ખાતર તેની ચોતાફની ચરો નજદીક એક પણ ઝાડ ઉગવા દેવામાં આવતું ન હતું, પણ કોઇ સુભાગ્યે માલણ દેવીના મંદીરનું આ એકજ બુલંદ ઝાડ પવીત્ર ગણાતું હોવાથી ઉગતું રાખવામાં આવ્યું હતું. જો આ ઝાડની હસ્તી ત્યાં ન હોય તો કીલ્લાની ૧૫ ફીટ ઉંચી દીવાલ તેટલીજ ઉંડી ચરને લીધે કુદાવી શકાતે નહી. છતાં પણ આ ઝાડની મદદથી કીલ્લાની જાડી દીવાલ ઉપર જવાનું કામ જીવના જોખમથી ભરપુર હતું. કારણકે દીવાલ અને ઝાડની છેડેની નાની ડાળી વચ્ચે લગભગ ૧૦ ફીટનો અંતર હતો.

તેઓએ એવું ઠેરવ્યું કે માલેકચંદે પોતાના ભારી અંગને લીધે ઘરમાં સંતાઇ રહી વખતસર મદદ બાહેરથી કરવી, જ્યારે તેઓમાંથી એક જણે તે ઝાડ ઉપર ચઢી કોઇપણ જોખમે કીલ્લાની દીવાલ ઉપર જવું. આથી તે સાહાસ ખુરશેદે માથે ઉઠાવવા બીડું ઝડપ્યું અને કમરે પાતળાં પણ મજબુત સણના દોરડાની પીંડી વીંટાળી, ઝાડ ઉપર ચઢવા લાગ્યો, જ્યારે ગોઠવણ મુજબ બીજા બે જણ ઘર ઓળંગી કીલ્લાની દીવાલ નજદીક ગયા.

ખુરશેદ વધુ ને વધુ ઉંચે ચઢ્યો, અને એક મોટી ડાળ ઉપર સરી પડ્યો ત્યાં વસ્તા પક્ષીઓમાં રાતની વેળા કોઇ અજાણ્યો આવ્યો તેથી તેઓમાં ભારે કલાબકોર ચાલી રહી, પણ ખુરશેદ તો હમ ગુંદી આગળને આગળ વધ્યો, તેમ ડાળ વધુ ને વધુ પાતળી થતી ગઇ. આખરે તેણે સલામતી ખાતર અરધો ભાર હાથથી કુદી ખાત્રી કરી આગળ વધવા માંડ્યું. છેલ્લે ડાળ એટલી નબળી આવી કે વધુ આગળ વધાય તેમ ન હતું. તે હતો તેનાથી થોડે દુર નીચાણમાં બહુજ ઊંચી કીલ્લાની દીવાલ જોઇ શકાતી હતી, પણ તે કેટલે તફાવતે હતી તેનું તોલ કાઢવું તે ઘોર અંધારી મધરાતે મુશકેલ થઇ પડ્યું. પણ મામાલુ કુદરતે તેને એકાએક નધારી મદદ કરી; થોડીક પળ વાદળાંથી ભરપુર આકાશ ખુલ્લું થયું અને સેતારાઓની ઝાંખી રોશનીમાં તેણે ઝાડી અને દીવાલ વચેનો તફાવત કેટલો હતો તે ધ્યાનમાં લઇ લીધો. વખત ખોહવો અને વધુ વીચાર કરવો તેને ફાયદાકારક ન જણાયો તેથી પોતાનો જીવસટોસટનો કુદકો મારવા તઇયારી કરી. બે હાથો વતી ડાળી મજબુત પકડી આખુ શરીર હવામાં ઝુલતું રાખી, તેણે ડાળીને હીંચકા આપવા માંડ્યા. આગનેમ વધુ ને વધુ જોરથી તેણે ઝોંક આપવા માંડ્યા, અને આખરે દાંત મજબુત ભીડી, પાક યઝદાંનું નામ જબાન ઉપર લઇ એક અકરીન કુદકો હવામાં માર્યો—કાંતો ઉંડે થી નીચે ઘરમાં તુટી પડવું યા તો સાજે ભીંત ઉપર ભટકાવું—! એકજ જીવસટોસટની તે મુશકેલ પળ હતી......આહ! તેના પગો કોઇ સખત ભીંતને પહેલે જોરથી અથડાયા અને તે જોશથી પછડાઇ પડ્યો. થોડી પળ સુધી તો ભારે દુઃખને લીધે તે શાંત પડી રહ્યો; પણ પછી જ્યારે નીચેથી સોહોરાબે ધીમી સીસોટી ફેંકી કે તેણે ઉઠી પોતાની બીજી ફરજ બજાવવા કોશેશ કરી.

તે ભીંત ખડબચડા પથ્થરની બનાવેલી હોવાથી, એક ફાટમાં પોતાનું ખંજર ઘુસાડી દઇ તેનો હાથો સાથ પોતા સાથે બાંધેલા સણના દોરડાનો આંટ વાળ્યો, અને તરતજ બીજો છેડો નીચે ઘરમાં નાંખ્યો, કે તઇયારજ



પાક યઝદાંનું નામ ઝબાન ઉપર લઇ ખુરશેદે એક ભયભીત કુદકો હવામાં
માર્યો..............એક જીવ સટોસટની તે એક મુશકીલ પળ હતી.................

(સફે ૯૪.)

મેલા સોહોરાબે તે દોરડું પકડી લીધું અને તેની મદદથી દીવાલ ચઢી ઉપર આવ્યો. હવે બીજી મુશકેલી વચમાં હતી. થોડે છેટે દારોગાનું રહેઠાણ હતું તેની પેલી ગમ કેદખાનું હતું. ૧૫ ફીટની દીવાલ ઉતરી પાછા દારોગાના મકાનનું છાપરું ચઢવું એ વખતની બારે ભરબાદી તેમજ જોખમનું કામ હતું, માટે તેને દુર કરવા તેઓએ એક આપકલપસંદ રીચીઝ તોડ શોધી કાઢયો. દારોગાના મકાનની નજીક એક ઝાડ હતું, જેની ડાગી ઉપર કમંદ માફક દોરડાનો એક છેડો ફેંકયો, જે એક જાડી ડાળી ઉપર ભેરવાઈ જઈ ફાંસો મજબુત થઈ ગયો. પોતાના હાથમાનો બીજો છેડો તેઓએ કીલ્લાની ભીંતમા જડ ધોકેલા ખંજરના હાથાને બાંધ્યો કે, તરતજ દોરડાનો પુલ થઈ ગયો! ફકત થોડી પળમાં બંને જણા તે ઝુલતાં દોરડાં ઉપર પોતાના બે હાથોનું સમતોલ લઈ સામે પાર જઈ ધીમેથી દારોગાના મકાનનાં છાપરાની ધાર ઉપર ઉતરયા. કેટલીક મીનીટ સુધી તદન શાંત બેસી રહી આસપાસનો મામલો ધ્યાનથી તપાસ્યો, અને પછી કીનારો સલામત જોઈ બે હાથ અને પગો ઉપર સંભાળથી ચાલતા, દારોગાના મકાનના દરશનનાં ભાગ ઉપર આવ્યા, કે જેનાં બે બાજુનાં છેડા સાથ કીલ્લાની અંદરની બીજી ઉંચી દીવાલ આવી મળતી હતી. તેઓ છાપરા ઉપરથી બગીચામાં ઉતર્યા, જેની હદની દીવાલ સહેલાઈથી કુદાવી જાય તેવી હતી, જેની પેલી ગમ કેદખાનાનો બીસ્તાર આવેલો હતો. તે બગીચાના દરવાજા ઉપર એક ચોકીવાન બેઠેલો જણાયો. જો તેઓ ચાહાતે તો ચોકીબાનને ન છેડતાં દીવાલ કુદાવી જતે; પણ નહી, તેમ કરવામાં તેઓએ જોખમ માન્યો. જો તે દરવાજે હતો ત્યારે તો પાછા ફરતી વખત તે બહુ જોખમ ભર્યો થઈ પડે, વળી તેઓએ જોયું કે તે ઉપરના મકાનને એટલું તો સલામત ધારવામાં આવ્યું હતું કે ત્યાં ઝાઝા પહોરેગીરો પણ રોખવામા આવ્યા ન હતા, વળી જે પહેરગીરો હતા તેઓ પણ વર્ષો સુધી કંઈપણ અસાધારણ બન્યું ન હોવાથી એટલા તો બેદરકાર અને આળસુ બની ગયા હતા, કે કેટલેક ઠેકાણે તો ઝુંફાતા હતા. આવો મામલો ખચીતજ તેઓના લાભમાં હોવાથી એક પળમાં ખુરશેદ ચોકસ ઠરાવ ઉપર આવી, સોહોરાબના કાનમાં બોલ્યો:-

"કાંઈપી કરી પેલા દરવાજેના પહેરેગીરને લાચાર બનાવી દેવોજ જોઈએ, કારણ જયારે આપણી વહાલીઓને છોડવી લાવશું ત્યારે આ રસ્તેજ પાછા છટકવું પડશે, અને જો "કેદી નાશી જાય છે" કરી બુમ પડી તો આ પહેરેગીર પહેલો સામે થશે, અને તે વેળા એને જેર કરતાં કીંમતી વખત જશે."

સોહેરાબે જવાબમાં ખુરશેદનો હાથ દાબ્યો, અને તેઓ ભાગતા-છુપાતા છેક પેલા અર્ધ ઉંઘમાં પડેલા પહેરેગીરની પીઠ પાછળ આવ્યા. ફક્ત એકજ ઇસારો અને સોહેરાબે તે બેખબર પેહેરેગીરને પોતાની રજપુત પાઘડીનો કપ ડાશીગુંગળાવી નાંખ્યો, જેથી જરા પણ અવાજ તેનાં ગળાંમાંથી બાહેર નીકળ્યો નહી. તેજ વેળા ખુરશેદે ચાલાકીથી તેનો હાથ અને તાંઠયા તેનીજ પાઘડીથી ઝાકડી લઇ, જેવી હાલમાં તે પોતાની ફરજ ઉપર બેઠો હતો આ બાદ તેવીજ હાલતમાં મોંઢે ડુચા અને આંખે પાટા બાંધી બેસાડયો, કે જેથી અંધારામાં બીજા પહેરેગીરો તેને ફરજ ઉપર સાબુત બેઠેલો હોય તેમ જોય અને કંઇપણ શકમંદ નહિ બને; જો કે આ યુકિત છતાં પણ કોઇ બાજો પહેરેગીર તે કેદી બનેલા સંત્રી આગળ કામસર વાત કરવા આવે તો ભરમ ફુટી જાય તેમ હતું.

તે કેદી બનેલા સંત્રીનાં હથીયારો, તરવાર, ઢાલ, ખંજર વગેરે સોહેરાબે લઇ, તેઓ એકેકથી છુટા- પડી રહી સંભાળથી આગળ વધ્યા. માર્ગમાં તેઓને એક પહેરેગીર પોતાના રાઉન્ડ ઉપર જતો સામે મળયો, જે જોઇ સોહેરાબ ભીંતની ઓઠે ભરાઇ ગયો, જ્યારે તે પહેરેગીર ખુરશેદને પોતાનોજ સાથી ધારી કંઇ પુછયું, જેનો જવાબ ખુરશેદે અસ્પષ્ઠ શબ્દો બબડી આપયો, અને ને ચાલ્યો ગયો. હવે જીવસટોસટનો વખત બહુ નજીક આવ્યો હતો. કારણ કેદખાનાની બીહામણી ઇમારત થોડેક દુર દીસ્તી હતી. બન્નેનાં જીગર આશા અને ઉશકેરાટથી ધબ ધબ થવા લાગ્યાં. આટલે સુધી તો નશીબ દેવીની મહેરબાની હતી, પણ હવે જ્યારે કેદખાનાનો દરવાજો સામે આવ્યો ત્યારેજ તે બન્ને બહાદુરોનાં જીગર કંઇક ડગમગવા લાગ્યાં.

* * *

તેજ વેળા તે કેદખાનાની એક કંગાલ કોટડીમાં એક કરૂણારસીક ચીત્ર નજર પડતું હતું. બીજે દીવસે રાત્રે તેઓને વાઘવરૂ કે સર્પોને ભોગ આપવાના હતાં, એવી ધમકી રાણો ૧૦ વાગે આપી ગયો, ત્યારની કમનશીબ જર અને નવાજનાં દુઃખનો પાર ન હતો. સ્ત્રીનો કીંમતી સદગુણ-પવીત્રતાપણું- જેનાં ખાતર દીવસો થયાં તેઓ ઉપર જે આજાબ પડતો હતો, તે ખચીત જ તે નાજુક નીરદોષ બાલાઓ ઉપર બેહદ સીતમ હતો.

તોપણ જે બાબત તેઓના ઓસ્તવારી અને દુઃખ અવાજ કર્યા વગર ખમવાની શકિત તેઓ બતાવતા હતા, તે ખચીતજ એક જરથોસ્તીને મગરૂરી કરનાર કહેવાય. ફક્ત ગણત્રીનાં થોડા દીવસોનાં અંતરમાં, નાશભાગની હાકવનારી ઝડપી લાંબી મુસાફરી, કાલી માતાનાં નિરમાણ બનેલા ભોગ તરીકેની

ભયંકર ફજીતી, નતીને પાક રસ્તેથી આડે માર્ગે દોરવવાના રાજાની ખંતીલી બેસુમાર લાલચો, આખરે તેઓને જોર જુલમથી જેર કરવા માટે કંગાળ કેદખાનું, અને છેવટે તેમાં ન ફાવતા-વાઘ, વરૂ કે સર્પના ખોરાક બનવાની સીધા નીરમાણ કરેલી સરજત; આ સઘળું એક બીન અનુભવી પણ નીષ્કલંક, સાન વગરની પણ ધર્મ ઉપરનાં એકીનમાં સાબુત, દુરગુણ નહીં અનુભવેલી એવી સદગુણી પારસણોથી આવા સંજોગ હેઠળ કદાચ બેમગજ થઈ નહી જવાય.

"વ્હાલી બેહેન નાજાં," જર ગમગીન સાદે બોલી "મને હજી એક બાબ તનો ખુલાસો સમજ પડતો નથી. મને યાદ છે કે ભયંકર કાળી માતાની મુરતી આગળ જ્યારે મને ભોગ તરીકે બાંધી, ત્યારે કટોકટ વખતે-જ્યારે ભયંકર ખુની બીલોના ખંજર, કે કોઈટાં કે તરવાર મારા શરીરનાં ટુકડે ટુકડા થોડી પળમાં કરતે,-તેવા બારીક વખતે મને છોડવનારો મારો હેતાળુ ખાવીંદ ખુરશેદ હતો, એમ મને બરોબર યાદ રહ્યું છે; પણ પછી શું થયું, કે તે વ્હાલો મને છોડવી તજી દઈ પાછો ક્યાં ગુમ થયો છે તે મને સમજ પડતું નથી. તે એકાંત ભયાનક મંદીરમાં તે ઘડીએ તેવણ ક્યાંથી નીકળી આવ્યા અને તેમ પોતે એકલા એ મને બહુજ ગુંચવાવે છે. શું મેં સ્વપ્નો જોયો હશે? (જરાવાર વિચાર કરી) નહીં-નહીં, જો તેવણે મને બચાવી નહીં હતે, તો હું અંહીં આજે જીવતી તુંને કેમ મળી હતે?"

"પ્યારી જર"-નવાજે દીલસોજી ભર્યા અવાજે જવાબ દીધો:" તારા બોલવા ઉપરથી એટલું તો સાબુત સીદ્ધ થાય છે કે આપણી શોધમાં આપણા વ્હાલાઓ અને બીજા હમદીનો બાહેર પડ્યા હોવા જોઈએ, અને કદાચ અહીં-"

"નાજાં-નવાજ", જર તરતજ નીરાશ દેખાવે વચમાં બોલી ઉઠી " આવી ભયંકર એકાંત જગો, જયાંની બાહેર ઠારે ઠાર નાગી તરવાર સહીત ચોકી બાનો તૈયાર ઉભા છે, અને એક મજબુત ટેકરીને મથાળેના સંગીન અંધારણવાળા કીલ્લાના ભીતરમાં કેદખાનું છે, તેવી જગ્યે આપણા ધીરતાજો કેમ આવી શકે? અને હું ઇચ્છું કે તેઓ આવવા કોશેશ ન કરે તો સારૂં, કે તેઓનાં કીંમતી જાન, આપણા જેવી કમનશીબો ખાતર જોખમમાં નહીં નંખાય. ભલે આપણા ગમે તે ફેંજ થાય, પણ આપણા તે વ્હાલાઓને બધા જી. ખુદાતાલા તેઓ ઉપર રહેમ રાખી આપણી પ્યારી કોમને માથે જીવતા રાખે."

"આમીન!" નવાજ લાગણીથી ગળગળતા સાદે બોલવા લાગી, "તે હેતવંતાઓ સદા જીવતા રહે એવી મારી ખરા જીગરની દુવા છે, આપણે આપણી પાકદામન સાચવી મરશું એના જેવું કીર્તિવંત મોહોત એક પાકઆદ બાનુને

કુંશું હોય ? મને પોતાને મારા ફેજ માટે જરાબી ફર્યાદ કે અફસોસ કરવા નથી, કારણ તે સર્વશક્તીવાન બાપ જે આપે છે તે પાછું પોતાની મરજીથી લેય છે. અગર જો આ ખાકી જેહાનમાં નીતીની ફરેસા આટલી સીતમભરી મહાન અને કરડી છે, તો મીનોઇ દુન્યામાં તેનો બદલો પણ તેટલા પ્રમાણમાં ઉમદા અને ન કલપી શકાય તેવા ખુશ કરનાર હશે."

"નાજાં–તું જો તારો મહાન ભામનીગીરૂપી ગરમ આતશને સંપુર્ણ આપ તી હોય, તો ખુદા ખાતર મહાન બદલાની આરઝુ નાં રાખ, નહીં તો તેમ કરવાથી તારા યાદગાર ભોગની કીંમત, તારી તે આપ મતલબને લીધે ઘટી જ શે. તે કીરતારની માયા અને દયા ઉપર તું પોતે તને આખી-કાંઈબી શરત વગર આપી દે-."

"જર–પ્યારી જર,–" નાજાં એકાએક ઓંચી વચમાં બોલી ઉઠી, "સાંભળ, તુંને કંઇ ધીમી છુપી હીલચાલ બાહેર પડસાલને પેલે નાકે થતી હોય તેમ જણાય છે ! આવી ઘોર મધરાને તે કોણની હશે ? ઓહ ખુદા ! શું કરપીણ ખાવકી રાવો આપણું મધરાતે ખુન કરવા કોઇને મોકલે છે ?"

જર તરતજ પોતાની કોટડીનાં દરવાજા તરફ છુપાં ઝડપી પગલે દોડી ગઇ અને દરવાજા ઉપર કાન લગાડી કેટલીક પળ ધ્યાનથી શાંભળવા લાગી.

"નાજાં,–તું ખરું બોલીછ," જર બેહદ દબાયલા અવાજે બારણા આગ ળથી ખીસી જતાં બોલવા લાગી,"ખચીત કોઇ ભેદી હીલચાલ તે તરફ થાય છે...હું ધારુંછ, હવે આપણે આ ખાકી હસ્તીનાં પહાડની કીનારીએ ઉભા છઇયે, ફક્ત એકજ પગલું આગળ અને આ ફાની હસ્તી ખતમ—! સુવા રાણાએ આખરે આપણા જાન ઉપર ત્રાપ મારવી શરુ કરી છે. અયે દાદગરા (જર બે હાથ જોડી ઉંચે નેગાહ ઠેરવતાં બોલી) હમ નીરદોષ અબળાઓ ઉપર તારી રેહેમી નજર ફેંકી એક કંગાળ રીબાવનારા કરપીણ મોહોતમાંથી બ'ચા વ; ભાડાંનાં પૈસા ખાતર શયતાનનું કામ કરનાર એક ખુનીનાં પંજામાંથી છુટકો કરજે; આ સખત પથરની જમીન ફાડી નાંખી તેમાં અમુને સદાની આરામગીન કર, યાતો આ બુલંદ છાપરં એકદમ તુટી પડી આ કંગાળ હસ્તીની દોરી ઝડપથી તોડી પાડી અમારો એકદમ છુટકો કર !" જર દયામણા આજેજી કરતા સાદે અને આવભાવથી ખુદા પાસ દુઆ પોકારી ઉઠી.

"આ અહુરમઝદ!" નાંજા મોહોતથી નહી ડરવાના મક્કમ ઠરાવથી ઉશ્કેરાઇ બોલવા લાગી, "અમારી મરણ વખતની છેલ્લી ઇચ્છા એટલી છે કે અગર

વ્હાલા ખાવીંદ, ગુરંબીજી માય બાપ, સમાંવ્હાલા, અને પ્યારી જરથોસ્તી કોમ ઉપર તારા પવીત્ર આશીરવાદો ઉતારજે; અને તેઓ સરવની રાહબરી કરજે, તેમજ પારસી કોમના દુશમનો હોય તેઓને પણ નેક તોફીકત બક્ષજે!"

"બહેન–મારી નજીક આવ, બહારનો અવાજ વધુ નજીક આવે છે," જેર વધુ દબાતા ગંભીર અવાજે નાજાંને કહેવા લાગી, છેહલી વખત પાક પંથા ૩ અને અશેમ બે પઢી આપણી કમનશીબ સરજત માટે તૈયારજ રહીયે."

તેઓ બંનેએ નજદીક આવતા ખુનીઓના પગલાં વધુ નજીક સાંભળ્યાં, તેથી છેહલી ઘડીએ કંઇક હીંમત છોડી દઇ લગભગ બેફામ જેવી બની ગઇ છતાં અહુનવરના પાક કલામ બોલી રહી અશેમનાં ગેજમતી ઉચ્ચારો પુરા કરે તેટલાં ખખડાત સહીત દરવાજો ખુલી ગયો, અને તરતજ–

"વ્હાલી જર, બેહન નવાજ, તમે શાંત થાવ, તમે સલામત છોવ–" ફરી ખુરશેદનો માનીતો વ્હાલો અવાજ તેઓનાં આરધા બેફામ બનેલા મગજને અથડયો, અને––

"ઓ મારા પ્યારા ખાવીંદ ખુરશેદ!

"મારા હેતાલુ સોહોરાબ!"

એવા ઉદગારો બંને બાળાઓના મુખમાંથી એકી વેળા નીકળી પડયા.

---

## પ્રકરણ ૧૯ મું.

## "હિંમતવાન પારસણો."

પોતાને થોડી પળમાં ખુનીની છુરીનાં ભોગ થનાર માનતી તે દુઃખી અબળાઓએ, ન ધારેલા કે ન કલ્પેલી હદ સુધીનાં તેઓનાં સરતાજોને તે મધરાતે તેઓની પડખે ઉભેલા જોયા, ત્યારે સાચી ખુશાલી, જીગરનો આભાર, આશાવંત હોશ વગેરે જે ચિત્રવિચીત્ર લાગણીઓ એક તરફ ઉત્પન થઇ, તે જગેનાં આકલ્પિત ચિત્રને કેટલું ઝળાહતમંદ બનાવતી હતી, તે વર્ણવાનું આ અદના કલમ પોતાની અશકતી જાહેર કરે છે.

તેઓ સર્વ કેટલીક પળ પોતાનું ધગધગતું જીગર શાંત કરવા સુંમા ઉભા આંય કે ખુરશેદનો ધીમો અવાજ બાહેર પડયો:-

"બહાદુરો—હમણા જીવસટોસટનો વખત છે—એક પળ પણ ખોવુરી નહી જોઇએ, કારણ ભરમ ફુટો તો પછી આ કીલ્લામાંથી જીવતા છટકવાની આશા ફોકટ, ચાલ સોહોરાબ—પેલી કેદીને આગળ ચલાવ."

સોહોરાબ જે દરવાજા બાહેરજ પહેલાથી ઉભો હતો તેણે:–"વારુ!" કરી ધીમો જવાબ દીધો.

તરતજ જર અને નવાજના ઉશ્કેરાતથી ધ્રુજતા હાથ પોતાનાં હાથમાં મજબુત ધરી, હીંમતના બે શબ્દો બોલી, ખુરશેદ તેઓને ઓરડી બાહેર લઇ ગયો અને ઓરડીનું બારણું પાછું બંધ કરવા જરને કહ્યું. બાહેર પડસાલમાં તે બંને બાનુઓની નજરે એક વિચીત્ર દેખાવ પડયો. કીલ્લાનાં એક પહોરેગીરનાં હાથો તેની પીઠ ઉપર બાંધેલા હતા, જયારે તેનું મોહડું છેક આંખ સુધી મજબુત બાંધેલું હતું. સોહોરાબનાં ડાબા હાથમાં બતી હતી અને જમણા હાથમાં નાગી તરવાર હતી, જે પેલા કેદીનાં મસ્તક ઉપર ઉગામેલી તૈયાર હતી.

"બહાર નીકળવાનો રસ્તો બતાવ!" સોહોરાબે પોતાનાં કેદીને તારથી ફરમાવ્યું. તરતજ તેઓએ ચાલુ મુકયું. પેલો કેદી વાંકી ચુંકી લાંબી ટુંકી પડસાલો માંથી દોરવતો હતો, જયારે સોહોરાબ તેની સાથેજ બીડેલા હોઠે અને દ્રઢ ઝનુની દેખાવથી તેનાં માથા ઉપર તરવાર ઉગામી રાખી ચાલતો હતો.

બાહેર નીકળતાં દરવાજાનાં બીજા પહોરેગીરોનો અવતાર જોઇ જર અને નવાજ પોતાનાં બાનુંદાના અદભુત હીંમત અને સમયસુચકતાનાં દાખલા નજરે જોઇ અજબ થયાં. દરવાજાથી થોડે થોડે છેટે બીજા બે સંત્રીઓ ઉંધા પડયા હતાં, જેઓનાં મોઢાં અને હાથ-પગો ખુદ તેઓની પાઘડીથી બંધાયા હતાં. તેઓ બંને અકેકથી ઘણા નજીક હોવા છતાં એવી રીતે લાચાર થઇ પડયા હતા કે અકેકનાં ફેજથી તદન અંજાણ્યા હતા. ખુરશેદે બહાર નીકળતાં સહીતજ પોતાનાં કેદીને એક થાંભલા સાથ મજબુત સીકડી લીધો અને ચાલતી પકડી.

સોહોરાબની માફક હવે ખુરશેદે પણ પોતાની તરવાર બાહેર કાઢી. મેદાનમાં બીજા પહોરેગીરો કંઇબી અસાધારણ બન્યું હોય નહી એમ સ્વપને પણ ન ધારી, બેદરકાર ઢપે પોતાનાં રાઉન્ડ મારતા ફરતા હતા. તેઓનાં બંદીખાનાનાં મકાનની દીવાલનાં ઓઠે ચાલી, પેલા દારોગાનાં રહેઠાણનાં દરવાજા સુધી ગયા, જયાંનો પહોરેગીર પણ હાથ-પગ, મોહડુ બંધાયલો લાચાર બની



નવાજબાનુની સાડીનો એક છેડો પેલેપાર ખુરશેદનાં હાથમાં આપી પોતે બીજો છેડો પકડયો, અને વચલા ભાગથી જરને બાંધી પેલેપાર આશાનીથી ઉતારી..........

(સફે ૧૦૧.)

બેઠો હતો, જે અંધારામાં પોતાની ફરજ બજાવતો હોય એમ દીસ્તો હતો. તેઓ તેની ધાસ્તી અને બેહદ ઉતાવળથી તસતસતી નજર આમળથી ઝડપથી પસાર થઇ મકાનની દીવાલ તરફ ચાલ્યાં. પહેલાં સોહોરાબ દારોમાનાં મકાનનાં છાપરાં સાથ બાંધેલા દોરડાં ઉપરથી મહાલે ગયો, પછી બંને બાનુઓને એકેક પછી ઉપર ખેંચી લીધાં. સરવે છાપરું પસાર કરી તેની પાછલી બાજુ ગયાં, જયાં અડકેલા ઝાડની એક ડાળ સાથ કીલ્લાની મુખ્ય દીવાલ સાથ જોડેલું દોરડું હતું. આ દોરડાં ઉપર શરીરનું સમતોલપણું રાખી સામી દીવાલપર જવું ખચીત મુશકેલ હતું. એકાએક સોહોરાબના મગજમાં એક સરસ ખ્યાલ સુઝયો, જેથી તેણે પોતાની દીલબરની સાડી કહડાવી તેનો એક છેડો ખુરશેદના હાથમાં આપ્યો અને બીજો પોતે લઇ દોરડાં ઉપર હાથનું બેલન્સ લઇ બહારની દીવાલ ઉપર પુગો, કે તેજ વેળા જરબાનુની કમરે ખુરશેદે સાડીનો વચલો ભાગ મજબુત બાંધ્યો, જેથી તેનો છેડો તો પોતાનાજ હાથમાં રહયો અને જરને હીંમત આપી હવામાં કુદવા કહયું. કંઇબી બોલ્યા વગર કે ડગમગયા વગર બહાદુર જરે અંધારામાં ઝીપલાવ્યું કે તેજ વેળા સામી બાજુથી સોરાબે પોતાનો છેડો ધીમે ધીમે ખેંચ્યો જયારે ખુરશેદે તે ધીમે ધીમે પોતાના હાથમાંથી છોડયા કર્યો, આવી રીતે કંઇબી અકસમાત વગર જરને પેલેપાર ઉતારી. આવીજ રૂપે ચબરાક નવાજની કમરે પણ સાડીનો વચલો ભાગ બાંધયો, અને તેણી પણ અધર હવામાં થોડી પળ મુસાફરી કરવા લાગી. લગભગ જયારે છેક છુટકારા માટે સામી દીવાલ તરફ આવી, તેટલામાં કીલ્લામાં મોટા બોંબાટ થઇ રહયા, ધાસ્તી વખતના ઘંટ વાગ્યા, ઠારેઠાર મસાલો સળગાઇ અને ભારે દોડધામ ચાલી રહી. 31,178

"મુવા છુટા, આપણા છટકવાનો ભરમ ફુટી ગયો છે." સોહોરાબ ઉછકેરાટના પરસેવાથી તીપાતા ઝનુનથી વધુ જોશમાં આવી પોતાની દીલબરને ખેંચતાં બોલી ઉઠયો. એકજ પળ અને નવાજને તેણે પોતાની છાતીએ ચાપી. ખુરશેદ સૌથી છેલ્લો ઝડપથી દીવાલ ઉપર આવ્યો.

"સોહોરાબ ઝડપ કર--કોઇપણ ઘડીએ નાપાકો આપણને પકડી પાડશે. પહેલાં તો આપણી વ્હાલીઓને દોરડાંથી નીચે ખાઇમાં ઉતારેં માણેકચંદ નીચે તૈયારજ હશે." તેજ વખતે ધીમો સીસોટીનો અવાજ ચરમાંથી બાહેર પડયો.

ખુરશેદે તેજ પળે છાપરાં અને દીવાલ વચ્ચેનું દોરડું પોતાની તરવારથી કાપી નાખ્યું, જયારે સોહોરાબે પોતાનું દોરડું નીચે ખાઇમાં નાખ્યું, જે તરતજ નીચે તૈયાર ઉભેલા માણેકચંદે પકડી લીધું.

"જર અને નવાઝ, હવે હીંમત રાખવાનો વખત છે—આ દોરડા ઉપરથી એકદમ નીચે સરી પડો—આપણો દોસ્ત નીચે મદદમાં તૈયાર છે."

તે હીંમતવાન પારસણોને વધુ સમજાવવાની જરૂર હતીજ નહી. બીજી પળે જરબાનુએ દોરડું મજબુત પકડયું અને પાહોમ ૨૦ ફીટ નીચે સરી ગઈ કે ભલા માણેકચંદે તેણીને પકડી લઈ બાજુના ખડક ઉપર સલામત બેસાડી. તેણીની પુઠે જીરસાવાળી નવાજ પણ નીચે સરી આવી અને પછી ખુરશેદ અને સોહોરાબ ઉતર્યા, તેઓ બંને જવાનોએ તરતજ ઉપર બાંધેલા દોરડાને પોતાના સામટા બળથી ખેંચ્યું જેથી જે જગોથી પથરે બંધાયું હતું ત્યાંથી તુટી ગયું,—આવી રીતે તેઓએ પોતાની પુઠ પકડનારનો રસ્તો બંધ કર્યો.

તે અરસામાં કીલ્લામાં દોડધામ વધતીજ ગઈ, વધુ મશાલોની રોશનીના ઉજવાળાં ઠારેઠાર નજરે પડયાં. કોઈની પણ તેઓની દીશાએ દરોરો પડવાની વરી હતી, કાંઈ પણ વખત ખેંચ્યા વગર તેઓએ ચાર વીટાવી માલણદેવીના મંદીરની ભીંત કુદાવી અંદરના કમપાઉંડમાં દાખલ થયાં અને એક ગીચ ઝાડીમાં દમ ખાવા થોભ્યાં, કે તેજ વેળા સામેની કીલ્લાની દીવાલ ઉપર સંખ્યાબંધ સીપાહો નાગી તરવાર અને બળતી મશાલો સાથ તપાસ કરતા આવી ઉભા અને નીચેની ખાહીમાં આતુર ચશમે બારીક નેમાહ નાંખી.

તુટેલા દોરડાની નીશાણી ઉપરથી અનુમાન કાઢી તેઓ માલણદેવીનાં મંદીર ઉપર શક લાવી શોધમાં નીકળે એવી ધાસ્તી ઉત્પન્ન થઈ, જેથી ખુરશેદની ટોળીએ મંદીર છોડી જવા કસદ કર્યો, તે મધરાતે કોઈપણ પુંજારીનું ધ્યાન ન ખેંચાય માટે તેઓ એકેક છુટા છુટા જરા જરા વાર રહી અહીંતહીં ફરી મંદીરના દરવાજા નજીક ભેગાં થઈ ડુંગરની તળેટીએ આવી પહોંચ્યાં.

ફુરઅંદેશ ભલા માણેકચંદે ચાલાક ઘોડા છુપાવેલા તૈયાર રાખ્યા હતા, પણ હાલ તેઓનો છટકવાનો ભરમ ખુલ્લો થઈ ગયો હોવાથી, કુદરતી રીતે રાણાએ તેઓ શહેરમાંથી ન છટકે માટે મજબુત પગલાં ભર્યાં હોય તેમ બનવાજોગ ધારી, તેઓએ વધુ સંભાળ રાખી છટકવા ઉપાય લીધા.

સોહોરાબ ઉર્ફે શુરસીંહ જે રતનપોર શેહેરથી સારો માહીતગાર બન્યો હતો, તેણે જયાં માણેકચંદ પોતાના વીશ્વાસુ આદમીને ત્યાં ઉતર્યો હતો, તે ઘર તરફ, ગલીકુંચીને રસ્તે બંને બાનુઓને સલામત લઈ ગયો, જયાં સર્વની બહુજ કાળજીભરી સંભાળથી મેહેમાનદારી થઈ.

પણ તે માદભાર રાત્રીની જોખમતોનો હજી અંત આવ્યો ન હતો. પોતાની

ચાલુ તકેદારીની બરકતથી આગથી સાંજે સોહોરાબે રાણાના માનીતા અંગરક્ષ અને મળેલા જયપાલને એક વગવાળા ઠાકોરના મહેલમાં જતાં જોયા હતે જે તરફ વધુ ખબર કાઢતાં જણાયું કે તે દીવસે તે ઠાકોર જલસો કરનાર હતો, જેથી ત્યાં પુષ્કળ ધામધુમ ચાલી રહી હતી. આ ઉપરથી તેઓએ અનુમાન કાઢયું કે ખુદ રાણો પણ ત્યાં ગયો હોય.

હવે જ્યારે તેઓ કીલ્લામાંથી સલામત છટકયાં હતાં, તે ખબરથી રાણા ઉપર અને તેના હુકમથી જયપાલ ઉપર શું અસર થઇ હતી, તે જાણવાની બહુ જરૂર હતી. ખુદ રાણો કેફી પીણાની ધુંધમાં કદાચ તે મીજલસમાંજ પોતે શું કરવા ઇચ્છતો હતો તે બોલી દે તેમ પણ બનવાજોગ હતું. અગર જો તેમાં ફતેહમંદ ન થવાય તો તેઓએ ઠરાવ કર્યો કે ઇનશાલ્લા, જયપાલને કેડે પેસી રાણાનો ભરમ જોરજુલમથી જાણી લેવો. તાકીદનાં પગલાં ભરવાની જરૂર હોવાથી તેઓએ બંને બાજુઓની ચોપતી સંભાળ લેવાની અમત વીશ્વાસુ નોકર બાદરને કહી, તેમજ થાકેલા માણેકચંદને વધુ તકલીફ ન આપતાં ઘરમાં આરામ લેવા કહી, તેઓ બંને રજપુતનો પોષાક પહેરી ફરી એક વાર તે મધરાતે ઘર બાહેર નીકળ્યા.

---

## પ્રકરણ ૨૦ મું.

## "રાણા અને ખુરશેદ વચ્ચે જંગ."

રતનપોર શેહેરનાં એક નામીચા ઠાકોરનાં મહેલનું તે એક આલીશાન અયવાન હતું, જેમાં રંગબેરંગી રોશનીનો ઝકઝકાત અને કીંમતી શણગારનો નીથાર હતો. ઇનશાને તે જગ્યાને બનેતે ટલી પેંચાણકારક અને સુંદર બનાવી જાણે બેહેસ્તનાં કાખ અયવાન સાથ હરીફાઇ કરવા માંડી હોય! વળી ત્યાં સંગીતનો બહાર પુરજોશમાં ચાલતો હતો. પાન-સોપારી અત્તર, ફુલપાણ, મેવા મીઠાઇ, ભાગ ગાંજો તેમજ બીજાં કેફી પીણાઓ ત્યાં સઘળે પુર છુટથી ફરતાં હતાં, જેથી તો તે અકુદરતી મજાહને અઊર નવોજ બદ જુસ્સા ઉશ્કેર નાર ઉત્સાહ મળતો હતો. બેઠક કીંમતી ગાલીચા અને રેશમી તકીયાઓની બનાવી હતી, જે ઉપર પરોણાઓ આરામથી અઢેલાઇ બેસતા હતા.

સોળેસણગાર સજેલી નાયકણો અથવા ગુણીકાઓ પોતાનાં સુરીલાં કંઠ, શરીરની મરોડદાર જડ જુસ્સા ઉશકેરનારી હીલચાલ, મોઢાનો લલચાવનારો આવભાવ, અને છેલ્લા સુંદર રીતે નાચવાનાં પ્રયોગથી શરોતાજણોને આકરષીત બનાવી રાખ્યા હતા. અરધ છાકતી યા તમામ છાકતી હાલતમાં ત્યાં રતનપોર રાજ્યનાં ઘણા જાણીતા પુરૂષો બેદયાન, બે મહલાજે, અને બે શરમીમાં કીંમતી ગાલીચા ઉપર પડેલા હતા. તેઓની તે વેળાની સ્થીતી ખચીતજ ધીક્કાર પેદા કરનારી હતી, જેમ બદમાશ નાયકણીઓ તરફ પઈસા પુર છુટથી ફેંકાતા હતા, તેમ તેઓ વધુ નખરા કરી ખીલી રહી લાગીઓ અને છાકટાઓને વધું મુરખ બનાવી પઈસા નીચૂવતી હતી.

લગભગ મધરાત પસાર થઈ પહોર ફાટવાને ઝાઝી વાર રહી ન હતી, તો પણ તે મીજલસ વીખેરાવાની જરા પણ હીલચાલ જણાતી ન હતી. આસપાસનાં દીવાનખાનામાંથી કે મહેલ બાહેરથી પરોણાઓની આવજાવ તે અમવાનમાં ચાલુજ હતી. તેવા સમયે, બીજા કેટલાક પરોણાઓ સાથ ખુરશેદ અને સોરાબ તે અમત્રાનમાં હીમતથી દાખલ થઈ એક જગયે બેસી ગયા. તેઓના ધારવા પ્રમાણે ખચીત ત્યાં જયપાલ હતો, અને તે પી તદન છાકટી હાલતમાં ગાલીચા ઉપર અબોટાઈ મલીન બીભીત્સ શબ્દો બોલી મીજલસને ગમત આપવાની કોશેશ કરતો હતો. પણ રાણા દીસ્યો નહી.

કોઈબી બહાણે તેની નજીક બેઠક લેવા ખુરશેદ આતુર હતો, અને લાગ ફાવતાં તે તેમ કરવા તઈયારીમાં હતો; તેટલાં એક બીજો મેહેમાન દાખલ થયો, અને સીધો જયાં તેઓ બેઠા હતા, ત્યાં નજીકની ખાલી બેઠક ઉપર બેસી ગયો. પરોણાઓની આવજા સાધારણ હોવાથી આ નવા આવનાર તરફ કોઈએ ઝાઝું ધ્યાન દીધું ન હતું, અને તેમ ખુરશેદ પણ કરતે. પણ અહીં તો તે બેમાનો આવી તેની પાસેજ બેઠો હતો, એટલે કુદરતી રીતે તેણે એક ઉડતી નજર તેની તરફ ફેંકી એક પલમાં તેણે ગુંચવાડાથી માથું ધુણાવ્યું કે તે અજાણો જેમ બાહેરથી દેખાતો હતો, તેમ કાંઈ માંદગીમાંથા ઉઠેલો મોટી ઉમરનો શખસ ન હતો. તે કોઈ છુપા પોશાકમાં હતો. આથી કુદરતી વસવસાથી ખુરશેદે તેની હીલચાલ ઉપર બારીક નેગાહ રાખવા મનમાં કસદ કર્યો.

તે અણજાણાએ એક નોકરને ઝીણા સાદે કંઈ મીઠાઈ લાવવા ફરમાવ્યું. અને જયારે મીઠાઈનો ખુમચો લાવવામાં આવ્યો, ત્યારે તેણે તેમાંથી થોડીક ખાધી, અને પછી એક જાતની મીઠાઈ પસંદ કરી તે નોકરને આંગળી કરી અબોટાયલા જયપાલને દેખાડી, સલામ કરી આપવા કહ્યું.

આ વીચીત્ર બનાવથી ખુરશેદ તટાર થયો. છોકરા જયપાલે પહેલાં તે મીઠાઇ લાવનાર તરફ, અને પછી મુશકેલાઇથી માથું ઉંચકી તે મોકલનાર તરફ નેગાહ કરી. એક પળ સાવજ બની તે ચોંકયો, અને તરતજ ધીમું નમન કરી તે સ્વીકારી, અને ટટાર બેસવા કોશેશ કરી. તે ખુલ્લા ગભરાટમાં જેમ તેમ બેઠો. ચમેર સોરાબ પણ ક્યારનો તે છુપો મામલો તપાસતો બેઠો હતો, તે જયપાલની રીતભાત ઉપરથી એક સારાંસ ઉપર ઝટ આવી ગયો; અને રાણાનું વરણન જે તેણે બહુ બારીકાઇથી આગળ સાંભળ્યું હતું, તેની સાથ તે બેમાનાને સરખાવતાં કંઇક મળતાપણું લાગ્યું, ફક્ત જુવાનીને બદલે ઘડપણનો બધો ફેરફાર દીસતો હતો. ત્યારે શું રતનપોરનો રાણો દુરજાનસીંગ —તેઓનો કટ્ટો શત્રુ—ખુદ તેઓ બંનેની બાજુમાં બેધ્યાન બેઠો હતો! તરતજ ખુરશેદનો હાથ છુપી રીતે સોહોરાબને અડકયો અને છુપી આંખોની ઇસારત ચાલી રહી. તે સાથ તેઓનાં મગજની ગતી વીજળીક વેગે ચાલી રહી. પોતાનો શિકાર નજીક હતો ત્યારે કીનો કેમ લેવો તેના ઉપરાટ ભરપુર ખ્યાલોમાં તેઓ મશગુલ બની ગયા હતા. આખરે ખુરશેદે એક નોકરને બોલાવી કંઇક પીણું મંગાવ્યું જે થોડુંક પી લઇ પછી તેની ખુશ લહેરમાં હોય તે— માંચ ઉપર વધુ ઢળી પડી, હસતા આનંદી ચેહરે, પાસે બેઠેલા છુપા પોષાકમાંના રાણાને કાને મોઢું કરી ધીમા ખુલ્લા અવાજે કહ્યું:—

"હીચકારો રાણો દુર્જાનસીંગ છુપા પોષાકમાં અહીં હાજર છે!" અને પછી કંઇક રમુજ કરી હોય તેમ ખરખર હસવા લાગો, કે જયારે રાણો ઝેરી સરપે ડંખ માર્યો હોય તેમ ચોંકી ડોળા ફાડી તેના તરફ જોવા લાગ્યો, તેજ વેળા બીજી બાજુએથી સોહોરાબ હસીને વાંકો વળ્યો અને તાતવેલા દાઢા જેવા ડાહમ દેતો બોલવા લાગ્યો:-

"નીરાધાર પારસી બાનુઓને ચોરી જનાર તે બાયલો ગરાસ્યો છે."

રાણાએ પોતાની બેઠકમાં તો બેસતાં જોરથી હોઠ કરડયા. ફરી ખુરશેદ બાહેરના હસતા ચેહરે તેના કાનમાં વધુ ઝેર નાખ્યું:—

"એક પારસી પોતાને કે પોતાની કોમને થયેલું જબુન અપમાન કદી સાંખી ચુપ બેસે તેવો બાયલો નથી, માટે કંગાળ કુછંદી ગરાસ્યા,—મારી ધણીયાણીને બળાત્કારથી ચોરી જવા માટે મને સંતોષ આપવા બાહેર મેદાનમાં ચાલ!"

"અંદાજ-લુટારા ગરાસ્યા—બગરજો તારામાં એક સાચા ગરાસ્યા તરીકેનું;

થોડું પણ લોહી હશે તો તરતજ મેદાને પડી તે પુરવાર કર સોહોરાબે બીજી બાજુથી વધુ તાણો માર્યો અને મોટેથી હસી પડયો.

ગરમ તામસી ખવાસનો રાણો આવી સખત તાણાબાનીથી ઉશ્કેરાઇ જઇ કંઇક ગલીચ સખુનો બોલતે; પણ પોતે કોઇ ચોક્કસ છુપી મતલબ ખાતરજ તે મીજલસમાં છુપા પેશાકમાં આવ્યો હતો તે જાહેર થવાથી બહુ ખોટું લાગે, તેથી ચોહીનો ઓઠ ભળી, તે ઝડપથી ઉભો થઇ મીજલસમાંથી ચાલી જતે ખુની નજરથી તે બંને પારસીઓને પોતા પાછળ આવવા ઇશારત કરતો જતો રહયો.

બીજી તરફ જમપાળે તેને એકાએક ચાલી જતાં જોયો અને પોતે અજબ થયો, પણ પાછો જલદી આવશે એમ માની ખુશ તોલ તખ્તામાં ગુંટાયો.

રાણો ગુસ્સાથી તપેલો ત્યાંથી ગયો, કે તેની પાછળ સોહોરાબ, અને જરા વાર રહી ખુરશેદ તે દીવાનખાનું છોડી ગયા.

તે મહેલની સામે એક બીશાળ ચોગાન હતું, જેમાં લશકરી તમાસા કે ઘોડેસ્વારીની કસરતો થતી હતી. રાણો ઝનુનથી તપતો સીધો તે ચોગાનમાં ગયો કે તેની થોડે છેટે સોહોરાબ અને ખુરશેદ દાંત ભીડી ચાલતા હતા. ચોગાનનાં મધ્ય ભાગમાં એકાએક રાણો થોભી ઉભો, જયાં તેની પુઠે જનારા પણ જઇ ઉભા.

તેજ વેળા વાદળામાં છુપાયલો ચંદ્રમાં ખુલ્લો પ્રકાશયો, જેની રૂપેરી શાંત રોશનીમાં રાણાનાં ઘાતકી ચેહરા ઉપર કેવા ભયભીત ફેરફાર થતા હતા તે ખુલ્લા નજરે પડતા હતા. તેણે પોતાની તરવાર મ્યાનમાંથી ખેંચી કાઢી અને ગુસ્સા અને તુમાખથી બોલી ઉઠયો:-

"અયે શેખીખોર પારસીઓ! તમારી સ્ત્રીઓ હરણ કરી ગયો તેમાં તો મારૂં તારી દુશટ જાત ઉપરનાં વઇરનો એક ભાગ હતો. પેલો તમારો નીચ, કાવત્રાખોર, મમતી જેહાગીરશા પટેલ આ વખતે મારી વાજબી "ગરાસ" લેવાની માંગણી સામો થઇ, બીજાઓને ઉશ્કેરી મને ભારે અપમાન લગાડયું, જેનાં વેરનો હજી તો પહેલો ભાગ શરૂ થયો છે—"

"ઓ કુછંદી જુલમી રાણા!" વરીયાવનાં ખુરશેદે તરતજ તુચ્છકારથી ઉતર દીધો; "જાણે કે તારૂં હીચકારૂં કાવતરૂં ભોયે પડયું છે, અને અમે અમારી મોહારદારોને ખુદ તારા સઉથી બળવાન કેદમાંથી પણ છોડવવા શક્તવાન થયા છીએ, તને ખુલ્લી રીતે કહું છું કે તારાથી બને તે ફરી અમુને

આ શેહેર છોડી જતા અટકાવવાનાં પગલાં ભર,–જો તેમાં પણ તને કંઈ ફતેહ મલે તો."

"વધુ શેખી ના કર અગનીપુંજક યાદવ! મારી આ તેજી તરવાર તારૂં તુમાખી રૂધીર પીવા તાપી રહી છે!" રાણો તરવાર ઉગામી તેનાં તરફ ધસી આવતાં પોકારી ઉઠયો.

"ખબરદાર–સોહોરાબ!" સોહોરાબને પોતાની શમશેર ખેંચી કાઢી રાણા સામે ધસી જતાં અટકાવી ખુરશેદ બોલી ઉઠયો, "આ લુટારા ગરાસ્યા સામે લડવાનો પહેલો હક મારોછે, કારણ મારી માહોરદાર જર ઉપર આ ચંડાલે વધુ જફા પાડી છે. તું બાજુ જઈ ઉભો રહે–વચમાં ના આવ; કારણ એક પરજાત તુચ્છ દુશમન સામે બે જંગી પારસી સાથે મળી લડે, એ પારસી કોમને હીણપસ્તી ભરયું કહેવાય—, તેમજ આ ગરાસ્યો પણ એમ નહિ બોલે કે તેના ઉપર બે જણા તુટી પડયા."

"તારા જેવા ખેડુતો મારી સામે બેતા બાર પણ આવે તો હું ડરીશ નહીં?" રતનપોરના તુમાખી રાણાએ મુછો ઉપર હાથ ફેરવી તુચ્છકાર કર્યો.

"દુરયાનસીંગજી—તમે એક તુચ્છ "ખેડુત"સામે લડો છો એમ માની ખોટું ગુમાન ના રાખશો. એક પારસી જેટલો ભલો ખેડુત હોય તેટલોજ તે જોરાવર બહાદુર લડવઈઓ પણ હોય છે, હો!" ખુરશેદે અણગા કરી વળતો જવાબ દાધો.

"ચાલ–આવી જા, લઠ–જેવડા કુત્તા ખેડુત, એક રાજવંશી ગરાસ્યા રાણા સામે લડવાની શેખીનો સ્વાદ આ–લે–!" આટલું બોલી તેણે તરવાર ઉગામી ખુરશેદ ઉપર હુમલો કર્યો.

તેજ વેળા રતનપોરનાં રાણા અને વરીયાવનાં પારસી ખુરશેદની તરવારો એકેક સાથ અફડી, જયારે સોહોરાબ ઉશકેરાતથી ગરમ થઇ ભીડેલા હોઠ સાથ તરવાર જમીન ઉપર ટેકી તે દંદ યુદ્ધ જોતો ઉભો. ખુદ માહ બોખતાર જાણે તે યુદ્ધ નીહાળવા માંગતી હોય, તેમ વાદળાંમાંથી બાહેર નીકળી તે મેદાનમાં પોતાની રૂપેરી ચાદર પાથરી રહી હતી.

લડાઇ બંને તરફનાં બેહદ ધીક્કાર અને કીનાના જુસ્સાથી ચાલી. વારંવાર બંને લડવૈયાઓનાં મુખમાંથી ગુસ્સાથી બોલોના હદમારો નીકળી પડતા હતા. ખુરશેદની મતલબ તેનાં હરીફનો જીવ લેવાની નહીં હોવી જોઇએ; કારણ તે કેટલીકવાર પ્રાણઘાતક જરબ લગાડવાનાં છતાં લાગ મળે, તોપણ આખાડા

કરી જતો હતો; જ્યારે ફીનાબાર રાણો તો દરેક પગે વધુને વધુ તપી જઈ ખુરશેદનાં જાનની તલબ કરતો હતો. રાણો હદ બહાર ઉશ્કેરાતને લીધે મગજ શાંત રાખી શકયો નહી, તેથી તેનાં બબરાક પારસી હરીફે તેને કાપી નાંખવા, ખુબ હંફાવ્યો. ઊલટે રાણાના હુમલા ધાકથી નબળા પડતા ગયા, તેમ ખુરશેદમાં વધુ મક્કમતા આવી અને તેણે લાગ જોઈ એક સખત જરબથી રાણાની તરવારને ભાંગી નાંખી, અને ધક્કારો કરી દુર્જનસીંગ રાણાને જમીન ઉપર પટક્યો. તે તરતજ તેની છાતી ઉપર ચઢી બેઠો, અને તેના પાપી બદનની જોયા તેન, રવાનને છુટું કરવા માટે પોતાનું તેજી ખંજર ખેંચી કાઢી, તેના શીના ઉપર ધર્યું. રાણાએ આખા શરીરે હાડેહાડ ધ્રુજી પોતાની પાપી અજલ નજીક હતી માટે આંખો બંધ કરી નાંખી. તેજ વેળા તેની પાપી કારકીર્દિનો પરદો તેની બંધ આંખના અંતરના ભાગમાંથી પસાર થઈ ગયો, અને પોતાની બુરી કરણીનાં પરીણામ માટે કમકમ્યો. હા, એજ પળ,—અને જો તેનું તેજી ખંજર પોતાનું ઇનસાફી કામ બજાવતે તો એક વરસ પછી બનનારા "જંગે વરિયાવ" નો કરૂણારસીક કીસ્સો બનતેજ નહી. પણ સરજત પોતાની નીરમાણ કરેલી ફરજ બજાવનાર હતી.—આસમાનની ગેબી કેતાબમાં તે ગમ ભરેલ બનાવ બનવાનું લખાયલુંજ હતું, એટલે ઇનસાફને ખખાઉથી છુટી ક્યાંથી મળે?

આવા કતોકત વખતે ભલા ખુરશેદનાં દયાળુ જરથોસ્તી જીગરમાં તે ભોંએ પડેલા લાચાર શત્રુ માટે દયાની લાગણી જાગ્રત થઈ, અને તે બદમાશને ખુદ કુદરતનાંજ હક ઇનસાફ ઉપર સોંપવા તેણે કસદ કર્યો. તે પોતાનું જોરાવર ગુંથણ રાણાની છાતી ઉપર દાબી ગુસ્સાથી બોલવા લાગ્યો :—

"બદમાશ ગરાસ્યા—! તારા જેવા કુછંદી સરદારને જીવતદાન બક્ષવું એ મારી તેમજ મારી પ્યારી કોમની સલામતી માટે જોખમભર્યું" અને કમઅંદેશ કામ કહેવાય, તેમજ સદગુણી મનુષ્યો ઉપર તો જુલમ કરેલો કહેવાય; છતાં હું એક પારસી છું—, અને એક પારસી કેવું મોટું ઉમદા જીગર અને દયાળુ લાગણી ખુદ પોતાના હારેલા દુશમન તરફ પણ ધરાવે છે, તે તને બતાવું છું; અને તારી બદફેલી અને પાપી કામો માટે તને દાદગારના અદલ ઇનસાફ ઉપર છોડું છું. પણ તેમ કરવા અગાઉ તને ખુલ્લી ચેતવણી આપું છું કે આજ દીન પછી મારી વહાલી જરથોસ્તી કોમને કોઈ પણ રીતે સતાવવા કોશીશ કરશે, તે વેળા તારી આજની હીણપતીભરી હાલત પહેલાં યાદ કરજે, અને પછી મારા જુલ્મ કીના માટે તઇયારજ રહેજે! અગરજો તું આકાશમાં ચઢી જશે તો મારી તીર રૂપી નીશાણીથી તને પકડી

પાડીશ, અગર પાણીમાં પેશી જશે, તો માછલાં પકડે છે તેમ ફરેબની જાળ નાંખી તને ખેંચી કાઢીશ; અગરજો ધરતીનાં પેટામાં છુપાઈ જશે તો કોડાળાથી ખોદી કાઢીશ; અગર જો અંધારા ગુફામાં છુપાઈ જશે તો સાન રૂપી દીવાથી શોધી કાઢીશ અને મારું જખ્મનવેર લઈશ. મારા આ સાચા શબ્દનો માટે આ રૂપેરી રોશનીનો માહતાબખતાર અહીં મારો સાક્ષી છે."

"વ્હાલા બેરાદર-તું આ શું કરે છે?" સોહોરાબ ખુરશેદનાં વીચીત્ર પગલાંથી અચરત થઈ બોલી ઉઠયો. "જે બદમાશ આપણી કોમનો હડહડતો દુશ્મન, તેને તું ફકત લાગણીઓથી દોરવાઈ જઈ હાથમાંથી છટકવા છોડવા દેય છે? જો તું આવી રીતે જમીનદોસ્ત થતે તો આ ચંડાળ એક પળ પણ તારી તરફ દયા બતાવતે કે!"

"ભાઈ સોહોરાબ,"-ખુરશેદે દબદબાથી કહયું. "ખાનદાની સાથે જે ઉમદા ખવાસમાં સદા છુપાયલું હોય છે, તે બતાવવાનું આ પગલું જ મારા આ શત્રુને શરમીંદગીથી મરી જવાને પુરતું જ છે. હું બરાબર જાણું છું કે તે મારી તરફ એક કતરો પણ દયા બતાવતે નહી, છતાં તેની તે બખીલાઈને મારી ઉદારતાથી નવાજું છું. આ મારું સાચું વૈર છે!"

કંઈપણ વધુ બોલવા કે કરવા વગર તે બે ઉમદા પારસી વીરલાઓ પોતાના ભાંગે પડેલા સુદાઈ ઉપર એક તુચ્છકાર ભરી નજર ફેંકી ઝડપથી ચાલી ગયા. થોડે દુર જઈ પાછળ ફરી જોયું તો રાણું ઉભો થઈ, તેઓ જતા હતા તે તરફ એક પુતળાં મીસાલ જોતો ઉભો હતો.

ગોયા તે જંગ જોવાજ ચંદ્રમાં વાદળામાંથી છુપાયલો બાહેર આવ્યો હોય તેમ, હવે તે પાછો કાળા વાદળાઓમાં છુપાઈ ગયો, જેથી સઘળે અંધકાર ફેલાઈ ગયો.

# પ્રકરણ ૨૧ મું.

## 'રાણાની મીથ્યા કોશેશ'.

રાણો દુર્ગાસીંગ ભયંકર કસમો ખાતો, અને ગુસ્સા અને બેજાલતથી અપશબ્દો બબડતો, તેનાં બે પારસી મુદ્દઈઓને દુર જતા જોઈ, આગ દાખતો ઉઠી ઉભો થયો. છેક વરીયાવ કસબા સુધીની ફક્ત બેજ પારસી જવાંમર્દોએ ખુદ તેની રાજધાનીમાં, તેના અજીત કીલ્લામાંથી, તેની તેનાં સાવચેત, શીખાસુ અને ચાલાક માણસોની નજર આગળથી પોતાની કોમની બે બાનુઓનો કેમ છુટકારો કર્યો હશે, તે ખબર તેણે ખુરશેદના મુખથી પહેલાં સાંભળી ત્યારે ભારે અચરતી અને ગુંચવાડો લાગ્યો. તેણે કદાચ તે માનવા ઇચ્છયું નહી, પણ પોતાના મમે તેના કીના છતાં દુર્ગાસીંગ અંતઃકરણથી જાણતો હતો કે તે પારસીઓ જુઠું બોલેજ નહી.

તેનાં તે સંતાપમાં વધુ દુઃખ ઉમેરનારું તો એ હતું કે જે પારસીઓને તેણે બેહદ ક્રોધ અને કીનો લેવાનું કારણ આપ્યું હતું, તેઓએજ જ્યારે તે લાચાર બની ખાડમાં પડયો, ત્યારે બાદશાહી દીલથી જીવતદાન બક્ષ્યું! કે જેમ જો તે પોતે ફતેહમંદ થતે તો કદી દયા તે પારસી તરફ દેખાડતેજ નહી. તેણે ભારે બેજાલતથી ઇચ્છયું કે તેના દુશ્મને તેનાં તરફ શત્રુની દયા ન બતાવતાં તેને જીવથી માર્યો હતે તો તે બેહેતર થતે, કે તેને ભારે શરમ પેદા ન થતે. નાની પારસી કોમ તરફનો તેનો બેહદ વેરભાવ, અદેખાઈ અને ક્રોધ છતાં તેને કબુલ કરવા વગર ચાલ્યું નહી કે ખચીત તે નાની કોમ તેના ઉમદા સદ્દગુણો, કોમ અભીમાન, સ્વમાન, ધર્મ અને હીંમતને લીધે આ પૃથ્વી ઉપર માનથી જીવવાનો સાબુત હક ધરાવતી હતી.

બાજે વખત ખુદાઈ સદ્દગુણો કે ભલી લાગણીઓ એક દુર્ગણનાં ભંડાર એવા ઇનસાનમાં કદાચજ થોડી પળથી વધુ વાર મગતી નકળે છે. દુર્ગાસીંગે પારસીઓ બાબેનાં તેનાં મગજમાં ઉત્પન્ન થયલા ભલા વીચારો એક જોરાવર ક્રોધથી ઝડપમાં ખંખેરી નાંખ્યા, અને ખુરશેદે આપેલી ગંભીર ચેતવણી તરફ તુચ્છકારથી હસી, વેરનાં વધુ મુસ્તેકીમ પગલાં લેવાં તે તત્પર બની ગયો.

તેણે ઘટતે ઠેકાણે વખત ન બગડતા દોડી પહોંચી, શેહેરનાં કીલ્લાને કોઈ પણ દરવાજેથી ખુરશેદ અને સોહોરાબ બે બાનુઓ સાથ છટકી ન જાય તે માટે તાકીદનાં હુકમો બાહેર પાડયા; અને કીલ્લામાંથી તે બાહોશ અને હીંમતવ

ન બે પારસી જવાંમર્દો એક પણ પહેરેગીરનો જીવ લેવા વગર કેવી સીફત અને અક્કલથી બે સ્ત્રી કેદીઓને કાઢવી લઇ ગયા હતા, તે અહેવાલ સાંભળતા રાણાંના ક્રોધનો પાર ન રહયો. દારોગાએ પોતાના જાનની આશા છોડી બેહદ નીગથી અને બેજાબલતથી ખુલાસો કર્યો કે ખુદ તેના મકાનનાં છાપરા ઉપરથી નાશભાગનો માર્ગ લેવાયો હતો, તોપણ તેને સ્વપને પણ ખબર પડી ન હતી! તેમજ પહેરેગીરોને પણ એટલી તો સાવચેતી અને અક્કલથી તેઓએ થોડીવાર બાંધલાજ કર્યા હતા, કે તેઓ એકેકની કબજ હાલતથી તદન અંજાણ રહી છેલ્લે સુધી બેખબર બની ગયા હતા.

પછી તરફ સોહરાબ અને ખુરશેદ પોતાના ઉતારે ગયા. થોડીકવારે તેઓના વીશ્વાસુ પુરવાર.થયલા જાફર નોકરને શેહેરમાં ફરી ફીલશાને દરવાજે કાંઇ ખાસ હુકમ અપાયા હતા કે જેની બાતમી લાવવાની હતી. તે ખબર લાવ્યો કે દરેક દરવાજે ખાસ સીપાહીઓ મુકાયા હતા, જેઓને ચોકસ તકેદારી રાખવાના તાકીદનાં હુકમો મલી ચુક્યા હતા. આ ઉપરથી તે બંને જવાનોની ખાત્રી થઇ કે રાણાને તેઓએ જે ચેલેંજ કર્યું હતું તે તેણે સ્વીકાર્યું હતું; તેમજ તે પોતાની બદમાશીથી હજી પણ હાથ ઉઠાવે તેવું ન હતું.

તેઓએ રાણાને એકવાર ફરીથી યુક્તીથી માહત કરવા યોજના ઘડી એવું ઠેરાવવામાં આવ્યું કે વફાદાર જાફરે અને બીજા વીશવાસુ નોકરે બે બલવીજ સ્ત્રીઓ લઇ છુટાને ઉત્તર દરવાજેથી શેહેર બાહેર જવા કોશેશ કરવી. આ ખુટલું હતું કે તેઓ પશ્ચીમ યાતો દક્ષીણ દરવાજેથી, દક્ષીણમાં આવેલા "વરીયાવ" તરફ જવા બાહેર પડે એમ સાધારણ અક્કલથી અનુમાન કાઢી શકાય, અને તેથીજ તે દરવાજે વધુ મજબુત તકેદારી રખાય, જયારે પુરવે અને ઉતર દરવાજાઓને ઝાઝી અગત્યતા અપાય નહી. આવું સીધાંત લાવી તેઓએ ઉતર દરવાજેથી નાશી જવા કસદ કર્યો. જાફર અને બીજા બે નોકરો પોતાની બાયડીઓ લઇ શેહેરનાં ઉતર દરવાજામાંથી કંઇક બીહીકણી ઢબે પસાર થવા ઢોંગ કરવા લાગ્યા, કે તરતજ એક લશકરી અમલદારે આવી તેઓને ઠઠરાવનારો અવાજે અટકાવ્યા, અને બુમ પાડી કે આસપાસ સીપાહીઓ ફરી વળી તેઓને કેદી બનાવી તરતજ કચેરી તરફ લઇ ગયા. આવી ફતોહ વખતે, થોડેક દુર વહેવાર ઉભેલા ખુરશેદ અને સોહોરાબે પોતાનો ધારેલો લાગ જોયો અને પોતાની સાથે બે બાનુઓને મરદનાં પોષાકમાં સજ કરેલી હતી, તેઓને લઇ ખુશાલ તે દરવાજેથી સલામત બાહેર મેદાનમાં નીકળી ગયા. થોડીવારમાં બીજે દરવાજેથી માણેકચંદ પણ જાફરને લઇ પસાર થઇ તેઓને માર્ગમાં આવી મલ્યો.

જાફરનો અહેવાલ સાંભળી સઘળા બેઅખત્યાર હસી પડયા; તેઓની રંગેલી મુકતીનાં, ભોગ પાહેરગીરો સહેલાઈથી બની ગયા, અને ભારે હસીમાં આવી ગયા હતા. તેઓ જાફરની ટોળકીને કેદ કરી કચેરીમાં લઈ ગયા, જ્યાંથી તરતજ અધીરા રાણાને કહેણ મોકલવામાં આવ્યું કે તેના શીકાર સહેલાઈથી આબાદ સપડાઈ ગયા હતા? આ ઉપરથી રાણો બહુ મલકાતો, ખુબ વીચાર કરતો આવ્યો કે હવે મગરૂર પારસીઓને ખુબ તાણા અને મેણા મારવાની તેની વારણ હાથ આવી હતી.

કેદખાનાનો દરવાજો ઉંઘ ડી નાગી તરવારના પહેરા સાથ રાણાને તે કેદી ઓની હજુરમાં લઈ જવામાં આવયો, અરે તેની નીરાશી, ક્રોધ અને ગુસ્સો કોણ વરણવી શકે? તેણે જોયું કે કોઈ તદન ત્રાહીત ગરીબ મુસાફરોને ભુલમાં પકડી આણવામાં આવ્યા હતા!

તેણે ગુસ્સાના આવેશમાં આવી જઈ તે ભુલ કરનાર અમલદાર અને સીપાહી ઓને સખત શીક્ષા કરવા હુકમ બાહેર પાડયો, અને તે મુસાફરોને કેદખાના માંથી હાંકી કાઢવામાં આવ્યા.

પોતે એવણે સોહોરાબ અને ખુરશેદનાં ચેહેરાનાં વરણન આપી હવે વધુ સંભાળથી તકેદારી રાખવા હુકમ બાહેર પાડયો; પણ તેને કયાં ખબર હતી કે શીકાર તો કયારના રતનપોર શેહેર છોડી ખુશાલ અંકલેશ્વર તરફ ધસ્યા જતા હતા.

દીવસો સુધી મોટ્યા તકેદારી રાખી છતાં કાંઇ પરીણામ ન આવ્યું, જેથી રાણાની ખાત્રી થઈ કે એકવાર ફરીથી મુકતીબાજ પારસીઓએ તેને હાથ આપી મારહત કર્યો હતો.

મંજલ દર મંજલ કાપતાં તેઓ માણેકચંદ સાહુકારનાં વતન અંકલેશ્વર કસ્બામાં પુગા, જ્યાં માણેકચંદ સાહુકાર ભેવા રાજ કરતો હોય તેટલા વધ ભર, દબદબા અને ટેકથી વરતો હતો. તેની સુંદર હવેલીમાં તેણે ખરા જીગરની ખુશાલીથી તેના બંને પારસી મીત્રો તેમજ તેઓની જતીવૃતા બાગ્યણોને આવકાર આપ્યો.

બચે મરનપે તેની જીંદગી બચવનાર બહાદુર અને દયાળુ ખુરશેદનો, આભાર તે દગલે ને પગલે માનતો હતો, તેમજ પોતાનાં કુટુંબને પણ માનવા કહેતો હતો. પાકદામાન જર અને નવાજ, માણેકચંદની ભલી ધણી યાણી તેમજ છોકરાંઓની મેહેર કાળજી અને મમતાથી પોતા ઉપર પડેલા મેહદ જફાની છાપ અને ચીન્તામાંથી પણે હજો મુકત થયાં હતાં.

અંકલેશ્વર પહોચતાંજ, ખુરશેદે જાફરને સીધો વરીયાવ રવાના કરી તેઓ સલામત હતાં તેની ખુશ ખબર ત્યાં મોકલાવી હતી.

આભારમાં દુબેલો માણેકચંદ તેઓની બાદશાહી પરોણાગત કરતો હતો, અને જ્યારે પણ વરીયાવ જવા તેઓ માગે કે બહોંશ કરી થોડા વધુ દીવસો તેનાં ગરીબ કુટુંબને માન આપવા તે કરગરીને અરજ કરતો હતો! એમ તેનાં આભારથી દબાયલા જીગરનો બાર હલકો થતોજ ન હતો!

ચોકસ સંજોગ હેઠળ ઠીક ઇનશાન ઠીક બંદા ઇનશાન તરફની પોતાની ફરજ માની, તેની જીંદગી બચાવે તેમ ફરજમાની કરી હતી, તેને માટે ભલો અને ખરો ખાનદાની માણેકચંદ જે રીતની તાબેદારી, ઉદારતા અને ખરાં અંત કરણથી તેઓની મહેમાનદારી કરતો હતો, તે જોઇ તે પારસીઓનાં જીગરમાં તેનાં માટે ભારે માન અને વહાલ પેદા થયાં. આ ખાનદાની શ્રાવક સાહુકાર "ઉપકાર કદી ન ભુલવો" તેનો સૌથી ઉત્તમ દાખલો રજુ કરતો હતો.

આખર છુટા પડવાનો વખત આવ્યો. તેઓને એક ગમી પોતાનાં પ્યારા વતન વરિયાવમાં જવાની કુદરતી ખુશાલી લાગતી હતી, જ્યારે બીજી તરફ માણેકચંદ જેવા ભલા હિંન્દુ ગ્રહસ્થ અને તેનાં મળતાવડા ખવાસનાં કુટુંબની ખુશ સંગત છોડવાની દીલગીરી હતી.

માણેકચંદે છુટા પડતી વખત સમ સૌગંદ ખાઇને ખુરશેદને કીંમતી હીરાનો હાર, તેની ભત્રીજની ગોરોરદારને હીરામોતીનાં દાગીની, તેમજ સોહોરાબ અને નવજને પણ બિપુલ હીરામોતીની ભેટો કરી, પોતાના આભારથી દબાયલા જીગરને કંઇક રાહત આપી.

તેઓ એકેક તરફની અખંડ મિત્રાચારીનાં વચનો આપી દલગીર ચેહેરે છુટા પડયા.

---

## પ્રકરણ ૨૨ મું.

## "પારસીઓની ખુશાલી."

પોતાની વિચીત્ર સંજોગ હેઠળ ગુમ થયલી બેટીને ફરી નજરે જોઇ છાતી સાથ ચાંપવાનું અને સદા નજર આગળ રાખવાનું અનુપમ સુખ, એક હેતાળું માતપીતાજ અનુભવી શકે છે, તેનો ખ્યાલ જવાન વાંચક વર્ગને હોઇ શકેજ નહી.

પોતાની ગુમાવેલી મોહોરદારોનો છુટકો કરી લાવવા ગયલા જવાંમર્દો— ખુરશેદ અને સોહોરાબ–જયારે ખુદાની મેહેરથી ફતેહમંદ થઇ પોતાની મુરાદમાં પાર પડી, પોતાનાં વ્હાલા માતપીતા અને હમદીનો આગળ પધારતા હતા, તે ખબર જયારે જાફરે અકાબર જેહાંગીરશાહ તેમજ બીજા લાગતા વળગતા ઓને આપી, ત્યારે જે પ્રકારની ખુશાલી અને હરખ આખા વરીયાવની પારસી અંજુમનમાં ફેલાઇ ગયો તે જોઇ જાફર હેરત થયો. જાણે દરેક પારસીનું પોતાનું વ્હાલું ગુમ થયું હતું તે પાછું આવ્યું હોય, તેટલી અંતઃકરણપુરવક ખુશાલી દરેક પારસીના ઉગરમાં ભરપા થઇ. તે વેળાના પારસીઓમાં વખાણવાજોગ સંપ અને એકેક તરફ મોહોબત હતાં, તેથી તેઓ મુશકેલી કે કોમી આફત વખતે પોતાનાં અંગત ભોગે બાહેર પડી પારસીપણું જાળવતા હતા.

તે વધાઇ લાવનાર જાફરને "મીઠું મોઢું" કરાવવાના સગનમાં, જરના ખુરશેદ માતાજી બાઇ માણેકબાઇએ ખુદ પોતાના હાથે જાફરનાં મોઢામાં દહીં અને સાકર મુકી, પૈસાની સારી એવી રકમ તેના હાથમાં મુકી પોતાનાં વ્હાલાઓ માટે એક હજારને એક સવાલો પુછયા: તેમજ જેહાંગીરશાહે, ખુરશેદનાં માદર–પીદરે, સોહોરાબના માત–પીતાએ વગેરેએ વધાઇ લાવ્યો તેના ઇનામ તરીકે જાફરને ખુબ નવાજ્યો, અને સારી ખાતરદારી કરી પોતાની ખુશાલીનો માર્ગ આપ્યો.

એક વેળાના આ અયંગ ફને તે વેળા અલ્લાહના હજારો હજાર શોકરાનાં કર્યા કે તેની ચાલુ પડકાણ્ભરાવાલી એક વેળાની કમતી જીંદગીમાંથી, તેને ખુરશેદ જેવા ઉમદા દીલના પારસીએ બચાવી લઇ સારે રસ્તે દોરવી, આજની માનવંત આબરદાર સ્થિતીએ પ્હોંચાડયો હતો.

બાઇ માણેકબાઇએ એક સારે દહાડે જાફરને પાછો અંકલેશ્વર રવાના કર્યો,



તેઓને એસતેકબાલ લેવા સેંકડો જરથોસતીઓ કસબા બહાર ગયા હતા........અને ઢોલ-તાસા, શરણાઇ, ચેપુડી વગેરેના સુંદર શરોદ હેઠળ આખુ સરઘસ ધીરે ધીરે વરીયાવમાં દાખલ થયું........

(સફો ૧૧૫.)

અને પોતાના વ્હાલાઓ લાંબે વખતે અને બારે આફતમાંથી છુટી ઘર પાછા ફરતા હતા, તેથી જ્યોતીષી પાસ ખાસ મુહુર્ત જોવડાવી કયે કલાકે અને દીવસના કયા પહોરે અંકલેશ્વરથી નીકળવું, અને કયા શુભ ચોઘડીયે વરીયાવ વતનમાં દાખલ થવું, તેનાં લંબાણ ફરમાનો તેવણે બહુ સંભાળથી લખી મોકલ્યાં.

આખરે તે ચાર જણાઓ નકકી કરેલા વખતેજ વરીયાવ કસ્બાની બાહરે આવી પુગા. જાણે કોઈ રાજકર્તા પધારવાનો હોય તેવી દોડધામ આખા કસ્બામાં ચાલી રહી હતી. તેઓને ઈસ્તેકબાલ લેવા સેંકડો જરથોસ્તીઓ કસ્બા બહાર ગયા, જેમાં અલબત જેહાંગીરશાહ અને બીજા આગેવાનો મુખ્ય હતા. વીખુટા પડેલા પીતા અને સ્નેહીઓ તે ચાર જણાને ખરા હર્ષથી ભેટયા, જયારે સાથે આવેલા જરથોસ્તીઓએ ખુશાલીનાં ગંજાવર પોકારોથી હવા ધમધમાવી મુકી. તે ચારેને હારતોરા પહેરાવી મોટા ઠાઠમાઠથી સરઘસનાં આકારમાં ઘરે લઈ જવાની ગોઠવણ થઈ હતી. ઢોલ-તાસાં, સરણાઈ, પેપુંડી વગેરેનાં સુંદર શબ્દ હેઠળ આખું સરઘસ ધીરેધીરે જેહાંગીરશાહની હવેલી તરફ ચાલવા માંડયું. માર્ગમાં, એક સંપી અને સંપુર્ણ ભાઈચારામાં વસ્તા હીન્દુ વતનીઓ પણ તે "ધીરા, વીરા અને શુરા" પારસી જવાનોને પોતાનાં મોહલ્લામાંથી પસાર થતાં માન આપવા હારબંધ ઉભા હતા, અને હર્ષનાદથી તેઓને વધાવી લીધા. પણ જયારે તે સરઘસ પારસી મોહલ્લામાંથી પસાર થવા લાગ્યું, ત્યારે તો પારસી તરીકની મગરૂરી અને હમજાત તરફનાં વ્હાલની ઉભરાતી લાગણીઓને રસ્તો આપવા અનેક પાકઝાદ પારસણો હાથમાં ચોખા અને કંકુ લઈ આંગણામાં આવી તે ચારે જણાને હેતથી ઓવારણા લઈ કરરર દઈ કટકા ફોડતી હતી. છેવટે જયારે સ્વારી જેહાંગીરશાહની હવેલી નજીક આવી પહોંચી કે ચારે જણાની માવતરોએ આછું-મીઠું કરયું અને સગનનાં સંગીતની મધુર ધ્વનીઓ વચ્ચે તે વ્હાલાઓને ઓવારણા દઈ, તે અધીરી બનેલી માવતરોએ હરખથી છાતી સરસા ચાંપી ખુશાલીનાં મીઠાં આંસુ પાડયાં.

* * *

પ્રકરણ ૩ જાને મથાળે આપેલું ખુરશેદ યઝદની મદદને વધાવી લેનારૂં સગનનું ગીત એકવાર ફરીથી તે મુબારક દીને વરીયાવના ઘણાક જરથોસ્તી ઘરોમાં ફરી બામદાદમાં—ગવાતું સંભળાતું હતું. દાદાર અહુરમઝદનું નુર, તે અગર, રથીમંદ અને તેજ ઘોડાવાલા ખુરશેદ યઝદની તારીફ, તેની અપાર ખુબી, તેની અમર જાહેજલાલી અને મહીમા જે કોઈ ગાય છે, તે "ખુરશેદ ન્યાયેશ" મુજબ તો આખા તમામ જાનો અને ખેતીનાં યઝદોને ખુશાલ કરે

છે, અને તેનાં ઘરમાં કે કુટુંબમાં અનંત ખુશાલીનું રાજ ફેલાવે છે. તો આવા સગાન સ્પાદી–રામસનીનાં તાકણું કરવા કયો ભલો જરથોસ્તી પાછળ પડે? તે વેળાનાં એક પારસી ઓરતે કે મરદની જીંદગી કુદરત સાથ એટલી તો ભળેલી હતી કે તે કુદરતનાં એક ભલા નીરદોશ બાળક જેવોજ કહી શકાય, અને તેથીજ ખુરશેદની આરાધના માટે તે બહુ કાળજી ધરાવી શકે.

આજે વરિયાવમાં ખુરશેદ અને જર, સોહોરાબ અને નવાજબાનુની શાદી હતી. તેઓ ઉપરાંત તે મુબારક દીને બીજા ઘણા જરથોસ્તી નેક જોડા એકત્ર થનાર હતા.

આખો વરિયાવ કસ્બો દિવસો અગાઉથી રંગરાગ અને ખુશાલીથી ગાજી રહ્યો હતો. નવસારી, સુરત, ભરૂચ, ખંભાત અને છેક સંજાણ સુધીથી પારસી પરોણાઓ સીધાર્યા હતા, જ્યારે ખાસ માનવંત પરોણા તરીકે શ્રી અંકલેસ્વરનાં ધનાઢ્ય શાહુકાર માણેકચંદ પણ ખુરશેદ અને સોહોરાબના પીતાને માન આપી, પોતાનાં કુટુંબ કબીલા સહીત વરીયાવમાં લગન વેળ હાજર થયા હતા.

ખુરશેદ અને સોહોરાબની શાદી એકજ ઘડીવેળા સ્થળે કરવાનું ઠેરવવામાં આવ્યું હતું. લગનની ગંભીર ક્રીયા જેહાંગીરશાહ પટેલની હવેલી આગળ ખાસ ઉભા કરેલા કુશાદે મંડપમાં સેંકડો ઢગદીનો તેમજ લાલા હીંદુ મીત્રો અને વખાણનારાઓની હજુરમાં કરવામાં આવી હતી. પહેરામણી પણ નામ ગમણું મોટી રકમની થઇ હતી, જેમાં સાચા વખાણનાર ગુણી માણેકચંદ તરફથી બહુ કીંમતી ઝર ઝવેરાતની ભેટ-સોગાદ થઇ હતી, જેણે ખાસ સરવનું ધ્યાન ખેંચ્યું હતું.

ખચીત તે સમય સઘળે ખુશીખુરમી અને રંગરાગનો હતો. હાજર રહેલ સરવનાં ચહેરા ખુશાલીથી ખીલી રહ્યા હતા; પણ અફસોસ!–ત્યાં એક પણ અપવાદ હતો: અકાબર જેહાંગીરશાહનો મુનીમ સુલચંદ વાણીયો કોઇ છુપી અદેખાઇ અને કોઇ પાપી મતલબથી બળી-જળી ખાક થતો હતો. એક ખુણામાં ગુપચુપ દબાઇ તે આખી મજલસનો ખુશાલીભરયો રંગ સંભાળથી ગંભીર ચેહરે નીહાળતો હતો. જેહાંગીરશાહ જેવા દયાળુ, મોટા, ફરાખ જીગરનાં શેઠીયાથી તેને નારાજ થવાનું કારણ મળ્યું શું હોવ? તેનો ખારમા કરવા વધુ મોટી રકમનું ઇનામ શેઠે આપ્યું હતું, તેમજ વળી શેઠાણીએ પણ ઠીક આદરો કર્યો હતો, ત્યારે તેને નારાજ થવાનું કારણ શું હશે? તે સવાલનો જવાબ હાલ ન આપતાં, તે આગળ ચાલતાં પોતાની મેળેજ ખુલ્લું સમજાઇ જશે.

લગ્નની ખુશાલીમાં દીવસો સુધી આખા વરીયાવ કસ્બામાં જરથોસ્તી ઓને જેહાંગીરશાહે જયાફત આપી હતી. પારસીઓ ઉપરાંત, ગરીબ હીંદુ ઓને પણ આ મોટા દયાળુ દીલના પારસી શેઠયા ભુલ્યા ન હતા.

પોતાની મુરાદ, ખુશીબખતો આશાન થયાથી જર આવી, તેની શુક્ર ગુજારી કરવા, અને ૬૦૦ વરસથી સંજાણમાં પરથાયેલા કદીમ "ઇરા નશાહ"ના પાક કેબલાની કદમબોશી કરવા, તેબે લાકમીય જોડાઓ છેક દુર દક્ષીણમાં આવેલા સંજાણ શેહેરની મુલાકાતે ઉપડી ગયાં. તેઓ મારગમાં આવતાં નવસારી, ગણદેવી, વાંસદા વગેરે શેહેરોમાં સેહેલ કરતા સંજાણ નગરીમાં પુગા; જયાંના જરથોસ્તીઓમાં, તેઓના રતનપોરના રાણા સાથના સાહાસ કર્મો અને સફ્ટોના અહેવાલ અગાઉથી પુગેલા હોવાથી ત્યાં ભારે આવકાર પામ્યાં.

વળી સંજાણ નગરીમાં પોતાની અસાધારણ હીંમત, બેહદ જોર, શેહેરી જુસ્સો, દયાળુ જીગર અને ન્યાત જાતના તફાવત વગરની અપક્ષપાત ભલાઇ માટે પ્રખ્યાત થયલા "અરદેશર બીન બેહમન" નામના પારસી સાવ, ઓળખાણ થવાથી ખુરશેદ અને સેરાબ બેહદ મગરૂર થયા. વાંચનારને યાદ દેવ ડાવવાની જરૂર નથી કે આ તેજ* અરદેશર પહેલવાન હતો, કે જેણે ત્યાર પછી એક વરસે સંજાણ ઉપર ગુજરાતના મુસલમાન બાદશાહની ચઢાઇ આવી, ત્યારે પારસી લશકર ઉભું કરી મુસલમાનો ઉપર એક કીરતીવંત જીત મેળવી, પોતાના હીંદુ રાજા તરફની અચુક વફાદારી પુરવાર કરી હતી, તેમજ પોતાની પાક દીન તરફ પણ બેહદ જાનફેશાની દેખાડી પોતાનું નામ પારસી તવારી ખમાં અમર કર્યું હતું.

સંજાણ નગરીની જાહોજલાલી, તેની જાહોજલાલી, તેની ભવ્ય ઇમારતો જ્યાંના રાજકરતા જાદીરાણાનો દરબારનો ભારી દબદબો, પવીત્ર અને કદીમ "ઇરાનશાહ"ના આતશબેહેરામ ઉપર ચમર કરતા હોય તેમ પવનથી ઝુલી રહેલા સોપારીના અને સરોવરના ઉંચા દરખતોની શોભા હેઠળનું કાળા સંગે મરમરના પથરનું આતશબેહેરામનું મકાન જોઇ, તથા શાંત સંજાણ નદીની આસપાસના ઘાડા અઘોર જંગલ, રમણીય ખેતરો, ધોવાયલી રેતીને લીધે સફાઇદાર દેખાતા કીનારા અને તેને કાંઠે આવેલાં વાડીમાં, આસો પાલવ,

---

*જુઓ આ લખનારની "સંજાણનો સંપુત યાને શુરવીર અરદેશર' નામની ચોપડી.

ફળફળાદી, અને મહુડ, નાગ અને પુનાગના વૃક્ષો વગેરે જોઈ તેમજ વધુ દુર દ્રષ્ટિ મરયાદા ઉપર આવેલા બાહરોડ પહાડ વગેરેને જોઈ ભારે આસાર પામી, તેઓ પોતાના વતન વરીઆવ તરફ પાછા ફરયા.

---

## પ્રકરણ ૨૩ મું.

## “વીરબહરામ જુહદીન નોકર.”

એક વર્ષ પસાર થઈ ગયું, અને હંમેશનાં ભોલા અને નીખલેસ જીગરનાં જરથોસ્તીઓ રાણાની ખુરાઈ હુઠી જઈ સુખેહભર્યાં વસ્તા હતા.

વરિયાવ કસ્બાથી થોડા માઈલ દુર પુર્વમાં આવેલી એક એકાંત ગીચ ઝાડપાનથી ભરપુર ટેકરીનાં એક ખુણામાં ૪ જણા ગંભીર ચેહેરે એક સાંજે કંઈક મસલતમાં મશગુલ થઈ ગયા હતા. તેઓ એવી જગ્યે ભેગા થયા હતા કે જયાં ક્વચીતજ કોઈ ઈનસાન આવી શકે. તે એવી એકાંત અને સારી ઉંચાઈએ આવેલું તે ટેકરીનું એક ખુણું હતું.

૪ માંના ત્રણ હથીયારબંધ હતા, જેઓ લડવૈયા જેવા દીસતા હતા, જયારે એકનો દેખાવ ઉપરથી તેને કોઈ ગુજરાતી વાણયા તરીકે ઓળખી શકે. બે હથીયારબંધ સખસો થોડે દુર ઉભા રહી ચોકાશી રાખતા, આગોર ચશમે અહીં તહીં નેગાહ રાખતા હતા, જયારે એક લડવૈયો અને પેલો વાણયો વાતમાં રોકાયલા હતા. તે લડવૈયો જે લાંબા પાતળા શરીરવાળો હતો તેણે વાણયાને કહ્યું:—

“ભલા સુલચંદ—તારા ઉપર મારો પુર વિશ્વાસ છે કે તું મને, જે ખ્યાલ રાત-દીશ હ્રદય બાલ્યા કરે છે, તેનો સંતોષકારક નીવેડો લાવી અને ખુશ કરશે.”

“પ્રજાપતિ—આપને મારા જેવા ગરીબ સેવકની સહાયતા જોઈએ છે, એ તમારા સેવકનું ઉતમ ભાગ્યજ છે. અને મારી યથાશક્તિ પ્રમાણે જો કાંઈ પણ કરી શકું તે મને સંતોષ આપે.” પેલા સુલચંદ વાણયાએ નમસકાર કરતાં બે હાથ જોડી જવાબ દીધો.

“મારા વફાદાર સુલચંદ—” તે લડવૈયો જે શાણો દુર્યાંનદીગ પોતે હતો તેણે આભારી સાહે બોલવા માંડયું. “તારી ભયે વર્ષ બજાવેલી કી

મતી સેવા મારી નજરથી દુર થઇ નથી, અને જો કે તે સાહસ કર્મ કમન શીબે નીષ્ફળ નીવડયું હતું, છતાં તારી વફાદાર સેવાની પીછાણ તો થવીજ જોઇએ—આ લે તેનો કંઇક બદલો." એમ બોલી ગણાએ તરતજ સીકકાથી ભરેલી એક ભારી ઠેલી તે વાણ્યાનાં હાથમાં મુકી, જે તેણે જમીન સુધી વાંકા વળી ભારે આભારી દેખાવે સ્વીકારી.

"દયાધીર મહારાણા!" મુલચંદે ઠથી સંભાળથી પકડતાં તાબેદારીભરી અદાથી જવાબ દીધો, "હું દલગીર છું કે લખા વર્ષ જે બાતમી મેં મારા શેઠ જાંગીરશા પટેલને ત્યાંની આપી હતી, અને તેનાં આધારે આપે શુરવીરતા, અને અકલથી તાપી નદીને કાંઠે પશેહથામા બે પારસણ દેવીઓને કબજે કરવામાં જે સાહસ કર્મ કર્યું હતું તે તેના છેલ્લા તબક્કામાં ફતેહમંદ ન નીવડયું...પણ—આપ હાલ તો આજુબાજુનાં રાજયો સામેનાં ઝગડામાં એટલા તો ગુંઠાયલા હશો કે આપનાં આજ્ઞાકીંત સેવકની સેવાની હાલ ગરજ પણ ન હોય."

"મુલચંદ—તું મોટી ભુલ કરે છે. સમજ—મને "ધાર" માંતના ભીલ રાજા સાથ ખટપટ જાગી હતી, પણ હાલ તેનો સંતોશકારક નીવેડા આવયો છે. તેમજ બીજી નાની મોટી રાજયની ખટપટમાંથી હવે તદન પરવાર્યો છું, અને હવે જ્યારે મનને નીરાંત થવી જોઇએ, ત્યારે મારા મનને શાંતી મળતી નથી,—મારું હૃદય બળ્યા કરે છે,—મારું શરીર મગજની વ્યાધીને લીધે સદા તપ્યા કરે છે; કારણ અહોનીશ મારી છાતીમાં મને પૃથવીનાં રાજાઓની હસીમાં લાવનાર પેલા મુફલીબાજ, બળવાન અને શુરા પારસીઓ ઉપર વૈર લેવાનો અગ્નિ બળ્યા કરે છે."

"પણ—મહારાજ,..મને ક્ષમા કરો તો એક બાબત ઉપર ધ્યાન ખેંચું." મુલચંદે વીચારવંત અદાથી નમશકાર કરતાં પુછયું.

"બોલ બધા, તને હુકમ આપું છું."

"તો આપ પાલનહારે સાંભળ્યું તો હશે કે ગુજરાતનાં મલેચ્છ બાદશાહે પોતના સેનાપતી અલેફખાનની સરદારી હેઠળ દક્ષીણનાં રાજયો જીતી લેવા એક મોટું મુસલમાન સન્ય મોકલ્યું છે; તો તેની સામે મજબુતાઇથી બચાવ કરવા આપને ભારે મહેનત પડશે, અને પલેપલને કીંમતી ગણવી પડશે,—તો તમારું વૈર ફકત ગણત્રીનાં તુચ્છ પારસીઓ ઉપર લેવાનો હાલ સમય કે સંજોગ કયમ હોય?"

"તું દીર્ઘ દરષ્ઠીવાળો વાણ્યો છે, હાં!" રાણાએ મોટેથી હસતાં ટીકા કર્યા. "તે બાબત ગભરાઇશ નહિ, મુલચંદ—મારા રાજ્યનાં બાળ અધ મેં

અત્યાર અગાઉનાં છુપા પગલાં ભર્યાં છે. ચોકસ નક્કી શર્તે મેં આપણા પ્રદેશમાંથી મલેચ્છોનાં શૈન્યને સલામત પસાર થવા દેવા કબુલ્યું છે, જેનાં બદલામાં આપણું રાજ્ય મલેચ્છોનાં ભયભીત સપાટામાંથી સલામત બચી શકશે.'

"ધન્ય છે તમારી રાજદ્વારી કુનેહ અને બાહોશીઉપર!" મુલચંદે ખુશાલી દર્શાવી. "આપની વફાદાર રૈયત આ તમારા પગલાંથી બહુ ખુશ અને આબાદ થઈ જશે; કારણ મલેચ્છોનાં ભયભીત જુલમોની વાતો સંભળી સરવ હીન્દુઓ ધ્રુજે છે. તેમાં તેઓ દક્ષીણ તરફના પ્રદેશો જીતવા આવનાર છે તે ભયંકર ખબર સાંભળી આપની રૈયતની ભુખ અને ઉંઘ દીવસો થયા ઉડી ગઈ છે."

"મારા વફાદાર મુલચંદ". રાણાએ-પોતાનાં અંતઃકરણની ખુશાલીથી ધીમા હસી બોલવા માંડયું, "આ દક્ષીણની મલેચ્છોની ચઢાઈને હું બહુજ આવકારદાયક માનું છું, કારણ કે પેલો સંજાણનો જાદીરાણો હાલ બહુ ગરવીષ્ટ, અભીમાની અને દક્ષીણના રાજકર્તાઓમાં બહુ આગેવાન થઈ ગયો છે. તેની કુંવરી પદ્મણીનું વેવવાલ મારી સાથ કરવા, આપણા દુતે જ્યારે અરજ કરી, તે તેણે મોટા તુચ્છકારથી નાકબુલ કરી, મને લુટારો ગરાસીયો કહયો તેમજ બીજા હલકા વચન બોલ્યો હતો. હવે વખત એવો આવ્યો છે કે તેના મસ્તકનો મદ અને અભીમાન, ક્રૂર મલેચ્છોની તેજી રક્તથી ઝઝરી તરવારથી ઉડી જશે! મેં તો એવી પકકી ગોઠવણ રાખી છે કે અલેફખાનને મારા મારાથી બની શકતાં સાધણોથી સંપુર્ણ મદદ કરવી, કે જેથી જ્યારે તે સંજાણનું રાજ્ય કચડી નાંખી જીતી લેય, ત્યારે હું ગુજરાતનાં શુરવીર બાદશાહ મહામુદશાહ પાસે જઈ ભારે દ્રવ્યનું નજરાણું આપી, સંજાણનાં રાજ્યનો કારોબાર ચલાવવા બાદશાહની તાબેદારી હેઠળ માથે લઉં, અને પેલા અભીમાની સીલહારા જાદીરાણાને કહેવાતો લુટારૂ ગરાસ્યો દુરયાનસીંગ કેવો બળવાન, કીરતીમાન અને વૈભવવાળો રાણો છે તે બરાબર બતાવી આપું."

"હું આપ નામદારને સંપુર્ણ જય અને કીરતી ઇચ્છું છું." મુલચંદે ખુશાલીથી ચકચકતી આંખ્યોએ ઉતર દીધો, 'મહારાણા, હું હમણાથીજ આપણા ભોગ્યશાળી ભવીષ્યની ભવ્યતો અને કીરતીનો આભાસ મેળવી શકું છું.... પણ પ્રજાપતી-" મુલચંદ અટકી જઈ કંઈક અચકાતા ધીમા સાદે બોલ્યો, "તે શુભ, ન કલ્પેલા એવા મહાન ભવીષ્યમાં આપના નમ્રસેવકને આપ કદાચ ભુલી જશો? મારા હૃદયની વર્ષોની એક બળવાન ઇચ્છા છે તે આપ નામદાર કૃપા કરી કૃળીભુત કરી, મને જન્મો જન્મ સુધી આભારી બનાવશો?"

"અમીતજ-જો મારાથી તે બની શકે તેમ હોય તો."

"તે આપ પાલનહારના હસ્તમાં તે વેળા રહેશે."

"બોલ ત્યારે-"

"કૃપાળુ રાણાજી,-મને મારા જન્મ વતન ગામની પટેલાઈ જોઈશે." સુલચંદે હરખાતાં આશાવંત સાદે જવાબ દીધો. "તે ગામ હાલ જાદીરાણાના તાબા હેઠળ છે."

"તેની પટેલાઈ તને આપવા હું વચન આપું છું." રાણાએ તરતજ હમા મથી ફેંક્યું.

"બસ-પરીવાર, હું આજથી તમારો તાબેદાર દાસ બન્યો છું. મને કોઈ પણ કામ ફરમાવો અને હું. મારો આત્મા પણ વેચી તે તમારૂં કામ પાર ઉતારીશ." હરખના જુસ્સાથી સુલચંદે વાંકો વળી વળતો જવાબ દીધો.

"મારી વફાદાર નોકરી કરીશ, તો તે ગામ ઉપરાંત બીજા બે વધુ ગામોની પટેલાઈ તને આપીશ" સુલચંદ ઉપર વધુ ઉંડો છાપ મારવા રાણો તરતજ બોલ્યો; જેનાં જવાબમાં સુલચંદ તરતજ રાણાને ચરણે પડયો.

"સુલચંદ-બોલ, પેલા મારાસુદઈઓ ખુરશેદ અને સોહોરાબ પારસાઓના લગનમાં, પારસાઓ ઉપરાંત બીજા કયા આગેવાન હીન્દુઓએ ભાગ લીધો હતો!"

"પ્રજાપાલણ, તે લગનમાં ઘણા જાણીતા વાણ્યા, શ્રાવકો, બ્રાહ્મણો વગેરેએ ભાગ લીધો હતો, કારણ શેઠ જાંગીરશા પટેલ વરીઆવ ઉપરાંત આસ પાસનાં કસબામાં ભારે લાગવગ ધરાવે છે. અને તેની સાથનાં પારસીઓએ વારંવાર ભીલોની ધાડ વખતે હીંદુઓનો બચાવ કર્યો હોવાથી, તેની સાથ હીંદુઓને ભારે મીત્રાચારી છે. હીંદુ પરોણાઓમાં સહુથી આગેવાન તો અંકલેશ્વરનો ધનાઢય સાહુકાર માણેકચંદ નામનો હતો, જેણે હજારોની કીંમતનું ઝવેરાત પરણતા જોડાંઓને ભેઠ કર્યું હતું."

"હં અ-ત્યારે માણેકચંદે છેક વરીયાવ સુધી જઈ મુખ્ય ભાગ લીધો ? હું કારણ સમજયો." દુર્માનસીંએ જોરથી બે હોઠ કરડી પોતાની સાથ વાંત કરતાં બોખરા સાદે ફીકા કર્યાં. તે થોડી પલ વીચારવંત ઠપે ઉભો.

"જયપાલ-!"

"મહારાજ-હાજર છું." દુર ઉભા રહી ચોકી કરતો એક લડવૈયો દોડી આવતો બોલ્યો.

"પેલો ચંડાલ માણેકચંદ તો તારા બે દુશમન પારસાઓનો મોટો મીત્ર થાય છે. ભટ છે તારા ઉપર! કે તારૂં જંગલમાં કરપીણુ રીતે ખુન કરવા તઇ યાર થયલા તે બે પારસીઓ ઉપર ઐકસાચા ગરાસયા તરીકે વૈર, આજ વરસ થયું છતાં, તેં લીધું નથી, કે લેવાની ઇચ્છા પણુ દરશાવી નથી." દુર્ગાનસીંગે તે ચોકીબાન તરફ જોઇ તીરસ્કાર અને ઠપકાભરયા સાદે કહ્યું.

"પ્રજાપતી રાણાજી." જયપાલે કંઇક ઝંખવાણા સાદે જવાબ દેતાં કહ્યું, "આપ તે બાબતમાં ફરી કંઇ સાહસકરમો માથે ઉઠાવો તો પછી આપનો આજ્ઞાંકીત નોકર તેને પાર એવું ઉતારી આપશે કે આપ પણુ "વાહ! વાહ!!" કરી બોલશો; પેલા બે પારસીઓને સપડાવવા બહુ મુશકેલ કામ છે, અને તેમાં ની ષ્ફળ ગયા તો જીવ જવા ઉપરાંત બીજા બખેડા વધે, તો મહારાજ ઉલટા આ મારા ઉપર ક્રોધે ભરાય. હું આપ નામદારનો વીશ્વાશુ અંગરક્ષક હોવાથી કંઇ પણુ થાય તો તે આપ નામદારેજ કરાવ્યું હતું એમ રૈયતમાં બોલાય, અને તેથી આપની ઝળકતી કીરતીને રૈયતની તેમજ બીજા વીરોધી રાજયની નજરમાં જરૂર ઝોખ લાગે."

"તારા બોલવામાં કંઇક સચાઇ છે ખરી, મારા વફાદાર જયપાલ." રાણુ એ વીચારવંત ઢબે ધીમો જવાબ દીધો "તયારે ઉપાય શું! મારૂ વૈર,—મારે હૃદયમાં અહોનીશ બળતા બળે છે—તે વૈર લેવા વીના મને કંઇજ સુઝ નથી પડતું. મારી તાબેની રૈયતનાં ફકત ગણુત્રીનાં લોક, અખીલ ભરતખંડનાં રાજ કર્તાઓમાં મારી આબરૂની ધુળધાણી કરી આનંદમાં રહી જીંદગી ગુજારે, તે મારાથી કેમ શાખી શકાય! શું તેઓને મારા રાજયમાંથી હાંકી કાઢું?"

"ના—ના, મહારાણા તેમ ના કરશો, તેમાં તમુને મોટો ગેરલાભ છે." મુલચંદ વાણીઆએ ગંભીરાઇથી વચમાં પડી તાપસી પુરી. "કારણ, જો તમે હાંકી કાઢેલા પારસીઓ પાસેના બીજા રાણાનાં રાજયમાં જાય તો તેને તે હરીફ રાણો મોટી ખુશીથી તેઓને આવકાર આપવા આતુર થશે. આપ નામદાર સારી રવેશે જાણો છો કે આ ઉદયોગી, ચંચળ પારસીઓની ચાલુ ખંતનાં પરીણામમાં આપણા રાજયમાં વરીઆવ અને તેની આસપાસનો પ્રદેશ સૌથી ફળદ્રૂપ અને સૌથી વધુ મહેસુલ લાવી આપે છે. તે આ કોમેજ ખીલવ્યો છે. તો તેવા દર વરસ અણુઠ ધન લાવી આપનાર સાધાનને ફકત વૈરને ખાતરજ ફેંકી દેવું એ દીર્ઘદ્રષ્ટી અને સારી રાજદ્વારી કુનેહ ન—કહેવાય. કદાચીત તમે વૈરને ઉપર રાખી

ને હાંકી કાઢશો, તો સંજાણુનો પ્રતાપી જાદી રાણો તો મોટી

ખુશીથી તેઓને પોતાનાં રાજયમાં જગયાઓ આપશે, કે જેથી

તેનું રાજય વધુ દ્રવ્યવાન અને ફળદ્રૂપ થશે, તેમજ આ કોમ કુદરતી લડાયક ખોડી ધરાવતી હોવાથી સંજાણનાં રાજયનાં પારસીઓ સાથ જોડાઈ જઈ, રાણાની મદદ મેળવી આપણા રાજયને મોટું નુકશાન કરવા વારંવાર તક લેશે, જેથી આ રાજયમાં ચાલુ અશાંતી વ્યાપી રહેશે."

"ખચીત-મુલચંદ, તું બાહોશ રાજદ્વારી છે." રાણાએ તેની તકરારનું વાજબીપણું કબુલ કરતાં શાબાશી આપી. "ત્યારે ફરી પુછીશ કે મારું વૈર કયમ લઉં?"

"હે રાજન!" જયપાલ હાથ જોડી બોલી ઉઠયો; "એકજ ઉપાય રહયો છે કે આપણા મીત્ર મુલચંદે જાંગીરશા પટેલનાં ઘરનો તેમજ વરીયાવનાં પારસીઓનો મામલો બારીકાઈથી તપાસતાં રહેવું, અને જયારે કંઈપણ આપણા લાભનું માલમ પડે તો તરતજ વરીયાવમાં નેમેલા આપણા જાસુસ છીબા મોચી મારફતે આપણને બાતમી મોકલવી, અને પછીનું કામ આપણું પોતાનું છે—કેમ ખરુંની?"

"પણ—તેટલો વાર મારી ધીરજ કયમ રહેશે?" રાણા અધીરાઈભરયા દેખાવે બોલી ઉઠયો. પછી મુલચંદ તરફ મોઢું ફેરવી કહયું: "ભલા વફાદાર મુલચંદ.—તું તો જાંગીરશા પટેલનો બહુ વીશ્વાસુ માણસ છે તો કોઈ યુકતી અને પ્રપંચથી તેનો, તેનાં જમાઈનો અને સોહરાબનો કાંટો ન કાઢે? જો તું તેમ કરે તો પછી વધુવાર નફટ નોકરી કરવાની તને ગરજ ન રહે. હું તને મોટી જાગીર ભેટ આપીશ, અને તું આખી જીંદગી સુધી સુખ અને વૈભવમાં રહી આનંદ કરીશ!

"ના—ના—મહારાણાજી," મુલચંદ બે હાથ જોડી બોલી ઉઠયો: "આપણે તો વાણયાભાઈ પડયા એટલે આટલી હીંમત કયાંથી લાવીએ? તો પણ આપ નામદારને ખાત્રી આપુ છું કે હું બહુ ચોકાશીથી ખબર રાખતો રહીશ; માને જેવું કંઇપણ આપનાં લાભનું ખબર પડશે કે આપણા વીશ્વાસુ છીબા સોડે રતનપુર સંદેસા મોકલીશ."

"ઠીક......, જયપાલ!" રાણાએ જયપાલ તરફ ફરી બોલવા માંડયું; "હવે પેલા ચંડાળ સાહુકાર માણેકચંદનો ફેંસલો આજેજ નકી કરી નાંખવો જોઇએ. જયાં સુધી એ દુષ્ટ લોભી, લોહી ચુસુ વ્યાજખોર વાણયો જીવતો હશે ત્યાં સુધી મને પુરતી ઉંઘ અને ભુખ નથી લાગવાની. બોલ તું શું સુચવે છે?"

"પ્રજાપાલન રાણાજી—આપણો જુનો જાણીતો છુપો ઉપાય અજમાવીશું.

ભીમા ભીલને કહેણ મોકલીશું કે અંકલેશ્વરના સાહુકાર માણેકચંદની હવેલી ઉપર ધાડ પાડે અને કોઇને જીવતું રહેવા ન દેય, તેમજ સર્વ કાગળીઆં, દસ્તાવેજ બાળી ભસ્મ કરે, અને લુંટનો અરધો હીસ્સો ધારા પ્રમાણે આપ નામવરનાં ખજાનામાં છુપેથી મોકલી આપે."

"ધન્ય છે તારી ચાલાક મગજ શકતી ઉપર !" રાણાએ ખુશ થતાં ટીકકા કરયા," ઇશ્વરનો આભાર માનું છું કે તારા જેવો અને ભક્ષા સુળચંદ જેવા, બાહોશ, વફાદાર, અને ચપળ મગજશકતીવાળા સલાહકારો મને મલ્યા છે. ઝડપ કર, તું આજેજ જંગલમાં ભીમા ભીલને જઇ મળજે અને અંકલેશ્વર જઇ પોલીસ પટેલ સાથ ગોઠવણ કરજે કે ભીમાની સામે પોલીસ થાએજ નહી."

પછી તે વૈર લેવાના પોતાના ભયભીત પગલાંના તરંગોમાં બહુ લીન થઇ જઇ ખુશાલીના ઉદગાર કાઢતો બોલ્યો ! "ભવાની માતાની મારી ઉપર કૃપા થયલી લાગે છે, અને જો હું અમારા માથે ઉઠાવેલા સાહાસમાં ફતેહમંદ થઇશ તો માતાને પ્રશન્ન કરવા જરૂરજ પાડાનું બલીદાન આપીશ, તેમજ એક મનુષ્યનો ભોગ પણ આપીશ, તેમજ કોટેશ્વર મહાદેવનાં મંદીરમાં ઘીની પુંજા કરાવીશ. કૃતઘ્ન પારસીઓ ! આ વેળા જો સપડાશે તો ખચીતજ મારું પાણી બતાવીશ. તેમજ દુષ્ટ માણેકચંદ શાહુકાર મારી પાસે ઉછીના લીધેલાં નાણાં ઉંધડાવવાની આશામાંજ ભ્રષ્ટ થઇ, જલદી સ્વધામ પહોંચી જશે! મારી એક બાજી ફતેહમંદ થશે પછી——પેલી ગુમાની, શેખીખોર પારસણને——"

"વીનાશ કાળે વીપ્રીત બુધ્ધી !"





"વિનાશ કાળે વિપૃત બુદ્ધિ!"

…… "સુલેહને ચાહનાર
તે ઠઠરાવનારો તીણો સાદ એકાએક બાજુની ઝાડીમાંથી આવ્યો
આર્ય રકતનાં પારસીઓએ તારૂં શું બગાડયું કે તું આ ટેકરી ઉપર કાવત્રાં રચવા આવ્યો છે?"

(સફો ૧૨૫.)

## પ્રકરણ ૨૪ મું.

## "સાધુનો ચમત્કાર."

"વીનાશ કાળે વીપૃત બુદ્ધી !" તે ઠઠરાવનારો તીણો અણુજાણ્યો સાદ એકા એક બાજુમાંની ઝાડીમાંથી નીકળ્યો, જેથી રાણો ગભરાટથી ચોંકી પોતાનો પાપી વાક્ય પુરો કરતાં અચકી ગુંચવાડામાં ઉભો; અને ઝાડી તરફ નેમાહ નાખતાં, જે આકાર તેની નજરે પડયો તે જોતાંજ તે એક પલ ઠઠરી ગયો, જયારે મુલચંદ વાણીઓ તો કોઈ અણદીઠ ધાસ્તીથી ઠરઠર ધ્રુજવા લાગ્યો! રૂપેરી રંગનાં ખંભાથી નીચે ઉતરેલા લાંબા વાળ, તેવાજ રંગવાળી ભરપુર બાલવાળી દાઢી અને મુછ, એક ગોખલાની અંદર પેસી ગયલી બે તીણી ચક ચકતી આંખો, જેની ઉપરનાં રૂપેરી ભવાં લાંબા જમાનાની ઠાકથી ગોયા ઝુમાખ બન્યાં હતા, જયારે ચાલુ તપ અને શારીરીક કષ્ટોથી માંસ ગળી જઈ ફક્ત હાડકાં અને ચામડાનો બનેલો લગભગ નગ્ન હાલતમા તે એક સાધુ હતો. તેનાં અસાધારણ દુબળાં શરીરને લીધે તે હતો તેનાં કરતાં વધુ ઉંચાઈમાં લાગતો હતો, જયારે તેનાં રૂપેરી રંગનાં બાલોથી તેમજ દરેક વસ્તુનાં ઉંડાણ સુધી પેસતી તેની તેજસ્વી આંખોને લીધે, તે આબેહ સામેનાં ઈનસાનમાં તેના તરફ ભય સાથનું માન, ગંભીરતા, મરયાદા અને ચોક્સ હદનાં અંતરનો ખ્યાલ ઉતપન કરતાં હતાં.

એકવાર ફરીથી જયારે તે પોતાનો લાંબો, સુકો, પાતળો, લાંબા અણી યાલા નખવાળા આમળાનો હાથ ઉંચો કરી પોતાની ભયભીત આંખો રાણા સામે તાંકી બોલ્યો. "વીનાશ કાળે વીપૃત બુદ્ધી !" ત્યારે ત્યાં હાજર રહેલા ચારે ઈનસાનો નાં શરીરની ગતી ગોયા સ્થંભ થઈ, તેઓની નસોમાં દોડતું લોહી બંધ થઈ ગયું!

"હે રાણા! તું હાડ, રૂધીર અને માંસનું મનુશ્ય, આ ક્ષણભંગુર પૃથ વીમાં થોડા વરસનો પરોણો, કોઈપણ પળે મરત્યુનો ભોગ થનાર—બીજાં મનુ શયો ઉપર વૈર લેવા તલપી રહયો છે!" તેણે ઠઠરાવનારા ગંભીર સાદે બોલવા માંડયું, "તો જણાવ મને કે કદાચ તેમાં તું ફતેહમંદ નીવડીશ તે, ભવીશયની તારી વૃધી કે બીજી હસ્તી માટે તું ઈશ્વર સનમુખ ક્યાં ભલ કરમો લઈ જઈશ! તારું આ રોગીશટ અંતકરણ, અને મલીન મન કે બીજું કોઈ? કંગાળ દુષ્ટ! આ જીંદગીના આપનાર પરમાત્માએ તેને બીજા હજારે મનુશયો ઉપર સરદારી આપી મોટો આભાર કર્યો છે, તો તારા તાબાના મનુ શયોનું અહોનીશ ભલું કરવા માટે, તેમને ધરમી, નીતીમાન અને સદગુણી

જીંદગી ગુજારતા બનાવવા માટેજ, ટુંકમાં તેમને લાયક મનુશયો બનાવવા માટેજ, તને તે અનુપમ તક આપી છે. ત્યારે તું, ટુંકી નજરનો મનુશય—તારીજ રઇયતના નીરદોશો ઉપર વૈર લેવા તઇયાર થયો છે? તારી ફરજની મોટી જોખમદારીનું તને કંઇ ભાન છે?...બોલ—જવાબ આપ કે સુલેહને ચાહનાર, અહોનીશ સુરયનારાયણની પુંજા કરનાર, વાયુ, મેઘ અને પાણીને નમન કરનાર, આર્ય રક્તના પારસીઓએ તારૂં એટલું તો શું બગાડયું છે કે તેમનું તું બુરૂં કરવા ખાસ આ એકાંત ટેકરી ઉપર લાગે છેટથી છુપેથી દોડયો આવ્યો છે? વાંક પ્રથમ તારોજ છે કે તેં અત્યાચારો કર્યા, રૈયતને પીંડી, તેમના ઉપર કરના અસાધારણ બોજા નાખી તેમને કચડી નાખ્યા; તો તારા આવા આપખુદ ઘાતકી પગલાં સામે ન્યાય અને નીતીની રીતીએ કુદરતી પારસીઓએ વાંધો ઉઠાવયો, તો તેમાં ખોટું શું કરયું? તારી રૈયતના પતીત થઇ ગયલા હીંદુઓએ, જે હીંમત અને જાહેર જુસ્સો પારસીઓએ બતાવ્યો, તેવો ન બતાવવાની નબળાઇ કરી, તેથી તો તારે હીંદુ તરીકે દલગીર થવું જોઇએ કે તેઓ જુસ્સા રહીત બાયલા બન્યા છે—, તેમજાં વળી ખુશી પણ થવું જોઇએ કે તારી રઇયતનો એક ભાગ પારસીઓ સાચો જુસ્સો ધરાવનાર છે......વારૂં—પેલા નીરદોષ સાહુકાર માણેકચંદે તારૂં શું બગાડયું હતું કે તેને તેના આખા કુટુંબ સહીત સમુળગો નાશ કરવા તેં કાવતરૂં રચ્યું છે? તે સાહુકારે તો ઉલટી તને વખતસર નાણાંની ગાઢી મદદ આપી મોટી નામોશીમાંથી બચાવી લીધો, તો તેના બદલા તરીકે તું તેનું તેમજ તેના વહાલાઓના કરપીણ ખુનો કરાવવા તતપર બન્યો છે?........બસ—" મન સાથ હાય મારી બોલતો હોય તેમ ધીમા નીરાશીભરયા ગમગીન સાદે આસમાન તરફ નેમાહ ફેંકી તે સાધુ બોલ્યો: "મનુશયને સત્ય, દયા અને ધર્મ નીતીને સમારગે ચલાવવા છેક પ્રાચીન કાળથીજ મહાત્માઓ અને રૂશીઓ અથાગ પ્રયતનો કરી ગયા હતા, તેમજ તે પ્રયતન હજી પણ ચાલુ છે, છતાં—અફસોસ કે આજ પણ જોવું છું કે મનુશયોને ઇશ્વરના સીધા મારગે જવા કરતાં નરક તરફ જવાના મારગનું ભારે ખેંચાણ થાય છે, ઓ પરમાતમા! મનુશયો ઉપરનો આ કલંક ધોવા મને વધુ જોશથી કોશેશ કરવા વધુ આતમીક શક્તી, ધઇર્ય, અને હીમત આપ!" આટલું બબડી રહી એકવાર ફરીથી તેણે, સામેના ઇનશાનના ઝુમરમાં આરપાર પસાર થતી આંખયો રાણા ઉપર ટાંકી તે જુસ્સાથી બખાળયો:—

"ગરવિષ્ટ, પાપી અને દેખઇતી આંખે આંધળા,—રામ અને રાવણ, પાંડવ

અને કોરવ જેવા 'મહાભારત ચક્રવતી રાજપતીઓ ક્યાંય ધુળમાં રગડો ળાઇ આ પૃથ્વી છોડી ચાલ્યા ગયા છે, તો તું શું તેઓ આગળ ખીશાદમાં છે? તેઓ જે કાંઇ ભલાઇ અને મહાભારત કરમો કરી ગયાં તે પાછળ બોલાતાં રહી ગયાં છે, બાકી રાજ્યખી રેહ્યા નથી કે તેઓની સત્તા પણ ટકી નથી."

ત્યાર પછી તેણે ડોળા કહાડી મુલચંદ તેમજ જયપાલ તરફ ફરી તરારો કર્યો. "પરતંત્ર પાપીઓ! તમારૂં અંતકરણ કયાં મુકી આવ્યા છો કે આ દુષ્ટ ચંડાળના કુકરમોમાં ભાગ આપી તમારો આતમા વેચવા તૈયાર થયા છો? ખુશામત કરી પૈસો ભેગો કરી કોણે જીવી શાંતીથી ખાધું છે, કે જીવી ખાવાની આશા પણ તમે રાખો છો?"

વધુવાર ગણાથી તાણા ટપલા ખમાયા નહી અને તેનો પીત્તો ઉછળી આવ્યો.

"હે ભામટા ધુતારા વૈરાગી!" તામસી મીજાજનો રાણો ઉશકેરાટથી ધ્રુજતાં પોકારી ઉઠયો; "તારા જેવા ઢોંગી ધુતારા ઠગો, ભોળા અભણ લોકને મોઢેથી ડાહી ડાહી વાતો કહી ઘણું ધુતાવી ગયા છે, અને તું પણ તેવો નીચ ઢોંગી બની, પહેલાં તો પાસેની ઝાડીમા છુપાઇ જાસુસી કરી છે; અને હવે ખોટી શીખામણ આપી ઢોંગ કરે છે. મારે તને સખત શીક્ષા કરવીજ જોઇએ. જયપાલ! બાંધ આ ધુતારાનાં હાથ-પગ એકદમ, અને આ સામેની ભયભીત ખીણમાં ગબડાવી નાંખો કે પૃથ્વી ઉપરથી એક ધુતારો ઓછો થાય."

"હેં! હેં!! શ્ખીખોર ગરાશીયા! ભટ પડજો તારી ઉપર કે મારા પ્રમ, ણીક બોલવાની તારા પાપોથી જડ બનેલા મન ઉપર કંઇજ અસર થઇ નથી." તે સાધુ ગુસ્સાથી બોલી ઉઠયો. "સમજ-તારી પાપી મસલત સાંભળવા મેં જાસુસી કરીજ નથી. હું તેવા નીચ કરમને બહુ ધીક્કારીશ. આ પાસેની ઝાડી મારૂં વરસો ઉપરનું રહેઠાણ છે. મારી રોજીંદી તપ અને ચીનતંન વેળા આજે તારૂં આવવાથી ભારે ખલલ પડી છે. તારો ગલીચ અવાજ મારી મરજી ઉપરાંત મારી તપ ખલાસ થતાંજ મારા કર્ણને અડકયો છે, જેમાં મારો કશો કસુર શા કહેવાય. આ ખુલાસો કરૂં છું તે ઉપરથી એમ ન સમજીશ કે તારી ક્રુર શીક્ષાથી બચવા માટેજ છે. તારી કોઇ પણ શીક્ષા તરફ હું ફકત મુંગો તીરસકાર બતાવીશ!"

"જયપાલ-પૃથુ! મારા હુકમ ઉપર તરતજ અમલ કરો!" રાણાએ તપી જઇ પાછો તતારો પાડયો.

ળા તે પવીત્ર નબળી દેહવાળા તપસ્વી ઉપર બે બળીષ્ટ ગરાસ્યા

ઓ તુટી પડયા. તે સાધુએ ધીમું ભેદી તીરસ્કારેતું હસ્તાં, ઉલટું તે બે જણાને પોતાના હાથ પગ મજબુત સીકરવા સવળતા કરી આપી! જયારે તેને બરાબર બાંધી રહ્યા, તયારે તે આબેદે શીખામણ આપતી ઢપે રાણાને કહ્યું:—

"હે જગમાયામાં વશ થયલા ભોગી! હજી બી ચેત અને સત્યનો સીધો માર્ગ ગ્રહણ કર, કારણ:—

(રાગણી—ભૈરવી)

"કાયા માયા ફર્યા કરે તું—માયા રહીસમ મોર,
કુદી કુદી રોય ચરણ પર, બનશે જગનો ચોર.
રંગ-રાગનાં ભોગ તજી કર, યોગ ભોગનો જોગ,
ફુલ તણા ફણુગા ફુટશે, ધ્યાન ધણીસે જોડ." (હરમીસ.)

અંત:કરણનાં સાચ્યા ઉદગારોથી લલકારેલા તે ગંભીર ચેતવણીરૂપી શબ્દોની ધ્વનીઓએ તે એકાંત ડુંગરના ખુણે ખુણામાં પસરી જઇ વળતા પડધા બરપા કર્યા, જેથી કોઇ અણુદીઠ ધાસ્તીથી જડ બની જઇ જયપાલ અને પૃથુ પુતળાં મીશાલ ઉભા રહી મનની દામાદોલ સ્થીતીમાં ઉભા, જયારે મુલચંદ તો શરમીદગી અને મનની વેદનાથી ધ્રુજી બેફ્રામ જેવો બની જમીન ઉપર ફસડાઇ પડયો. ખુદ સંગદીલ બુરો રાણો પણ થોડીક પળ કોઇ મીનોઇ શકતીનાં કાબુમા આવી જઇ વીચારવંત બની ઉભો. ફકત થોડીજં પળ આવી સ્થીતીમા તે ઉભો કે વળી પાછી તેનાં ઉપર કાબુ ધરાવતી બુરી શયતાન્યત શકતી ફાવી નીકળી, જેથી તુચ્છકાર અને તુંડાઇથી તેણે પોકાર કર્યો.

મુર્ખાઓ, મુંઢ જેવા ઉભા છો શું ? આ જાદુગર ધુતારાને એકદમ સ્વધામ પહોંચાડો!"

તરતજ તાબેદારીની તાલીમ પામેલા પૃથુ અને જયપાલ ચાવી આપેલા પુતળા મીસાલ તે સાધુને પકડી ખીણમાં હોમાવા જાય, તેટલા તેના હાથો મજબુત સીકડયા હતા, છતાં પાતળા સુતરથી તે બાંધ્યા હોય તેમ એક ઝટાકે આશાનીથી તે જાડા બંદ તોડી નાંખી, તેણે તીરસ્કારથી અકેક હાથે અકેક ગરાસ્યાને ધીમી અછાટ મારી કે તેઓ અસાધારણ જોશથી જમીન ઉપર પટકાઇ પડયા! આવા દેખઇતા નબળા શરીરનાં પુરૂશે બે જોરાવર ગરાસ્યાને એકી વેળા પછાડી નાંખ્યા એ એક ચમત્કારજ હતો.

"ખીણમાં આંચકો મારી નાંખવાની તમુને કંઇજ ગરજ નથી. હું તારી ઇચ્છા નુસાર અહીંથી ખીણમાં કુદીશ." તે સાધુ ટેકરીની કીનારીએ જતા દેખઇતી બેદ

ત્કારીથી બોલ્યો. તે ચારે જણા બેહદ અજાયબીથી તેની દરેક હીલચાલ તપા સતા ચુપચુપ ઉભા. તેના દબદબા ભર્યા ચેહેરા ઉપર એકાએક બેહદ દલગીરીનો છાપ પ્રગટ થયો જે સાથ તે આબેદ રાણા તરફ મોઢું ફેરવી બોલ્યો:

"આડે માર્ગે ઉતરેલા ભુલા પડેલા મનુષ્ય! મેં ઇશ્વરના નીમીત સત્યનો માર્ગ પકડયો છે, એટલે જુઠું બોલવું કે દુષ્ટ કરમો કરવાં મારેથી બનેજ નહી, માટે હું તને છેલ્લીવાર કરગરીને અરજ કરૂં છું કે છળ-કપટ, ઇંદ્રીય વીલાસ અને દુરાચરણ છોડી સત્ય અને નીતીમાંન માર્ગ ગ્રહણ કર; એક રાજકર્તા તરી કેની તારી ફરજની ગંભીરતા સમજ-નહી તો યાદ રાખ કે તારી દુષ્ટ કરણીનાં પરીણામ તારૂં મૃત્યું આજથી બે માસ અંદર આવશે-, તું જેનો નાશ કરવા જશે તેજ મનુષ્ય તારો નાશ કરશે, જેટલુ બુરૂં તું કરવા જશે તેથી બમણું નુકશાન તને થશે. ઇશ્વરની ગતી ન્યારીજ છે-કુદરતનો ન્યાય, રંક અને રાયને સર ખોજ મળે છે; તું હાલ ઉંચ આશાન ઉપર બેઠો છે તે એકદમ ધુળમાં રંગ દોળાશે; રંગ મેહેલમાં વૈભવ ભોગવવાને બદલે સ્મશાનની અગ્નીમાં બળશે!"

જોરાવર શબ્દોમાં બોલાયલા આગાહી ભર્યા વચનો બોલી તં આબેદે યાહોમ ઉંડી ખીણમાં ભુસ્કો માર્યો, કે સરવે તે જોતાં ઉભા તો જણાયું કે પડતા સહીતજ તે ગેબ થઇ ગયો.!

તેઓ ચકીત બની એકેકનું મોઢું ટીકતા થોડી પળ ઉભા રહ્યા. તે ચમ ત્કારીક સાધુની છેલ્લી અગમચેતીનાં શબ્દોથી રાણા ઉપર ગંભીર ઉંડી અસર થઇ હતી, જે તેનાં ફીકકા, દબાયલા ચેહેરા, થર થર ધ્રુજતા હાથ અને હોઠ ઉપરથી ખુલ્લી માલુમ પડી આવતી હતી. જયારે મુલચંદ વાણુયાના અત્યાર આગા ઉનાં પટેલાઇ કરવાનાં ખુશ સ્વપ્ના ઉડી જઇ તેની જગ્યે મસાણુકાઠું દીસવા માડ યું, જેથી આખરે તે મનની વેદનાથી અકળાઇ જઇ રાણા સામે બે હાથે આ જીજી કરતા કહેવા લાગો:-

"દયાળુ મહારાણાજી, આપે માથે ઉઠાવવા ધારેલા બે સાહસો હાલનાં સ જોગો હેઠળ સદંતર છોડી દેવા જોઇએ, નહીતર આપણા પ્રાણુની ખચીત હાણી થશે, તો પછી મારા જેવા લાચારની શી દશા થશે? પેલા સત્યવાન સાધુની આગાહીથી મારા ગાત્રે ગાત્ર ઢીલા થઇ ગયાં છે; માટે બાપજી—મને તો ક્ષમા કરજો."

"હીચકારા પતીત વાણ્યા? તું શું બકે છે? એક શુરવીર ગરાસ્યાએ માંથે ઉઠાવેલું કયું સાહસકર્મ, તેણે જયારે ધાસ્તી ઉભી થઇ હોય, તે વેળા છોડી

દીધું હોય ? ચંડાળ નીમકહરામ ! તું શું મહેનત અને જોખમ ખેડવા વગ, મારી પાસેથી મોટા બદલાની આશા રાખતો હતો ?" રાણાએ ગુસ્સા અને દમામથી જવાબ દીધો અને જયપાલ તરફ સવાલ કરતી ઢપે જોયું, જો કે તેનાં અંતઃકરણમાં તો તે મુલચંદનાં બોલવાની સચ્ચાઇ તદન કબુલ કરતો હતો!

તરતજ ખુશામતીયા જયપાલે પોતાનાં રાણાને મસ્કો લગાડવોજ જોઇએ એમ માની લઇ ઉમેર્યું.-

"ધન્ય છે આપ પાલનહાર શુરવીર રાણાજીની હીંમત અને ખડક મીસાલ દ્રઢ ઠરાવ ઉપર! એક વીર ગરાસ્યો પોતાની કીર્તી અને હીંમત મુશકેલ સંજોગો હેઠળ પણ કેમ જાળવી શકે છે, અને કેવા મહાન ભોગો પણ આપી ટેકવી રાખે છે, તે આ બાયલા બામણાને ક્યાંથી ખબર હોય ?"

"વાજબી બોલ્યો, મારા બહાદુર જયપાલ." રાણાએ શાબાશી આપી.

---

## પ્રકરણ ૨૫ મું.

## "ગેબી ચેતવણી."

એક વેળાનું વેપાર-વણજ, અને હુન્નર ઉદયોગથી હલમલી રહેલું અંકલેશ્વર શહેર ક્યાં, અને આજનું ઝુંકડું નાનું અંકલેશ્વર ગામ ક્યાં ? ચઢતી પડતીનો અચળ કાયદો, આ પૃથ્વી ઉપર ઠારેઠાર નજરે પડતાં ખંડીયેરો જોતાં તેમજ ગાઢ જંગલોમા ઉગી નીકળતાં શહેરો નીહાળતાં, અમલમાં મેલાયલો નજરે પડે છે.

સહવારના પોહોર ફાટી ઝઝરકલું થયું હતું તે વેળા અંકલેશ્વરનો ધનાઢ્ય શાહુકાર માણેકચંદ, પોતાની ફરજયાત પુંજા પાત્રી કરી તરતનોજ પરવારી પોતાનાં આલીશાન મહેલ જેવાં મકાનનાં દીવાનખાનામાં સંતોષી મનથી બેસી પરવરદીગારની અપાર શક્તી અને કુલ પેદાયશની ખુબીઓનું મનમાં તોલ કાઢતો તેમજ નીરદોષ પંખીઓનાં કલાહોલ સાંભળતો એકલો બેઠો હતો, જે વેળા તેની ભારે અજાયબી વચ્ચે એક દબદબાભરયા દેખાવનાં બુઝોર્ગ સાધુને ઓરડામાં દાખલ થઇ સીધો તેની તરફ આવતો જોઇ, તે પોતાના ડાહયા ખ્યા

લોમાંથી ઝબકી ઝડપથી ઉભો થયો, અને બેહદ તાબેદારી, નમનતાઇ અને માનથી તેના પગે પડયો. તે સાધુએ માયાથી પોતાની ચશમો તેના ઉપર નાંખી અને તેનાં માથાં ઉપર હાથ મુકી આશીશ દીધા, અને ચરણેથી ઉઠવા ફરમાવયું. માણેકચંદ ઉભો થયો અને શીર નમાવી બે હાથ જોડી તેની શું ઇચ્છા હતી તે જાણવા આતુર ઉભો.

"પુત્ર તું સુખી તો છેની ?"

"મહારાજ—હું સુખી, સંતોષી અને નીરોગી છું; અને આગળ હતો તેનાં કરતાં છેલ્લું એક વર્ષ થયું મને વધુ સંતોષી થવાનું અને પરમાત્માનો વધુ પાડ માનવાનું કારણ મળયું છે. થોડા થોડા કલાકોનાં અંતરમાં બેવાર મારી જીંદગી ફકત તેની કૃપાથીજ બચી ગઇ હતી અને તેથીજ હું જીવતો રહી આનંદમાં કાળ કાઢું છું."

"પુત્ર, હું ખુશી છું કે તારા કરતાં વધુ પઇસો ટકો અને ઉંચ સ્થીતીના મનુષ્યો છે તેઓ માફક તું અહોનીશ, અસંતોષી, લોભી, દલીંદ્ર, રોગી અને દવેષભાવીક નથી. તારે તો અહોનીશ એક વાત યાદ રાખવી જોઇએ કે આ માયાથી ભરપુર પૃથ્વી ઉપર સત્યને માર્ગ ચાલનાર સંતોષી મનુષ્યો ઉપર દુષ્ટ મનુષ્યો જાણે વીપત્તીના વરષાદ લાવે છે, અને તેઓને બહુ હેરાન અને દુઃખી કરે છે; અને જો તારી ઉપર પણ તેમ દુઃખ આવે તો તારે ગભરાવું ન જોઇએ."

"સાધુબાવા, આવો અનુભવ તો મને મલી ચુકો છે. અને પરમાત્મા મારી ઉપર કૃપાળું દૃષ્ઠીથી જુએ છે એજ મારી સાચી માન્યતા છે."

"ઠીક સુપુત્ર, તારી આવી મનની દ્રઢ સ્થીતી છે, તેથી મારે તને વખત સર ખુલ્લી રીતે ચેતાવી રાખવો જોઇએ. માણેકચંદ સાહુકાર !—તારે આજ કાલમાં "ભીમા ભીલ"થી ખુબ સંભાળવાનું છે !"

"ભીમા ભીલથી ? !" માણેકચંદે એકાએક ધાસ્તીથી હેબતાઇ ફીકકો પડી જઇ ધ્રુજતા સાદે પડઘા કર્યો. "પેલા કરપીણુ ખુની "ભીમા ભીલ" અંકલેશ્વરમાં ? સેંકડો ધાડ, લુટ, આગ અને ખુનો કરનાર મનુષ્યના રૂપમાં દઇત્ય અહીં આવનાર છે ?"

"હા, બહુ જલદીથી તે જંગલી હેવાન અંકલેશ્વરમાં ખાસ પરવાનગીથી અને ચોકકસ શખસોનાં આંખમીચામણાંથી આવશે."

"પરવાનગીથી—! કોણુની ?"

"પરવાનગી આપવાની જેને સત્તા હોય તેની."

"બસ-મહાત્માજી, હું સઘળું સમજી ગયો છું." બેહદ દુઃખી દબાયલા સાદે અને ફીક્કા ચેહેરે માણેકચંદે જવાબ દીધો." જેવી ઇશ્વરની ઇચ્છા, મારે તો ખમવાનું છે."

તે પહરેઝગારે માણેકચંદનો નીરાશ ચહેરો જોયો, જેથી તેનાં જીગરમાં બહુ લાગી આવ્યું.

"ગભરાઇશ નહી, પુત્ર. પરમાત્મા ઉપર વીશ્વાસ અને શ્રધા રાખી તારી સઘળી તૈયારીમાં હીંમતથી ઉભો રહે. મન શાંત રાખ અને છુપી ગોઠવણ રાખી, ચુપચુપ તારૂં રાખેતાનું કામ કર." તે સાધુ તેની પીઠ ઉપર માયાથી હાથ ફેરવી દીલાસાભર્યા અવાજે બોલ્યો.

"પણ, સાધુબાવા;-આવો કરપીણ ખુની લુટારો અને તેની ભયંકર ટોળી સામે થવા હું છુપી તૈયારી કયમ રાખીશ? મને કસબાના કોટવાલ તરફથી કાયદા પુરવક મદદ અને આશરો મળવાં જોઇએ, ત્યાંથી તો મારા વેરી બનેલા રાણા તરફથી મળવાની આશા રહીજ નથી."

"તું ગભરાઇ ગયો છે-તારૂં મગજ બેબાકળું બન્યું છે, તેથી તને સુઝ પડતું નથી. હું સુચના કરૂં છું કે જો મદદ અંકલેશ્વરથી મળી શકતી નથી તો બાહેરથી મેળવ. પણ તે કામ સંભાળથી બહુ છુપું કરજે, નહીતર દુશ્મન આજ કાલ હુમલો ન કરતાં બીજી વેળા વધુ મોટા પાયા ઉપર છુપી તૈયારી કરશે અને એકાએક છાપો મારશે." તે આબેદે ભરમમા વધુ સમજ આપી.

"આહ! મને યાદ આવી. મારી બબે વાર જીંદગી બચાવનારા ભલા બહાદુર પારસીઓની હું તાતકાલીક મદદ મેળવવા કોશેશ કરીશ, અને મારી ખાત્રી છે કે તેઓ આ વેળા પણ મારા કુટુંબને અને મને બચાવી લેશે." માણેકચંદે એકાએક ઉલટમાં આવી વીચાર દર્શાવ્યા. અને તે સાધુ શંતોષથી ધીમું હસ્યો.

"મહાતમાજી", તે બેહદ હેશાનથી દબાઇ એક વાર ફરીથી તે પરેઝગારનાં પગે પડતા અને તેને માનથી પકડતાં ગળગળતા અવાજે બોલી ઉઠયો; "આપે આ ગરીબ હવેલીમા પધારી મારા મકાનને પાવન કર્યું છે, તેમજ વખતસર કીંમતી ચેતવણી આપી ગોયા મારી તેમજ મારા વ્હાલા કુટુંબની જીંદગી બચાવી છે, તે બેહદ, ન ભુલાય તેવા આભારનો હું કેમ પાડ વાળીશ?"

"પુત્ર, તારા જેવા સત્યને મારગે અહોનીશ ચાલનાર ભલા મનુષ્યને દુષ્ટોનાં સપાટામાથી બચાવવાની તો મારી ખાસ ફરજ હતી, અને ચોકસ

સંજોગ હેઠળ મારા અંતરકરણનાં અવાજને અનુસરી, મેં તે બજાવી છે, તેમાં તારા ઉપર આભાર કરવા જેવું કશુંજ કર્યું નથી. સુખી રહેજે! શાન્તી! શાન્તી!! શાન્તી!!!" આટલું બોલી તે પવીત્ર પુરૂષ એકાએક આલોપ થઇ ગયો, અને માણેકચંદ અજાયબીથી ચકીત થઈ ઉભોજ રહયો.

એક પળ તેણે માન્યું કે તેણે સ્વપનો જોયો હતો; પણ નહી– તે ખ્યાલ તેણે ઝડપથી ખંખેરી નાખ્યો કે રખેન તેનાં વીચાર જે તાતકાલીક પગલા ભરવાનાં હતા, તે સ્વપનો હતો એમ મનમાં આવી તેને બેદરકાર બનાવી દેય.

તોપણ તેણે તે ચમત્કારીક સાધુ વીષે ખબર કાઢવા કોશેશ કરી. તે સીધો બહારનાં દરવાજે ઓસ્તવારીથી ચોકી કરતા વફાદાર જાફર (એક વેળાનો ઠગ) આગળ ગયો, અને કોઇ બુઝોરગ સાધુ અંદર આવ્યો હતો કે કરી પુછયું. જાફરે ભારે અજાયબીથી કોઈ પણ મનુષ્ય ત્યાંથી પસાર થયુંજ ન હતું એમ જણાવ્યું ?

તે જાફરને અંદર તેડી લાવ્યો, અને ધીમા શાત મનથી તેણે વરીયાવનાં ખુરશેદ ઉપર એક તાકીદનો માયાકુલ સંદેસો લઈ જવા તૈયારી કરવા કહ્યું. જાફર તૈયારી કરવા ગયો કે તેણે કલમ અને કાગળ લીધાં, અને ટુંકમાં ભરમમાં લખ્યું કે તેની તેમજ તેના કુટુંબ ઉપર તે દીવસે રાતનાં એક ભયભીત આફત પડનાર હતી, માટે તરતજ છુપા પોશાકમા તેણે બીજા ૧૨ બાહાદુરજવાનો સાથ અંકલેશ્વર દોડી આવવું, અને સામટા તેઓ તેનાં ઘરમાં દાખલ ન થતા અકેક બબે છુટા છુટા દાખલ થવું. તેમજ તેઓનાં નીકળવાનો કોઇને વરીયાવમાં જરા પણ સંસારો ન પાડવો. કામ નાજુકાઈ અને પુર સંભાળથી બજાવવા ખાસ અરજ કરી હતી.

વળી જાફરને પણ કહેવામા આવ્યું કે તેની હીલચાલ ઉપર જાસુસી થશે, માટે વરીયાવ જવા માટે શેહરમાંથી ઉલટાજ દરવાજેથી બાહેર જવું. જમાને ખાધેલ જાફરને શું પુછવું પડે? જેણે જંગલમાંજ સાહસ કર્મો કરેલાં તેના મનથી આ તો એક મજાહ હતી. તેજી ઘોડા ઉપર સ્વાર થયલો જાફર પવન વેગે વરીયાવ પુગો અને સંદેસો ખુરશેદના હાથમાં પુગાડયો. તેણે તે ભારે ઉશકેરાટ અને લાગણીથી વાંચ્યો અને જાફરને વધુ ખુલાસો પુછયો. માણેકચંદે જાફરને ફકત એટલુંજ કહ્યું હતું કે તેનાં ઘર ઉપર રાતે ધાડ પડનાર હતી તે તેણે ખુરશેદને કહેવું. ખુરશેદે તરતજ પોતાની પરણેતરને ભલા માણેકચંદ ઉપર આફત પડનાર હતી તે કહ્યું, જે સાંભળી જંગી જરે ખુરશેદ સાથ અંકલેશ્વર જઇ તે ખયેરખ્વાહ ભલુ ઇચ્છનાર શાહુકારની

મુશીબતમાં મદદ કરવા ઇચ્છા દર્શાવી. ખુરશેદે તેણીને જોખમમાં લઇ જવા એક પળ આનાકાની કરી, પણ બાહોશ જુસ્સાવાળી જરે તેને માણેકચંદના છૈયાં-છોકરાંઓને તેણીની રાહબરીની કેટલી જરૂર હતી તે અસરકારક રીતે સમજાવ્યું, અને એક તાબેદાર મોહોરદાર તરીકે તેણીને સાથે લઇ જવા ઓજરખાહીથી ફરી અરજ કરી, જે ખુરશેદે ભારે મગરૂરીથી બહાલ રાખી.

ખુરશેદ સીધો સોહોરાબને મળ્યો અને ટુંકમાં સર્વ વીગત કહી. આવી રીતે બહુજ ટુંક સમયમા ડઝનેક મજબુત બાંધાનાં અને સાહસીક ખવાસનાં પારસી જવાનો કંઇ કંઇ બહાણે વરીયાવની બાહેર નીકળી જઇ, ચોકકસ જગ્યે ભેગા મળી અંકલેશ્વર તરફ ઝડપથી કુચ કરી ગયા. અંકલેશ્વરથી થોડા માઇલ દુર એક નદીને કીનારેનાં જંગલમાં તેઓ થોભી ગયા. જયાં માણેકચંદે વાણ્યા વેપારી, સુથાર, લુહાર, કણબી, ગુમાસ્તા વગેરે ધંધાદારીઓ પહેરે તેવા કપડાં જાફર સોડે મોકલી આપ્યા, જે પારસીઓએ બદલી લીધાં અને બબેની ટોળકીમાં કોઇ ઉત્તર, તો કોઇ પશ્ચીમ વગેરે દરવાજેથી શહેરમાં દાખલ થઇ માણેકચંદની હવેલી તરફ ગયા. થોડી થોડી વારનાં અંતરે દર વાન બનેલા જાફરે પાછળે કે આગલે દરવાજેથી તેઓને મકાનમાં ગુપચુપ દાખલ કર્યા, જયા આભારના હર્ષ અને બેહદ હેશાનનાં આંસુંથી માણેકચંદ તેમજ તેનું કુટુંબ સરવને ભેટયું, અને પોતાના ઉપર શું આફત આવનાર હતી તેનો વીગતવાર હેવાલ જણાવ્યો.

બબાદા તે રાત્રે ભીલો ધાડ પાડે તો તેઓ સામે ફતેહમંદીથી કેમ બચાવ કરવો તેની તદબીર તરતજ નકકી કરવામાં આવી. ખુલ્લું હતું કે ધાડ પાડનારાઓની મુખ્ય મતલબ તો માણેકચંદ ને ઠાર મારવાની હોય, અને બીજી ઓછી અગત્યની પણ તેઓની નજરે સૌથી જરૂરની તો તેની મબલખ દોલત લુંટવાની હોય. એટલે જો માણેકચંદને કોઠે સલામત રાખ્યો હોય તો પછી લુટારાઓની મુળ નેક તો ફાવેજ નહીં. અને રાણો એકવાર ફરીથી પોતાની બુરી ઇચ્છામાં નીરાશ બને. આવો વીચાર કરી તેઓ એ એવું ઠેરાવ્યું કે માણેકચંદે, ધાસ્તી વખતે પોતાના કુટુંબ સહીત અનાજનાં ભંડારવાળા ભોંયરાંમાં આશરો લેવો, તેમજ કીમતી ઓઅરયાંઓ અને વસ્તુ ઓ પણ ત્યાંજ સંતાડવી. તેના જાન ખાતર બહાદુર અને ઉદાર ખવાસનાં પારસીઓ ખુદ પોતાની જીંદગી જોખમમાં નાખે, એ ખ્યાલ ભલા અને ઇન્સાફી ખવાસનાં માણેકચંદને બેહદ ધાતકી અને નગુણાપણા જેવા લાગ્યો, તેથી તેણે હીંમતથી તેનાં કુંટુંબને ખાતર પારસીઓ સાથેજ રહી ઝપાઝપીમાં ભાગ

લેવા પોતાનો ઠરાવ જાહેર કર્યો, પણ ખુરશેદ અને સર્વ જરથોસ્તીઓનાં દ્રઢ ખવાસ આગળ તે નાચાર થયો. તેઓ કદીબી તેની જીંદગી જોખમમાં નાંખી દુશમનની ચઢતી કરવા કબુલ થયાજ નહીં.

ઘટતી ગોઠવણ કરી ખુરશેદ અને જાફર વધુ બાતમી મેળવવાનાં ઇરાદાથી શહેરમાં ફરવા નીકળ્યા. ખુરશેદે એક મજુરનો વેશ ધારણ કર્યો, જયારે જાફરે એક ગરાસ્યાનો પોષાક પહેડયો હતો.

તેઓએ એકેકથી છુટા પડી શહેરની પોલીસની વડી ચોકી તરફનો રસ્તો ધર્યો. ખુરશેદે એક બાહોશ અને હીંમતવાન યુકતીથી જાફરને બાતમી મેળવવાનો રસ્તો સુચવ્યો હતો, જે કેવી રીતે ફતેહમંદ ઉતારવો તેનો તોડ ચબરાક જાફર પોતાના મગજમાં ઘડતો હતો.

કોટવાલની કચેરીને સામે ખુણે ખુરશેદ થોભી ગયો, જયારે જાફર મજબુતે પગલે કચેરીમાં દાખલ થયો તે હીંમતથી ત્યાં ચોકી કરતા એક ગમાર જેવા દેખાવનાં ચોકીબાન આગળ ગયો અને તૌરથી પુછયું :–

"અહીં મહા પ્રતાપી રાણા દુર્યાનસીંગજી તરફનો કાસદ આવ્યો હતો કે? હું એક અગત્યનો સંદેસો રાણાજી તરફથી લાવ્યો છું."

રાણાજીનું નામ સાંભળી તે ચોકીબાન નમ્યો અને નમનતાઇથી બોલ્યો :-

"હા, કોઇ માનવંત ગરાસીયો આપી ગયો હતો."

"ઠીક, મારે કોટવાલને તરતજ મળવું છે."

કાંઇબી વધુ વાતચીત વગર તે ચોકીબાન બીજાને પોતાની જગ્યે મુકી, તેને લઇ સીધો જે દીવાનખાનામાં કોટવાલ બેઠો હતો ત્યાં લઇ ગયો, અને તે કોણ હતો તે જાહેર કર્યું. જાફર દરબારનાં એક ગુમાબી અમલદારની અદાથી કોટવાલ આગળ ગયો, અને આંખની ઇશારતથી કોટવાલને જણાવ્યું કે હાજર રહેલા સઘળાઓને દુર કરવા.

પાણ–સોપારીના ડુચા મોઢે મારેલા કોટવાલે જાફરનો તૌર જોઇ તેને કોઇ વગવાળો દરબારી માની લઇ તરતજ પોતાના હાથથી ઇશારત કરી, જેથી આખું દીવાનખાનું માણસોથી ખાલી થઇ ગયું.

જાફર પુરતા નેક અને ગંભીરાઇથી નમ્યો અને સવાલ કર્યો કે રાણાજીનો ખાસ સંદેસો મળ્યો હતો કે?

જવાબમાં તરતજ કોટવાલ માનથી બ્યેના,

"મારે તાકીદે જયપાલને મળવુંજ જોઇએ" જાફર પોતા સાથ બોલતો હો ય તેમ ધીમાં સાદે બોલ્યો. "પણ હાલ તે કયા મળે? તેનું ઠેકાણું કોઇને ખબર છે કે?–" જરા થોભી જઇ–"વારૂ, આશા છે કે તેણે સંદેશો બરાબર પુગાડયો હોય, તોપણ તેનો સંદેસો ટુંકમાં પાછો બોલી જાવ કે મારી ખાત્રી થાય કે તે બરોબર તમે સાંભળ્યો હતો."

"સરદારજી" કોટવાલે નમનતાઇથી જવાબ દીધો. "આજ રાત્રીનાં સાહસ કર્મ માટે મારે ભીમા ભીલને દરેક મદદ આપવી, એટલે બને તો મારા ડઝન બે ડઝન છુપા પોષાકમાં વિશ્વાસુ સીપાહીઓ પણ આપવા. તે દુત હાલ ભીમાભીલને ફરી મળવા અંકલેશ્વરથી એક કોશ દુર પુરવમાં જે ગીચ જંગલ છે તેમાંથી પસાર થતા એક નાળાને કાંઠે ગયો છે."

"ઠીક, ત્યારે હું તરતજ ત્યાં જઇશ. પણ જવાં પહેલા મારે એક ખાસ સંદેસો જે રાણાજીએ તમુને કહેવડાવ્યો છે તે કહેવા દેવ. રાણાજીએ પોતાની આગલી ગોઠવણમાં કાંઇક ફેરફાર કરી કહેવડાવ્યું છે કે તમારે તો તદન અણુ જાણ્યા હોય તેમ ચુપચુપ બેસી રહેવું અને કોઇ પણ તમારો સીપાહ ભીમા ભીલ ની ટોળીમા મોકલવો નહી, કારણ કે જો કોઇ પકડાઇ જાય કે કોઇ શહેરીની નજર પડે, તો બધો ભરમ ફુટી જાય અને રાણાજીની કીર્તીને કલંક લાગે."

"આમાં લાંબી નજરથી કામ લીધેલું ડહાપણભરેલું છે ખરૂં. સરદાર જી–રાણાજીનાં હુકમને હું તાબેદારીથી માથે ચઢાવું છું."

"ઠીક છે–રામ રામ!" કરી જાફરે દમામથી જવાબ દીધો, અને આસપાસ તે રથી જોતો ખુશાલ ચોકી છોડી ગયો. બાહેર આતુરતાથી રાહ જોતા ખુરશેદને બધો અહેવાલ કહયો. તેણે સમયસુચકતા વાપરી ભીલોની મદદે કોટવાલનાં સીપાહોને જતા અટકાવવા અકલ વાપરી તેથી ખુરશેદે તેને ભારે શાબાશી આપી.

વખત બહુ થોડો હતો, તેથી તેઓ માણેકચંદનાં મકાને ગયા, જ્યાં તે રા ત્રે ધાડ પડનાર હતી, તેને કેવી શંતોષકારક રીતે મારી હઠાવવી અને બ ને તો પ્રખ્યાત ખુની ભીમા ભીલને સપડાવવાની ગોઠવણ કરવા સરવ મસલ ત કરવા લાગ્યા. હુમલો મકાનનાં વાડાની પાછળથી થાય એવો ખુલ્લો સંભ વ હતો, કારણ તે બાજુ ઝાઝી વસ્તી ન હતી, તેમજ કસ્બાની પાદર પણ ન જીક હતી. ધાડ લાવનારાઓ ઉપર એક સલામત જગ્યે છુપા ઉભા રહી તીર કામઠાથી હુમલો કેમ થાય તેની યુકતીપુર સંભાળથી રચી, અને દરેક જણે ક્યાં ક્યાં છુપાઇ રહી–થોડાઓએ મકાનનાં ઓરડાઓમાં અને થોડાએ

એ બાહેરનાં બાગનાં ઝાડપાણોમાં પોતાની ફરજ બજાવવાની હતી તે નક્કી કર્યું. હીંમતવાન અને બાહોશ જાફરે તો ભીલો આવે તેની સૌથી પહેલી ખબર આપવા, બાગનાં છેડાનાં એક ઝાડ ઉપર ચઢી જઇ સંતાઇ રહી ઘુવડનો અવાજ કરી ચેતવણી આપવા કબુલાત આપી.

આખરે રાત્રીનો ૧૧ નો સુમાર થયો અને સર્વનાં જીગર ઉશ્કેરાટથી જોરમાં ધબકવા લાગ્યાં. માણેકચંદ ગોઠવણ મુજબ ભારે આનાકાનીથી પોતાનાં કુટુંબ સહીત ભોંયરામાં ગયો. ખુરશેદની બહાદુર ધણીયાણી જર, માણેકચંદના ધાસ્તીથી દીગ્રમુઢ થઇ ગયલા કુટુંબી બાનુઓને બહુજ ઉપયોગની થઇ પડી. તેણી બાનુઓને ચાલુ હીંમત પોતાનાં દાખલા ઉપરથી આપતી હતી. તેણી પોતે પણ તરવાર ઢાલ અને ખંજરથી સજ થઇ તેઓનાં બચાવ માટે છેલ્લા લોહીનાં ટીપાં સુધી લડશે, એમ તેઓને ખાત્રી આપી.

છેલ્લીવાર બહાદુર ખુરશેદ અને સોહોરાબ પોતાના જરથોસ્તી બેરાદરોનાં હથીયારો વાપરવા માટે તૈયાર હતા કે અને સર્વ પોત પોતાની જગ્યે હતા કે તે જોવા, તેમજ તેઓનાં જીગરમાં હીંમત અને ઝનુન ફેલાવતા, છેલ્લા રાઉન્ડ મારી પોતાની છુપાવવાની જગ્યે જઇ ભરાયા.

---

## પ્રકરણ ૨૬ મું.

### "પારસીઓ અને ભીલો વચ્ચે જંગ."

તે મહેલ જેવી હવેલીમાં રાબેતા મુજબ સર્વ શાન્ત થઇ ગયું હતું. રાત શાંન્તીથી પોતાના પગલાં બીજા દીવસની સહવાર નજીક ભરતી હતી. બાહેરથી શાન્ત દેખાતી હવેલીમાં લડવા તૈયાર રહેલા જરથોસ્તી જવાંમર્દો તીવ્ર કાનં કરી દુશમનના આવવાની ચેતવણી સાંભળતા વખત કાઢતા હતા.

કોઇ ઠેકાણે ચોકી કરતા ચોકીબાનનો રાત્રીનાં ૧ વાગતાનો ઘંટ થયો, તે સીવાય બધું ચુપચાપ હતું. એકાએક બાગની પાછળની વાડ તરફ ધીમી હીલચાલ થઇ–તે એટલી ધીમી હતી કે સાધારણ વખતે તો કદાચ કોઇનું ધ્યાન પણ ન ખેંચાય. પણ જયાં સર્વના કાન તૈયારજ રહેલા ત્યાં તો તેનો ભાવાર્થ તરતજ

સમજી જવાયો. થોડી પલમાં કોઠના ઝાડ ઉપરથી ઘુવડનો રડવાનો ગમગીન અવાજ આવ્યો; જે ખબરાક જાફર તરફની ચેતવણી હતી, જેથી સર્વ જરથોસ્તીઓએ પાક યઝદાનનું નામ ઝબાન ઉપર લઇ પોતાના તીર–કામઠા સાબુત કર્યાં, તેમજ મ્યાનમાથી તરવાર અને ખંજરને ઢીલાં કર્યાં.

હવે હીલચાલ અને ખડખડાટ વધુ ખુલ્લાં સમજાયાં. એકાએક એક મસાલ લઇ એક ભીલ હાથમાં મોટો કુહાડો ઘુમાવતો હવેલીનાં પાછલા દરવાજા ઉપર ધસ્યો. તેણે કુહાડાનો ફટકો એટલો તો જોરથી માર્યો કે દરવાજો મોટા કડાકા સહીત તરતજ ફાટી ગયો; પણ તેજ પળે, દરવાજા અંદરથી કોઇએ તરવારથી એવો તો જબુન જરબ તે ભીલ ઉપર માર્યો કે કંઈ ભયભીત કસમો ખાતો તે ભીલ મુરદુ થઇ ત્યાં તુટી પડયો. તેજ વેળા બીજા ૧૮ થી ૨૦ ભીલો કોઇ રાક્ષસી ઉંચાઇનાં કાલી શાહી જેવી ચામડીવાલા ફકત કમરે કપડું વીટાળેલા ભયભીત ભીલની સરદારી હેઠળ ત્યા ધસી આવ્યા. સર્વનાં હાથમાં લાંબા ભાલા, તીર કામઠાં, ઢાલ, અને કમરે તલવાર અને કોઇતાં હતાં. તુટી પડી મરણ પામેલાં ભીલનાં હાથમાંથી જમીન ઉપર પડેલી મસાલની ઝાખી રોશનીમાં, તે લાબા કાલા વાળ અને સીહાં શરીરવાલા ભયંકર ભીલોનો દેખાવ ખચીતજ દેહસત ઉત્પન કરે તેવો દોજખી દેવો જેવો ભયભીત હતો. બીજી તરફ પારસીઓને હુમલો કરવાનો વખત આવ્યો હતો જેથી ગોઠવણ મુજબ ઘંટના ટકોરા પડયા કે તરતજ છુપાયલા જરથોસ્તીઓએ ભીલો ઉપર તીરોનો સખત વરસાદ વરસાવ્યો. ભીલોનો રાક્ષસી અંગનો સરદાર જે પ્રખ્યાત ભયંકર ભીમો ભીલ પોતેજ હતો તે પોતા ઉપર ન ધારેલો વળતો છુપો હુમલો થતો જોઇ ભારે ક્રોધમાં આવી, કુહાડો માંથા ઉપર ઘુમાવતો મકાનમાં અંદર ધસ્યો, અને તેની પાછળ બીજા ભીલો પણ દોડયા.

હવે તે મકાનમાં ભાંજફોડ અને ભયભીત લડાઇનાં ભારે ધાંધાંટ થઇ રહયા. પારસી જવાંમર્દો ખુલ્લી રીતે લડવા બાહેર પડયા, જેથી ઓરડે ઓરડે ભારી લડાઈ ચાલી. ભીમા ભીલે ભારે અચરતી અને ગભરાટ વચ્ચે પારસીઓને ઓળખ્યા; અને તેની ઉમદા બાજી ઉંધી વાંળવા તેઓ એકાએક કયાથી ફુટી નીકળ્યા, તેથી કીનાખોર થઇ તે ગોયા ગાંડો બની જઇ ભયભીત ખાના ખરાબી કરતો હતો. હુમલો લાવનારા ભીલો પારસીઓના ન ધારેલા સામા થવાથી અર્ધા નીરાશ બની ગયા હતા. દરેક બાજુથી ઓછા ભયમાં રહી સલામતીથી લડવાની ગોઠવણુમા તયાર રહેલા પારસીઓએ પોતે થોડા જખમો ખમી કંઇક ભીલોને જીવથી માર્યા. કોઇપણ ઓરડામાં લુટારાઓ લુંટની આ

શામાં દાખલ થતા તો તરતજ અંધારામાં તૈયારજ રહેલો કોઇ પારસી જવાન બાહેર નીકળી આવી, તેને સખત જખમી કરતો યા તો જીવથી મારતો હતો.

જખમીઓનાં લોહીથી જમીન ઠારેઠાર ચીકણી બની ગઇ હતી, તેમજ કાતીલ જખમોથી પીડાતા ભોંયે પડેલા ભીલોના ચીચયારાથી આખું મકાન ધમધમી રહ્યું હતું. ગડબડ એટલી તો હતી કે કોઇનું બોલેલું શંભળાય નહીં; તેમજ ઘણોખરો બધે અંધકાર હોવાથી મામલો બહુજ ગુચવણભર્યો લાગતો હતો. મકાનની બાંધણીથી અણજાણ્યા ભીલો ઘેરાયલા ઉંદર માફક અહીં તહીં દોડતા અને કોઇ પારસીનો ફટકો ખમી જખમી થતા હતા.

જમાને ખાધેલ બદમાશ ભીમા ભીલે આવો મામલો જોઇ, રતન ખરૂં અનુમાન કાઢ્યું કે કોઇ સલામત જગ્યે—એટલે ઘણુંખરૂં ભોંયરામાં—કેઠે નાપાક માણેકચંદ તેમજ તેનું ધન છુપાવવાની સંભાળ રખાઇ હોવી જોઇએ. આ વીચારથી તે લાગ જોઈ એક ઓરડામાં અંધારામાં છુપાઈ બેઠો, અને બહુ સંભાળથી બે હાથ અને બે પગે ચાલતો બે ચાર ઓરડામાં ફરી વળ્યો, અને જ્યાં વધુ શાંત હતું તે ઓરડામાં દાખલ થયો, અને કાન જમીન ઉપર દાબી ધ્યાનથી સાંભળવા લાગ્યો કે તેની ભારે ખુશાલી વચ્ચે, તેણે તે ઓરડા હેઠળ કાંઈ હીલચાલ અને અવાજ સાંભળ્યા. તે હવે એકદમ ઉભો થયો અને તે ઓરડાને ખુણે ખુણે તંતોસ્તો ફર્યો અને જમીન ઉપર હાથ ફેરવતાં એક ગાલીચો જણાયો જેની ઉપર એક પલંગ મુકયો હતો. તેના અનુભવી આંગળાં ઝડપથી તે ગાલીચા ઉપર ફર્યા તો માલમ પડયું કે તેની નીચે ભોંયરામાં જવાનો દરવાજો છુપાવલો હતો! તેણે ઝડપથી પોતાના બળવાન હાથથી તે પલંગ ખસેડયો અને પોતાનો ભયભીત કુહાડો માથા ઉપર ઘુમાવી તે ફાલકાં ઉપર માર્યો, કે ભોંયરાંનાં દરવાજામાં મોટી ફાટ પડી, અને તેજ વેળા ભોંયરામાના માણેકચંદનાં કુટુંબીઓએ ધાસ્તીથી ચીચીયારીઓ પાડી. આ ઉપરથી તો તે કરપીણ લુટારાને વધુ ઝનુન છુટયું, જેથી બીજો ફટકો ઘુમાવયો કે વધુ મોટું ગાબડું બારણામા પડયું, અને ભોંયરાંમાંની બતીની રોશની ઉપર આવી. પોતાની ભયંકર નેમ પાર પાડવાનો વખત નજદીક હતો, તેથી ઉલટમાં આવી કોઈ ભયભીત રીતે બબડી, તેણે બાકોરાં વાટે બારણા અંદર હાથ નાખી અંદરની સાંકળ ઉઘાડવા કોશિશ કરી, પણ તેજ વેળા તેના જોરાવર ગંથાયલા હાથની થોડી આંગળીઓ ઉપર અંદરથી એવો તો સાબુત જરબ પડયો કે તેઓ શરીરના ચામડાં સાથ જરાક વળગેલી રહી ગઈ, અને તેના હાથમાથી લોહીનો ફુંવારો ઉડવા લાગયો, જેથી ભારે દુઃખથી તેણે તે

હાથ ઉપર ખેંચી લીધો. તે કાતીલ ફટકો હીમતવાન બાનું જરે ભોંયર અંદરથી વખતસર મારયો હતો, અને તે બદમાસને બારણું ઉંધાડતા રોકયો. પોતે સખત જખમી થયો હતો તેથી તો વધુ ઉશકેરાઈ તે જાલીમ ભીલે બીજા હાથ કુહાડો ગુમાવી ફાલકા ઉપર જરબ મારયો, પણ તેના કમનસીબે તે ફટકો ધારેલી જગ્યે ન પડયો, નહી તો જરૂરજ તે ધરખમ ફાલકું તરતજ બે કટકા થઈ જતે. હવે તેણે પોતાના લાંબા ભાલાથી અંદર ભરાયલા પોતાના શીકારોનો કચ્ચરઘાણ કહાડવા તે અંદર નાંખી જોરથી આમતેમ ફેરવવા લાગયો. પણ તે ભોંયરૂં કુશાદે હોવાથી અંદરના કમનસીબો અહીંતહીં દોડી પોતાનો બચાવ કરતાં હતાં. આ યુકતીમાં તેને ભારે ખેજાલત લાગી. એકાએક ચીતા માફક ઉછળી ઉશકેરાયલી જરે તે ભાલો વચમાના ભાગમાથી પકડી લઇ સખત આચકો આપયો કે તે ભીલના હાથમાંથી છટકી જઈ ભોંયરામાં પડયો, જે તરતજ ઉપાડી લઈ જર તેજ બાકોરાં વાટે વળતો હુમલો કરવા તઈયાર ઉભી. એક પળમાં ઉપરનું ફાલકું મોટા ધડાકા સહીત ફાટી ગયું, અને ધાસ્તી અને નીરાશાના છેલ્લા પોકારોથી તે ભોંયરૂં ગાજી રહયું. ગુસ્સા અને કીનાથી ગાંડો બનેલો ભીમો ભીલ તેજ વેળા તરવાર ઉધામી અંદર કુદી પડવાની તઇયારી કરતો હતો, તેટલામાં એકાએક મોટી બુમ પાડતો ખુરશેદ તે ઓરડામાં ધસી આવ્યો. આ નવો ભય જોઇ ભીમો ભીલ અંદર કુદી પડવાનું મુકી દઇ, ખુરશેદ સામે ધસી જઈ પોતાની તલવારથી તેને એક સખત ફટકો મારયો, જે ખુરશેદે સમયસુચકતા વાપરી પોતાની ઢાલ ઉપર ઝીલી લીધો, જેથી ઢાલના બે ટુકડા થઇ ગયા અને તરવાર મોટા અવાજ સહીત જમીન ઉપર આફડી! ખુરશેદ જો તે કાતીલ જરબ ન અટકાવને તો તાતકાલ મારયો જતે. પોતાના ફટકાનાં જોશથી તે સમતોલપણું જાળવે તે અગાઉ વીજળી જેવી ઝડપે ખુરશેદે તે બદમાશ ઉપર એક સખત ફટકો મારયો, જે તેણે અસાધારણ ચાલાકીથી બાજુમાં કુદી પડી ચુકાવ્યો, અને ગોયા પાણીમાં બુડકી મારતો હોય તેમ છલાંગ મારી તે ઓરડામાંથી છટકી નાઠો! તેની પુઠે ઉશકેરાયલો ખુરશેદ દોડયો. ભીમો ભીલ નાસભાગ કરતો ઉપરના માલ ઉપર દોડયો. ખુરશેદ ઉપરાંત બીજા પારસીઓ હવે ભીમા ભીલની પુઠે ઉપર દોડયા. તે ભીલ તો વીજળી વેગે દોડતો ગયો અને મારગમાં આવતી દરેક વસ્તુ ભાંગતોડ કરતો ઓરડે ઓરડે યાહોમ દોડવા લાગ્યો. તે દેખઇતો બાહેર નાસવાની જગ્યા શોધતા હતો. આખરે તે એક ઓરડામાં દાખલ થયો જયાં બંધ બારીઓ હતી. તેણે ઓરડામાં દાખલ થતાંજ પોતા પાછળ તેનો દરવાજો ખીલી મારી બંધ કરી નાંખી, પોતાની એકજ મજબુત મુકીથી એક બારી આખી જડમુળથી ઉખેડી મુકી ઉપર ચઢયો,



"ખુરશેદે ઝનુનથી એક ફટકો ઉગામ્યો, જે શીમા શીલે અસાધારણ ચાલાકીથી બાજુમાં કુદી પડી ચુકાવ્યો..........અને ફલાંગ મારી ઓરડામાંથી છટકી નાઠો."

(સફો ૧૪૦.)

અને બાહેરની પાળ ઉપર બીલાડી જેવી ચાલાકીથી દોડવા લાગ્યો. બીજી તરફ બે ત્રણ જરથોસ્તીઓના સામટાં બળથી તે ઓરડાનું બારણું મીજાગરાંમાંથી છુટું થઈ તુટી પડયું કે સર્વ અંદર ધસી ગયા, અને બારીની બાહેર ડીંગાઇ ને જોયું તો તેઓની અચરતી અને વખાણનો પારજ ન રહયો. ભીમો ભીલ પાળ ઉપર દોડતા એક જગ્યે ઉભો રહયો અને તેનાથી ૧૦ ફીટના અંતરે બાગના એક ઝાડની ડાળી હતી, તેનાં ઉપર યાહોમ કુદી પડયો, અને બોલબોલતામાં તે ડાળી પકડી લઇ ચપલ વાંદરાની ઝડપથી ઝાડનાં થડ તરફ સરી પડી અંધારાંમાં ગુમ થઇ ગયો! તેવીજ રીતે બીજા ભીલો પણ બીજવાતા નાશી ગયા, જયારે કેટલાક મુવેલા અહીં તહીં પડયા હતા, અને કેટલાક કાતીલ જખ્મોથી પીડાતા મોટા બરાડા પાડતા પડયા હતા. પારસીઓમાં પણ દરેકને નાના મોટા જખમો થયા હતા, પણ તે કોઇપણ રીતે ધાસ્તીભરયા ન હતા. તેઓના બહુ સલામતીભરી જગ્યેથી લડવાનું તે પરીણામ હતું.

ધાડ પાડવાથી તો આસપાસની વસ્તીમાં ભારે ગભરાટ ફેલાઇ ગયો હતો. તોપણ મદદે આવવાને બદલે પાડોશીઓ ઉલટાં પોતાના કમાડ વધુ સંભાળથી બંધ કરી ધાસ્તીથી ધરૂજતા ઘર અંદર બેઠાં હતાં, એટલે બીચારા માણેકચંદનાં મકાનમાં શું બન્યું હતું તે કોઇને ખબર ન હતું. તેઓ સઘળાઓએ ભારે અફસોસથી અટકળ કરી કે ભલા, ધરમી માણેકચંદ, તેનું કુટુંબ, અને સરવસ્ત તે લુટારાઓથી ફના થતા હતાં.

આખરે સઘળું પાછું શાંત થયું. ગભરાટથી અરધમુવું બનેલું માણેકચંદનું કુટુંબ ભોયરામાંથી બાહેર આવ્યું, અને શું શું બન્યું અને બહાદુર પારસીઓએ ભયંકર ભીલોને કેવી સજા કરી હતી તે જાણી અને નજરે તેના ભોગો જોઇ આફ્રીન કરી. જંગી જરે આ જંગમાં કાંઈ જેવો તેવો ભાગ ભજવ્યો ન હતો. ભયંકર ભીમા ભીલને સખત જખમી કરવાનું માન તેણીને વાજબી રીતે મળ્યું. અને ભોંયરામાં તે ખુનીને દાખલ થતો અટકાવવાની તેણીની ઝેહેમતોનું વરણન માણેકચંદે એટલું તો વખાણના શબ્દોમાં કર્યું, કે દરેક જરથોસ્તીનું જીગર મગરૂરીથી બાગ બાગ થઇ ગયું. માણેકચંદે તેમજ આખા કુટુંબે સર્વ જરથોસ્તી જવાનોનો ભારે આભાર માન્યો, અને આભારમાં ડુબેલા માણેકચંદે દરેક જવાંમરદને ઘરખમ ઇનામ આપવાની ખાહેશ નાજુકાઇથી દરશાવી; પણ દરેક જવાને તે બાબે ભારે ઉપકાર માની કંઇપણ ઇનામ લેવા ના પાડયું. "અમે એક મીત્ર અને ઇનશાન તરીકેની ફરજ બજાવવા શીવાય બીજું કંઇજ કીધું નથી." તેઓ સર્વ બોલી ઉઠયા.

આથી ભલો માણેકચંદ કંઇક દલગીર થયો, પણ ખુરશેદે તેને પારસી ખવાસને માન આપવા અરજ કરી, દલગીર થવા ના કહયું.

ઘા ઉપર પાટાપુટી કરી કંઇક આશાયશ લઇ, ખુરશેદે અને સર્વ જવાનોએ જવાની રજા ચાહી, અને ખુરશેદે માણેકચંદને અરજ કરી કે તેને, પારસીઓએ છેક વરીયાવ સુધીથી આવી મદદ કરી હતી તે કોઇને પણ જણાવવું નહીં, પણ કાને હાથ દઇ કહેવું કે: "શું બની ગયું તે હું જાણતો નથી, કારણ હું તો મારા કુટુંબ સહીત ભોંયરામાં જઇ ભરાયો હતો. એટલે વહેમી લોક માનશે કે કોઈ આકાશી પ્રાણીઓએ તમારો બચાવ કર્યો હશે. વળી પારસીઓની મદદ વીશે જો રાણાને પણ ખબર પડે તો તે પારસીઓ ઉપર વધુ કીનાખોર બની હેરાન કરે, તેમજ તમારી ઉપર પણ કોઇવાર એકાએક બીજો હુમલો કરાવશે." આ ગોઠવણ કબુલ કરી, સર્વ જવાનો માણેકચંદ અને તેના કુટુંબનાં ભારે આશીશ વચે અંધારાનો લાભ લઇ જાફરની મદદથી બબે ત્રણ ત્રણની સંખ્યામાં ગામ બાહેર ઠેરવેલી જગ્યે ગયા, અને ઝપાટામાં સહવારમાં તો વરીયાવ જઇ નવા જુના પણ થઇ ગયા.

સહવાર પડતાંજ આખા કસબામાં ભારે હોહા થઇ ગઇ, એટલે પોલીસ કોટવાલ તદન અણજાણ્યો હોય તેમ પોતાની ફોજ સાથ દોડી આવી ધાધલ કરવા લાગ્યો. તે એમજ માનતો હતો કે સાહુકાર તેમજ તેનું કુટુંબ તો સ્વધાંમ પહોચી ગયું હશે, અને તેની લાખોની દોલતમાંથી તેનો હીસ્સો ગોઠવણ મુજબ બીમો ભીલ આપશે. પણ તેની ખુશાલીને મોટો આંચકો લાગ્યો, કારણ કે માણેકચંદ તો તંદુરસ્ત રીતે હસ્તારમતો ગાલીચા ઉપર અબેટાઇ ખબર પુછવા આવેલાઓ સાથ વાતો કરતો હતો !

બોલબોલતોમાં આખા કસબામાં એવી ખબર ફેલાઇ ગઇ કે રાત્રે ખુની લુટારા બીમા ભીલે મોટી સંખ્યામાં ભીલો લઇ સાહુકાર માણેકચંદનાં મકાન ઉપર ધાડ પાડી હતી, પણ તે સાહુકારનાં સર્વ પુન આડે આવ્યા અને કોઇ તદન અણજાણ્યા મદદગારો કેઠેથી વખતસર નીકળી આવી, લુંટારાઓને સખત માર મારી નસાડયા હતા. ના એટલુંજ નહી પણ વધુ શંતોષ ઉપજાવનાર તો એ બન્યું હતું કે જાલીમ લુંટારો બીમો ભીલ પણ હાથ ઉપર સખત જખમી થઇ નાઠો હતો. તે ભેદી મદદગારો કોણ હશે તે બાબે સર્વ વીચારમાં પડયા, પણ કોઇ બ્રાહમણે ખુલાસો કર્યો કે ખુદ સ્વર્ગમાંથી દેવતાઓ આ પૃથ્વી ઉપર ઉતરી આવી ધરમી અને સખી દાતા માણેકચંદનો બચાવ કર્યો હતો !

તે વેળાનાં ભોળા, વહેમી અને ધરમી વૃત્તીનાં લોકોએ ખુલાસો વગર શકે કબુલ કર્યો, જેથી તેઓમાં ભલા માણેકચંદ માટેનાં સારા મતમાં વધુ ઉમેરો થયો.

પણ દોલતનાં સ્વપ્ના જોઇ ઉઠેલો કોટવાલ આ ખબરથી પુરતો શંતોષ પામ્યો નહી, અને તેણે બહુ બારીકાઇથી તે મદદગારો કોણ હોય તે બાબે માણેકચંદને ઉલટપાલટ સવાલો કર્યા, પણ તે ચતુર સાહુકારે વારંવાર કાને હાથ દઇ કહયું કે:—"લુંટારાઓના ભયંકર અવાજ સાંભળી હું મારા કુટુંબ સહીત ભારે ગભરાટમાં ભોયરાંમાં ભરાઇ ગયો હતો, એટલે ઉપર મકાનમાં શું બન્યું તે મને મુદલ ખબર પડે તેમ ન હતું, તે માટે વધુ ખાતરી કરવી હોય તો મારા ભોંયરાની મુલાકાત લેવી અને કેવી જીવ સટોસટ પળો ત્યાં હમે ગુજારી હતી, તેનો કંઇક ખ્યાલ આપનારી ભાંજફોડ નજરે જોવી. ફકત મારો વફાદાર ચાકર જાફર જે બહાદુરીથી લડનો હતો, તેણે મને ભીલો ગયા પછી બહાર કાહતાં જણાવ્યું કે કોઇ તદન ગ્રાહીત લડવૈયાઓ વખતસર મકાનનાં ઓરડાઓના ખુણામાંથી એકાએક નીકળી આવી તે ભીલો ઉપર સખત હુમલા કર્યા, અને તેઓને નહસાડી પોતે જેમ નજર પડયા હતા તેમ એકાએક ગુમ થઇ ગયા હતા!"

તે વેળાનો જમાનોજ વહેમી હોવાથી આ બનાવમાં ખચીત દેવતાઓનો હાથ હતો એમ ખુદ કોટવાલે પણ માન્યું. આવી રીતે લોકમાં માન્યતા ફેલાઇ તેથી માણેકચંદનાં બાબમાં લાભ થયો, કારણ માણેકચંદ દેવતાઓનાં છાયામાં હતો એમ જાણી કોઇ પણ બુરી નેમવાળો ગભરાઇ જઇ તેને સતાવે નહી

---

## પ્રકરણ ૨૭ મું.

## મધરાતની એક ભયંકર કસોટી.

ઉપલા બનાવની બીજે દીને, એકવાર ફરી ૯ માં પ્રકરણમા વરણવી ગયલા વીધ્યાચલ પરવત ઉપરનાં ભયભીત કાલીમાતાના મંદીરમાં આપણે દોકયું કરીશું.

મધરાતનો તે ભય ઉપજાવનાર સમો હતો. ઠંડી સખત પડતી હતી અને સઘળે ઠેકાણે ભયભીત શાંતી રાજ કરતી હતી, જેમાં કેટલીકવાર જંગલનાં હેવા

નો–વાઘ વરૂ વગેરેનાં બરાડોથી ખલલ પડી તે રાત્રીની ભયંકરતામાં વધારો થતો હતો.

તે વેળા કાલીનાં મંદીરમાં માણુસનો ભોગ આપવાની કમકમાટ ઉપજાવનારી દીલ ધ્રુજાવનાર ક્રીયા શરૂ થઇ હતી. પેલોજ, બ્રાહમણુનાં રૂપમાં શયતાન હેમચંદ શાસ્ત્રી,–જે માતાને ભોગ આપવાનાં બહાણે ઇનશાનોના કરપીણુ ખુનો કરવા, અને જંગલી ભીલો કે દગાબાજ ગલાંફાસુ ઠગો પાસે કરાવવામાં શયતાનયત ખુશાલી અને સંતોશ મેળવતો હતો,–તેનાં કદરૂપા, કરૂર ચેહરા ઉપર જયારે ભોગ આપવાની તઇયારી થાય તયારે જે આનંદ ફેલાતો હતો, તે પણુ આજે જે ભોગ આપનાર હતો તેથી નાચાર અને નારાજ બનેલો દીસ્તો હતો તે ક્રીયામાં ખાસ ભાગ લેવા માટે ૪ હેવાનો જેવા ખવાસનાં, ખુની આંખ્યોવાળા ભીલો ઉભા હતા. જયારે કદાવર ભીમો ભીલ જખમી થયલા હાથ ઉપર પાટા બાંધેલો, અને જખમથી જે દુઃખ થતું હતું, તેથી ગુસ્સાથી દાંત કચકચાવતો નાંગી તરવાર સહીત તે ક્રીયા નજરે જોતો ઉભો હતો. જેમ જેમ તેનાં જખમમાંથી કલતર વધતી જતી હતી અને તેનાં ધાડ પાડતાં મારયા ગયલા સાથીઓ યાદ આવતા તેમજ માર ખાઇ હીનપસ્તીમાં લુટ લેવા વગર નાસી જવું પડયું, એ સઘળું યાદ આવતું ગયું તેમ તેમ ભીમો ભીલ વધુને વધુ ભયંકર બની, ગાલગલોચ કરતો, પોતાના કીના માટે પોકાર કરી તલબગાર અધીરો બનતો હતો. હા—તે વેળા જે માણુસાઇ ભોગ કાલીને અરપણુ થનાર હતો, તે ખુની ભીમા ભીલના કીનાનો ખાસ ભોગ હતો, અને તેથીજ તે પોતાની નજરે નજર તેનો ફેજ જોવા આવયો હતો.

તે કમનસીબ ઇનશાનને અંગોલ કરાવી, ફકત કમરે કપડું રહેવા દીધેલો, ગળામાં જંગલી ફુલોનો હાર પહેરાવેલો, અને કપાળ ઉપર કંકુનો તીલો કરેલો, જોર જુલમથી પેલો ભયંકર ધરમગુરૂ બીજા ભીલોની મદદ સહીત માતાની સુરતી આગળ ઘસડી લાવયો, અને બળીદાન માટે ભણુતરનાં સ્લોકો બબડવા લાગયો. ગોયા તે સ્લોકો બોલી આદમજાતની દુશમન બુરી દરૂજીઓ જે ભુત–પલીદ–પીચાશ દાકણુ છે, તેઓને ઇનશાનના લોહી–માંસ અને હાડકાંની ઉજાણી કરવા મધરાતના ભયંકર વખતે તે આમંત્રણુ કરતો હોય,તેમ હવામાં બુરી લાગણીઓની કંપારી ઉપજાવનાર ઘવર્નઓ ફેલાઇ ગઇ. તયાં હાજર રહેલાં દરેક મનુષયની આંખયો ખુની મીસાલ ચકમકી રહી, તેઓનાં મગજમાં ભયાનક લાગણી ઉતપન થઇ, અને તેઓને લોહીનીજ તરસ લાગી. આદમ જાતની

ઓળખ ફકત તેનાં દયાનાં સદ્દગુણથી કરી શકાય, તે તયાં ભેગા મળેલા ખવીસોમાં સુદલજ જસ્તુતીજ ન હતી.

તે ભોગ હતો કોણ ? કે જેના માટે ખુદ હેમચંદ શાસ્ત્રી દીલસોજી ધરાવતો હતો ? ઝાંખી દીવીમાંથી પડતી રોશનીમાં જોતાં તે ભોગને જોઇ કોઇને પણ અજાયબીનો મજબુત આંચકો લાગે તેમ હતું. તે નીરઆણુ થયલો કાલીનો ભોગ રાણા દુરયાનસીંગનો જમણો હાથે ગણાનો વીશવાસુ "જયપાલ" હતો ! તે આ જયપાલ હતો કે જેણે એક દીવસ આગમજ નીરદોશ ભલા માણેકચંદ અને તેના કુટુંબને કરપીણરીતે ક્રુના કરાવવા ભીમા ભીલને ઉશકેરી અંકલેશવર ચઢાવયો હતો, આ તે જયપાલ હતો કે જેણે બુગ દુરયાનસીંગને ખુશ કરવા વરસો સુધી અનેક બદમાશી, બદફેલી અને ગુનાહ કર્યા હતા, તેજ આ હીચકારો હતો જે જરબાનુ અને નવાઝને જોર જુલમથી ચોરી કરનાર રાણાનો મદદગાર હતો, છેલ્લે તે જયપાલ આ હતો કે જેની ઉપર બુઝોરગ ભલા રાણા જયશીખરીને ઝેર આપી મારી નાંખવાનો મજબુત શક હતો.

પણ તેનો આવો ભયભીત ફેજ શા માટે આવનાર હતો? તેનું જે કારણ હતું તે થોડીવારમાં આપણે જાણીશું. પણ આપણે અહીં વાંજબી રીતે ટીકા કરીશું કે આ બનાવમાં તે દાદગરનો હક ઇનસાફ કેટલીકવાર કેવી વીચીત્ર રીતે અમલમાં મુકાય છે, તેનો સઉથી અસરકારક દાખલો રજુ કરે છે. તેમજ એક બુરા, બદમાશ અને અજ્ઞાન માણસ ઉપર કેટલી હદ સુધી સલામતીથી વીશ્વાસ ગણી શકાય, તેનો બોધ આ બનાવ આપશે.

ભણુંતરનાં શ્લોકો બોલતાં એકાએક તે ધરમગુરૂએ હાથમાં પકડેલાં એક તીક્ષ્ણ હથીયારવડે માતાના ભોગને ગરદન ઉપર એક જખમ કર્યો, કે ધોધમાર લોહી તેમાંથી વહેવા માંડયું, અને તે ભોગે ભયાનક ચીચીયારીઓ પાડી તે એકાંત રાત વધુ દીલધુજાવનાર બનાવી. તેજ વળા લોહીના તરસ્યા બનેલા પુંજારી ભીલોએ મોટા અવાજે-"જે કાલી ! જે અંબે !!" કરી વધુ મોટા ઉદગાર કાઢયા, અને બાજુની ભીંત ઉપર ટાંગેલા મોટાં ઢોલને જોશથી વગાડવા માંડયું, કે જેથી ભોગની મરતી વખતની અપશુકનભરી ચીચીયારી દબાઇ જાય. તે સાથે સાથ સર્વ ભીલો હથીયાર ઉગામી તે ભોગ ઉપર તુટી પડયા અને દયાહીન રીતે તેના શરીરનાં કાપી ટુકડા કરયા ! જરાપણ લાગણી વગર શયતાન હેમચંદે જયપાલનું કાપેલું લોહીથી ઝળઝળતું ધડ, કાલી માતાને ગંભીરાઇ અને ભકતીભાવનાં દેખાવથી અરપણ કર્યું; જયારે લોહી ખોભળામાં લઇ તેણે મુરતી ઉપર છંટકાવ કરયો! ભીમા ભીલે તે દેખાવ ભરેલ

સંતોષથી જોયો. સરવે ભીલોએ ભોગનાં શરીરના એકેક કટકા રાંધી ખાવા માટે લે વાની ખાસ સંભાળ લીધી હતી, કારણ તે તઓનાં ધરમનું ખાસ ફરમાન હતું.

તે દીલ ધ્રુજાવનાર કરપીણ દેખાવનું વધુ વરણન જીગરને દરદમંદ કરી નાખે તેવું કમકમાટભરયું હોવાથી આપણે અહીં તે ઉપર પરદો નાંખીશું.

* * * *

કાલી માતાને રાણાનાં વીશ્વાસુ જયપાલનો ભોગ આપ્યો તે કરપીણ બના વ કયાં સંજોગોને આભારી હતો, તે જાણવું અગતયનું થઇ પડશે.

રાણા સાથની ગોઠવણ મુજબ જયપાલે ભીમા ભીલ પાસે ભલા માણેક ચંદ ઉપર હુમલો કરવા તાગડો રચ્યો. તેજ રાત્રે તે ભીલ ધાડપાડુઓ સાથ છેક અંકલેશ્વર નજીકના એક જંગલ સુધી સાથે આવ્યો કે ધારેલું કાર્ય તેની નજર હેઠળ પાર પડે. તેઓનાં સાહસકર્મોને ફતેહ ઇચ્છી, સર્વ દસ્તાવેજો તેમજ ખજાનો લઈ વખતસર આવવા સલાહ આપી તે તેઓની રાહ જોતો તાપણું કરી એકલો તે જંગલમાં થોભ્યો. ઘોર રાત્રે તે અંધારા બીયાબાનમાં એકલો પડતાજ એકાએક તેનાં જીગરમાં કંઇ અજબ ધા સ્તીના લખલખાં ભરાઈ આવ્યા. તે એક જોરાવર અને બહુ હીંમતવાન સ ખસ હતો. તે સમજી ન શકયો કે શા કારણસર તેને તેમ થતું હશે. તેણે શંકાશીલ બની કોઈ છુપા જોખમની ધાસ્તીથી અહીંતહીં આંખ્યો દોડાવી પણ કંઇ માલમ પડયું નહી. આવી સ્થીતી હેઠળ તેનાં મગજમાં તેનાં આ ગલા સર્વ કુકર્મો, તેઓની સઘળી ભયંકરતા, બારીકાઇ સાથે પુર બહારમાં પ્રગટ થયાં. તેનાં સંખ્યાબંધ નીરદોશ ભોગોનાં ભુતો યાને રૂહો જાણે કોઇ અણદીઠ જગ્યેથી નીકળી આવી ગોયા તેની ઉપર કીનાથી તુટી પડી તેને ખાઇ જવા તલપી રહયા હોય, એવા ભયભીત ખોટા ખ્યાલો તેનાં ચકભમ બનેલા ભેજામાં તે વખતે પુર જોશથી ઉત્પન થયા. આવા ધખારાઓની અસ ર હેઠળ વીચારોનું સમતોલપણું ખોહી દઇ, તે ઉભો થઇ તરવાર ખેંચી કાઢી તેનાં હવાઇ દુશ્મનો સામે લડવા તઇયાર ઉભો!

ઓહ તે ફકત થોડી મીનીટની, પણ–તે પાપી સખસનાં મનથી તો એક જમાના જેવી લાંબી,–મીનીટની તેનાં મનની વ્યાધી કોણ વરણવી કે પ્રથ કરણ કરી શકે? તેને એમ લાગ્યું કે તેનાં શરીરના દરેક અવયવો માં, તેનાં કમોહોતે મારયા ગયલા ભોગો ખંજર ભોકી તેને જે દુ:ખ થતું હતું તેથી હસતા અને તાણા મારતા હતા, જયારે પોતે કોઈ અણદીઠ શકતીનાં બ ળથી જડ બની જઇ લાચાર થઇ તે ખમતો હતો એમ તેણે માન્યું. કોઇ

આવતી આફતની આગાહીનાં પગલાં તેણે આ બનાંવથી માન્યા. કકડતી ઠંડી પડતી હતી છતાં તેનાં શરીર ઉપર ધાસ્તીનો ઠંડો ઝડપી પરસેવો ફુટી નીકળ્યો. તેનાં પાપી મગજ ઉપર તેના કુકર્મોની શીક્ષા તરીકે ગોયા કોઈ અણદીઠ પ્રબળ શક્તી તાવેલું લોઢું નાખી દામ દેતું હોય તેમ માની, દુઃખથી તે પોકાર કરવા લાગ્યો. આ જેહાનમા પણ દોજખની વ્યાધી કેવી હશે તેનો કડવો અનુભવ તે ગુનેહગાર સખસે તે થોડી પળોમાં મેળવ્યો. જેમ જેમ તેનાં શરીરની ગતી ધાસ્તીથી વધુ ને વધુ નબળી પડતી ગઈ તેમ તેમ તેનાં મગજ ઉપર ભયંકર વ્યાધીઓનો ગલબો વધતોજ ગયો. એટલામાં કંઈક ખણુખણાટ થયો; અને તેનાં ગેબી જોરેમંદ મુદઈઓ તેનાં ઉપર કીનો લેવા ધસી આવતા હતા એમ તે ઘડીએ માની લઇ, દુઃખથી અને લાચારીથી મોટી ચીચયારી પાડી તે કમબખ્ત સખસ ખાકમાં તુટી પડી બેભાન થઈ ગયો!

તે ગડબડાત તેનાં નબળા પડેલા મગજમાં માની લીધેલા ભુત-પલીદો તરફનો નહતો. તે તો ખુદ તેનાજ મોકલેલા ભીલોનાં પાછા ફરવાનો હતો. થોડી વારમાં તે પુર સુધીમાં આવ્યો, અને આંખ્યો ચોળી જોય છે તો ભીમોભીલ અને તેના સાથીઓ તદન ખાલી હાથે તેનાં તરફ દોડયા આવતા હતા. ભીમો ભીલ, હાથમાં થયલા જંગી જખ્મને હાથનાં જખમનાં લોહીથી ઝઝળતો, ભયંકર ગલીચ ઉદગારો કાઢતો, કંગાલ જયપાલ તરફ ધસી આવ્યો, અનેબોલી ઉઠયો:-

"ચંદાળ! મને તેમજ મારી બહાદુર ટોળકીને દગાબાજીથી સપડાવવા તેં લુચ્ચા રાણા સાથ કાવતરું કર્યું હતું; અને મને અહીં છેક અંકલેશ્વર સુધી લલચાવી લાવ્યો? મને બરાબર સપાટામાં લેવા મારા કતા મુદઇ અને મારી જાતનાં જન્મવેરી પારસાઓને માણેકચંદની હવેલીમાં છુપાવી રાખ્યા હતા! પણ જયાંસુધી આ શુરવીર ભીમો ભીલ મહાકાલીના ભાવીક સેવક તરીકે દરવર્ષ એકેક મનુષ્યનું તેને બલીદાન આપે છે, ત્યાં સુધી તે માતાની ચાલુ કૃપા હેઠળ ફરે છે, જેથી ભીમા ભીલને મારનારાઓ ઉંધા પડી નર્કમાં જાય છે!" આટલું પુર જુસ્સાથી બોલી રહી તે પોતાના જખમી થઇ આવેલા ભીલો તરફ મોઢું ફેરવી નમ્ર અવાજે બોલ્યો:

"મારા વફાદાર શુરા બંધુઓ! આપણે આ પ્રપંચી કંગાલનાં જીવલેણ પ્રપંચમાંથી જીવ બચાવી શકયા છીએ, તે માટે માતાનાં આભારી બન્યા છીએ, અને માતાજીને પ્રસન્ન કરવા આ સખસનું બળીદાન આપીશું, માટે એને કેદ કરો."

તરતજ ગુસ્સાથી ખારીલા બનેલા જંગલી ભીલો જયપાલ ઉપર તુટી પડયા અને તેને હાથ-પગ બાંધી જમીન ઉપર તોડી પાડયો.

"ભીમા ભીલ !" લાચાર થઈ પડેલા ગરાસ્યા જયપાલે શાંત અવાજે બોલવા માંડયું: "તું ગંભીર ભુલ કરે છે...તારી સામે રાણા તરફથી પ્રપંચ રચાયોજ નથી—"

"તારી ઝેરી વાચા બંધ કર, કૃતઘ્ન ગરાસ્યા ! હું તને તેમજ તારા દુષ્ટ રાણાને સારી પેઠે ઓળખી ચુકયો છું...આ કાંઇ પહેલીવારજ નથી કે દુષ્ટ દુર્યાનસીંગે મને સપડાવવા દાવપેચ અજમાવ્યા ન હોય. "શુકલતીર્થ" ઉપર બે વર્ષની વાત ઉપર તો મોટી સંખ્યામાં છુપા વેશમાં સીપાહો લાવી મને ઘેરવા બહુ ચાલાકીભરી યુકતીઓ થઇ હતી. તે કટોકટ વેળા પણ ભવાની માતાની કૃપાથી હું એક ચમત્કારીક યુકતીથી છટકી જવા શકતીવાન બન્યો હતો. ત્યાર પછી આડકત્રી રીતે મારી સ્વતંત્રતાની આડે આવવા રાણાએ કાંઇ બાકી રાખ્યું નથી. તે તુચ્છ રાણાની મારા વીરૂધની સર્વ ચળવળમા તું દુષ્ટ સલાહકારનો મુખ્ય હાથ અને ઉશકેરણી હતાં. તું જયારે આજે પ્રભાતમાં,—કોણ જાણે કયાંથી મારા જંગલનાં છુપા રહેઠાણની બાતમી મેળવી, મને મીત્ર તરીકે આવી મળ્યો, ત્યારે મેં ભોળાઇમાં માન્યું કે જયારે તું છેક ચાલી ચલાવી મારા ગુફામાં આવ્યો હતો ત્યારે તારી નીષ્ટા પ્રમાણીકજ હશે.—જો કે મને તેજ વેળા મનમાં બહુ ધીમી શંકા ઉતપન્ન થઇ કે તું કાંઇ દગો રમનાર હતો, છતાં મેં તારી ઉપર વીશ્વાસ મુકવાં હીમત કરી...ઓ ચંડાલ કાવત્રાંબાજ ગરાસ્યા! તેં આખરે મને દગો દીધો—",

"ઓ ભયંકર અકલહીન જંગલી!" પોતાની વીરૂધ વધુ ને વધુ ખોટા અનુમાનોનાં ચોરા ચઢતા જતા જોઇ, ગુસ્સાથી જળતાં જયપાલ બબાડયો:— "મારી તરફના તારા કોઇ પણ આડાં પગલાં માટે તું કોણનો તારી ઉપર ક્રોધ, ભયંકર વૈર અને ભારે ધીક્કાર ખેંચી લઇશ તેનો પુખ્ત વીચાર કરજે. રતનપુરનો વીખ્યાત રાણો હીચકારો બાયલો નથી કે તેનાં વફાદાર પ્રમાણીક વીશ્વાસુને, વગર કારણે, પુરતી તપાસ વગર ખરાબ સંજોગ હેઠળ શક લાવી મારી નાંખવામાં આવે, તે તે શાંતીથી સાંખી જાય. યાદ રાખીશ, કે રાણાનું વૈર એકલા તારી ઉપરજ ન ઉતારતાં, તે આગળ વધી તારી જંગલી જાતના ગામડે ગામડા બાળી ભસ્મ કરી નાંખવામાં, તારા કંગાલ ભીલોને તેમજ ભીલડીઓને કેદ પકડવામાં અને જોર જુલમ અને ઘાતકીપણાથી દરયાપારનાં પ્રદેશોમાં ગુલામ દાખલ મોકલી આપી જુસરી કરાવવામાં આવશે, અને—"

"અય મહા બળવાન મહાકાલીના નીરમાણ થયલા ભોગ!" ભીમો ભીલ તીરસ્કાર અને ધીકારથી પગ અફાળતા બોલી ઉઠયો:—

"આ તારી ધમકી તરફ હું ખુલ્લા તીરસ્કાર અને બેદરકારીથી જોઇશ.

તારો બાયલો સ્ત્રી-લંપટી રાણો જયારે બે પારસી કુંવારીકાઓનું હરણ કરી સેહેજ પણ ન ફાવ્યો અને કીરતી ગુમાવી બેઠો, તો પછી જંગલના સીંહો—અમે ભીલો—સાથ કેમ ફાવે? પરંતુ જો તને માતાજીનાં બળીદાન માટે નીરમાણ ન કર્યો હોત, તો હું તારી સોડેજ તારા રાણાને ખુલ્લું કહેવાડતે કે ભીમા ભીલને સપડાવનારા હજી જનમ્યાજ નથી!"

"ઠાકોરજી." એક ભીલ નજીક આવી નમીને અરજ કરવા લાગ્યો:—"શા માટે આપ આ રૂધીરથી તરબોળ થયલા હાથનો મલમપટો કરાવ્યા વગર, આ બાયલા પ્રપંચી ગરાસ્યા સાથ તકરાર કરી નબળા પડો છો?"

"ખચીત મારા ભલા ભાતૃ, હું હમણાજ આ કંગાલને એક છેલ્લો પ્રશ્ન પુછી જખમનો ઉપાય કરીશ." ભીમા ભીલે પોતાના સાથી તરફ ફરી જવાબ દીધો.

"ગરાસ્યા-હજી મારે તને એક છેલ્લો સવાલ પુછવો છે." ભીમા ભીલે ભયંકર રીતે ડોળા કાઢી જયપાલ તરફ તીકીતીકીને જોઇ બોલવા માંડયું:—"કબુલ કર, કે વૃધ રાણા જયશીખરીને તેના કુપુત્ર દુરયાનસીંગની શીખવણીથી શું તેં ઝેર આપ્યું ન હતું?"

"હું કાંઇજ જાણુતો નથી." જયપાળે ટુંકો ઉડાવનારો જવાબ દીધો.

"ચંડાલ-તું નાકબુલ કરે છે? ઉડાવે છે! ઠીક છે, હું તારૂં પાપ કબુલ કેમ કરાવવું તે સારી રીતે જાણું છું; અને તે કબુલ કરાવીનેજ તારા જેવા જુઠા તુચ્છ ગરાસ્યાની હું ભીમો ભીલ બજીદાઇ અને મગજનો મદ કાઢીશ. સ્વર્ગવાસી રાણા જયશીખરીનાં ખુનનું વૈર લેવાની જાણે મારી ફરજ છે, કારણ તેનાં અકાળ મરૂત્યુથી મને ભારે ખોટ ગઇ છે. વૃધ રાણા અને મારા વચ્ચેનાં પરસ્પર કોલ કરારોને લીધે મને ૩૦ ગામડાઓની ગરાસ છેલ્લાં ૧૨ વર્ષ થયાં મળતી હતી, જે તેનાં ખુન થયા પછી હાલનાં દુષ્ટ રાણાએ તુચ્છકારથી તે અટકાવી મારી સામે દુશ્મનાઇ ઉઠાવી છે......(પોતાના સાથીઓ તરફ ફરી) મારા શુરવીરો-મહાકાળીને ભોગ આપવા અગાઉ આ ખુની ગરાસ્યાને "માતાની કસોટી" માંથી પસાર કરાવી એનું તે રાજદ્રોહી કુકર્મ કબુલ કરાવવાનું છે, તે યાદ રાખજો. હવે ઉતાવળ કરો અને એને વીંધ્યાચળ ઉપરનાં આપણાં પવીત્ર કાળીનાં મંદીરમાં લઇ ચાલો." આટલું બોલી ભીમા ભીલે પોતાના કળતા જખ્મી હાથને જોરથી દાબ્યો અને જયપાળ તરફ જોઇ દાંતો કચકચાવ્યા.

"આપની આજ્ઞા પ્રમાણે અમલ કરવામાં આવશે."

તરતજ તેઓએ અદેકના જખમ ઉપર મલમપટા કરયા, જેનો સામાન આસુંપાસ ઉગેલા ચોક્કસ પાલાઓ હતા. ત્યાર પછી તેઓ કેદીને લઇ રાતોરાત કુચ કરતા જંગલના ટુંકા છુપા મારગે વીંધ્યાચળને પરવત તરફ નીકળી ગયા. તેઓએ બીજે દીને ઝડપી મુસાફરી કરી છેક રાતે ૧૧ વાગે વીંધ્યાચળને લગતાં ઘોર જંગલની એક ટેકરી ઉપરનાં ભયંકર મહાકાલીનાં મંદીર ઉપર પહોંચ્યા. મધ્ય રાતે જયારે ભુત-પીચાસો અને મલીન શક્તીઓ જાગૃત થાય છે તે સમય માતાને ભોગ આપવાનો ખાસ અનુકુળ વખત ગણાતો હોવાથી, તેઓએ મંદીરમાં પહોંચતાં સહીતજ કેદી જયપાલને સ્નાન કરાવ્યું અને મંદીરનાં ચોગાનમાં આવેલા "માતાની કસોટી" નામનાં રાયન જાતના ઝાડ આગળ તેને ઘસડી ગયા. આ ચમત્કારીક ઝાડ માટે એમ કહેવામાં આવતું હતું કે તેનાં ફાટેલાં પેટામાંથી જો એક ગુનેહગાર ધારેલું ઇનસાન સલામતીથી પસાર થાય તો નીરદોષ હોવુંજ જોઇએ, પણ ગુનેહગાર હોય તો તે ઝાડની ફાટ સંકોચાઇ જઇ તેને દાબી નાખે!

ત્રણ ચાર ભીલો તેને બળજબરીથી તે ઝાડ આગળ ઘસડી ગયા. તે ઝાડ નાં થડમાં લગભગ ૨ાા ફીટ લાંબો અને ૧ાા ફુટ પહોળો ઇંડારેકો ખાંચો હતો. પોતાનાં ઝેરી ખંજર, તે કેદી જરાપણુ ચાલતાં આનાકાની કરતો કે ભોકી, તેઓએ તેને તે ઝાડનાં ખાંચામાં દાખલ થવા ફરજ પાડી. તેજ વેળા ભીમો ભીલ મોહોત સમાન ઠંડા ગંભીર સાદે બોલ્યો:—

"ઓ પાપી ગરાસ્યા! જો તેં વૃધ્ધ જયશીખરીનું ઝેર આપી ખુન ન કર્યું હોય તો સહેલાઇથી આ પવીત્ર ચમતકાર "માતાની કસોટી"માંથી પેલી બાજુ તું બહાર નીકળીશ, પરંતુ જો તું પાપી હોઇશ તો ક્રોધે ચઢેલી કાલીમાતા તને જરૂરજ ચગડી નાંખી શીક્ષા કરશે......જે કાલી! જે અંબે!!"

મોહોત સમાન ફીક્કોફચ્ચ મારી ગયલો જયપાલ ધરૂજતાં દીલે તે ઝાડનાં ખાંચામાં વાંકો વળી ગુસ્યો, અને બીજી ગમી નીકળી જવા જીવંતોડ કોશીશ કરી. તેનું માંથું અને ધડ સલામત બીજી તરફ નીકળ્યું, પણ શરીરનો કમર આગળનો ભાગ, જાણે તે ઝાડને ગુસ્સો આવતો હોય તેમ ધીરે ધીરે વધુને વધુ ઝાડનાં સંકોચાવાથી દબાવા લાગ્યો! દરેક પલ વધુને વધુ ઝનુનથી ગોયા તે ઝાડ તેને દબાંવતુંજ ગયું! જયારે બેહદ ધાસ્તીથી અધમુવો બનેલો જયપાલ જીવપર આવી તેનાં સપાટામાથી છટકવા ખેંચતાણુ કરવા લાગ્યો. પણ તેની પાંસળીઓ દબાવાથી આખરે તેને એટલું તો દુ:ખ



ભીમો ભીલ બખાડ્યો:—"ઓ પાપી ગરાસ્યા! જો તેં ભલા રાણા જયશેખરીનું ખુન આપી ન કર્યું હોય, તો આ પવીત્ર "માતાની કસોટી"ના ઝાડ અંદરથી સલામતીથી બીજી બાજુ નીકળ.....નહી તો ક્રોધે ચઢેલી માતા તુને ચગડી નાંખશે....." (સફો ૧૫૦.)

થવા માંડયું, કે તેણે ભયભીત ચેહેરે બરાડા પાડયા અને એકરારરૂપ કરતાં શબ્દો બોલવા લાગ્યો;—

"મને છોડવો–મને છોડવો, હું કબુલ કરૂં છું. મેંજ રાણાનાં હુકમથી વૃધ જયશીખજી રાણાનું ઝેરથી ખુન કર્યું હતું?!"

"ચંડાલ ખુની! સીધી રીતે કબુલ ન કર્યું તો હવે કાંય કબુલ કર્યું!" ભીમા ભીલે ડોળા કાઢી તાણો માર્યો. "મહાકાલીએ પોતાનું સત્ય અને મહીમા અહીં પ્રગટ કર્યો છે. તારા તે રાજદરોહી કર્મથી મને શું નુકશાન કર્યું છે તે તને હવે સમજ પડયું હશે. દુષ્ટ ગરાસ્યા–તારા ઉપરનું મારૂં વૈર તો આ કસોટીમાથી પસાર થવા કરતાં વધુ ભયંકર, વધુ ગાત્રેગાત્ર ધ્રુજાવનાર અને વધુ ભયભીત છે......શુરવીરો–આ ખુનીએ પોતાનું અઘોર પાપ કબુલ કર્યું છે, માટે "માતાની કસોટી" માંથી તે હવે છુટો થશે, તેથી એને બાહેર ખેંચી કાઢો, અને માતાની પવીત્ર મુરતી તરફ લઇ ચાલો.

ત્યાર પછી લોહીની તરસી ભયભીત મહાકાલી આગળ તે કંગાલને ઘસડી લઇ જવામાં આવ્યો અને તેનો કેવો કમકમાટ ઉપજાવનારો ફેજ આવ્યો, તે આપણે આ પ્રકરણને મહાળે વાંચી ગયા છીએ.

---

## પ્રકરણ ૨૮ મું.

## "સંજાણ ઉપર હુમલો.

પહેલા પ્રકરણમાં વરણવેલા બનાવને આજે લગભગ ૧ાા વર્ષ પસાર થવા આવ્યું છે. જંગીજર અને જુસ્સાવાલી નવાજ બંને આજે તંદરોસ્ત ગલગોટા જેવા બેટાઓની માવતરો બની છે. બંને પોતાના મનગમતા ભરથારો સાથ સુખ–સંપમાં દીવસો ગુજારે છે. વરીઆવના પારસી સંસ્થાનમાં સુખ, શાંન્તી અને આબાદી સઘળે વ્યાપી રહયાં છે. રાણાએ એક યા વધુ કારણોને લીધે પોતાનાં મરહુમ પીતાજીનાં વખતની આંકણી પ્રમાણેજ વરીયાવની મહેસુલ વસુલ કરી હતી, એટલે કોઇ પણ બાજુ કજીયા કે અશંતોપનું કારણ મળ્યું ન હતું. ફક્ત કસબાની શાંન્તીમાં કેટલીકવાર ભીમાભીલના ધાડ પાડવાથી ખલલ પહોચતી હતી; પણ તેતો એક રીતે પારસીઓનાં બાબમાં ફાયદાકારક થઇ પડતી

હતી; કારણ તે કસબાની બેહદ આબાદીનાં સબબે, થોડી મહેનતે મોટો પાક ઉતરતો હોવાથી, કુદરતી રીતે વધુ ફુરસદ મળવાથી મોજમજાહ કે આળસાઇ મા.ગળડી પડતા પારસી જવાનો આવા બનાવોથી કઇક જાગૃત સ્થીતીમાં ચાલુ રહેતા હતા, તેમજ તેઓની મદદગાર ધરની બાનુઓમાં પણ આવી તરેહનાં ચાલુ ધડકણુજારા ખમવાની ચાલુ તબેહ પડવાથી, હીંમત, સમયસુચકતા અને ચાલાકી પ્રગતી નીકળી હતી.

હંમેશનાં ભોલા, ઉદાર જીગરનાં બુરાની બુરાઇ ઝડપથી વીસરી જનાર, અને એક.કદીમ ઉમદા મહઝબની બરકતથી સપેન્ટેમૈન્યુની ભલી આબાદીમાં હરગીઝ હમશરીક થનારા જરથોસ્તીઓ, દુર્યાન સીંગ રાણાની ૧૮ મહીના ઉપરની બુરાઇ સદંતર વીસરી જઇ, સુલેહભર્યો વફાદાર સંબંધ રાજ સાથ જાળવી, પોતાના જરથોસ્તી મહઝબની તરીકતો જાળવી વસ્તા હતા.

પણ તેઓનાં મનની શાન્તીમાં હાલ એક નવી ખબરથી કંઇક ખલલ પહોંચી હતી. ગુજરાતનાં મુસલમીન બાદશાહ મોડું લશ્કર આપી, પોતાનાં સપેહસાલાર અલેફખાનને કોકણ અને બીજા પશ્ચીમ હીંદનાં કોસ્તાનાં મુલકો કબજે કરવા મોકલનાર હતો. હઝારો ઝનુની યવનોનું લશ્કર ફળદ્રુપ ગુજરાત ઉપર ભુખ્યાં તીડોની મીસાલ ઉતરી પડી, જેટલું લુંટે નહી તેથી વધુ ફના કરે, એવી સૌની માન્યતા અને ધાસ્તી હતી. આ કારણને લીધે પારસી વસ્તીમાં સઘળે ઠેકાણે, જો જરૂર પડે તો પોતાની જાગીરો કે ખેતરો કે ઘરબારનો મરદબચા તરીકે બચાવ કરવાના બહુ ઉતાવળ્યા પગલાં લેવાતા હતાં. કાટ ખાઇ ગયલા હથીયારોને ભીંત ઉપરથી ઉતારી સાફ કરવામાં આવયાં, લોખંડી બખતરો–જેમાં વરષો સુધી વસેલા કરોળ્યા અને ધુળનું રહેઠાણ બન્યું હતું,–તેઓને પખોડી પહેડાય તેવા બનાવવામાં આવ્યાં; ઘોડાઓને આળસુ ન રાખતાં દરરોજ માઇલો સુધી દોડાવી તેજી બનાવવામાં આવ્યા, તેમજ સાંજે કામકાજથી પરવારી આળસુ બની, તાડી પીવાની કે ખાણીપીણીની મોજમજાહમાં વ મશગુલ ન થતાં, જવાન્યાઓ મરદાનગી ભરી કસરતો કે હથયારની રમતોમાં વખત ગાળતા હતા. આવા સંજોગમા બુઝોર્ગોના મગજ ઉપર અંદેશાની કરચલી વળતી હતી, જ્યારે જવાન્યાઓ તો વખત આવવે પોતાની મરદાનગી બતાવવાનાં ફડાકા મારતા હતા. ના, ફક્ત મરદોમાંજ આવો તંદોરસ્તી જુસ્સો હસ્તી ધરાવતો હતો એમ ન માનવું જોઇએ. પણ તે અશાંત જમાનાની પારસણો પણ વખત આવવે વખાણને પાત્ર પતિવૃતાપણું, બહાદુરી, હીંમત અને સમયસુચકતા બતાવવા ચુકતી ન હતી. તે જમાનાની પારસણો ખુલ્લી

વામાં ચાલુ શરીર રગડોળતી હતી. પોતાનાં મહઝબની તરીકતો બહુ ચીવટાઇ થી પાળતી હતી, તેમજ પોતાનાં ભાઇ કે ભરથાર કે પીતાને ખેતરમાં ખરા દીલ થી મદદ કરતી હતી; અને તેવી ચાલુ ખડતલ જીંદગી ગુજારતી હોવાથીજ, કુદરતી રીતે તેઓમાં ચોકસ ઉમદા સદગુણો ખીલેલા જણાઇ આવતા હતા. તે વેળાનાં પારસી મરદ કે બાનુ પોતે "પારસી" હતાં, તથા કેવા મહાન રાજવંશી ન્યાગાનોથી ઉતરી આવ્યાં હતાં, અને પેગમ્બર ઝરથુસ્ત્રનો બુલંદ મહઝબ પાળતાં હતાં, તે બાબતો સદા નજર સન્મુખ રાખી પોતાની ચાલચલણ નમુનેદાર બનાવતાં હતાં. તે જમાનાનાં નમુનેદાર પારસીઓએજ કોમ અભિમાન, ધર્મીપણું અને કયાની ખુરેહની ખીલવણી અને પાયો વિચીત્ર મુશકેલ સંજોગો હેઠળ નાંખી, તેને પોતાના વફાદારી અને કોમ અભિમાનીના ખાતરનાં કીંમતી લોહીથી વારંવાર મજબુત કર્યો હતો, અને પારસી ટોળાની અત્યાર સુધીની અખંડ હસ્તીની સુંદર ઇમારત જાળવી રખાવી છે; જેને ચાલુ જાળવી રાખવા ની ગંભીર ફરજ-પોતાનાં અશો અને બહાદુર ન્યાગાનોને રૂડે પગલે ચાલવા ની-હાલની આપણી ઓલાદ ઉપરજ લટકેલી છે.

પોતાના ન્યાગાનો તરફ બેવફા, કોમ તરફ બેવફા અને છેલ્લુ તથા અગત્ય નું પોતાનાં મહઝબ તરફ બેવફા પારસી,-હાલને તબકે પારસી કોમમાં જીવતો રહેલો કોમને નુકશાનકારક અને આફતમાં લાવનાર ગણાવો જોઇએ; ના, એટ લુંજ નહી પણ તે એક શ્રાપ સમાન ગણાવો જોઇએ છેલ્લા નવેમબર ૧૯૨૧ નાં કમનસીબ હુલ્લડ સમયના ઘણાએક જવાન્યાઓને જીગર ઉપર હાથ મુકાવી પુછીશું કે તેણે પોતાનાં ન્યાગાનો તરફ, કોમ તરફ અને મહઝબ તરફ અંતઃક રણપુર્વક સેવા બજાવી હતી કે! અને નહીં તો-હવે પછી ભવીષ્યમાં જરૂર પડે તો બજાવવા માટે તે અત્યારથી તૈયારી કરે છે કે! તેનાં આલસાઇમાં કાટ ખાઇ ગયલા શરીરને મજબુત તાબા મીસાલ બનાવવા કે દબાઇ ગયલાં કયાની ખમીર ને ખીલવવા તે પ્રમાણીકપણે કોશેશ કરે છે કે! તે વાલનટીયર થયો છે કે! તે ફીઝીકલ કલચર લીગમાં મેમ્બર છે કે?

વાર્તાના મુખ્ય ભાગમાંથી વેગળા જવા માટે વાંચનારાઓની દરગુજર ચાહી, આગળ ચાલીશું.

એક દીવસે રતનપુરના રાણાએ દાળી પીટાવી રૈયતમા ઢંઢેરો ફેલાવ્યો કે તેણે પોતાની અઢારે વર્ણોની રૈયતનું ફકત હીતજ હૈયે ધરી, મલેચ્છ સરદાર અલેફખાનનાં લશ્કરને રતનપુરનાં રાજમાંથી સલામત પસાર થવા દેવાની પર વાનગી આપનાર શરત ગુજરાતનાં બાદશાહ સાથ કરી હતી, જેથી હવે રૈયતે,

મુસલમાન લશ્કરથી કાંઈ પણ બીહવાનું કારણ ન હતું; તેમજ તેઓ રાજયમાંથી પસાર થાય ત્યારે દરેક ઘટતી સગવડ તેઓને આપવી અને સંપુર્ણ શાન્તી અને સુલેહ જાળવવી.

વાંચનાર બરાબર જાણે છે કે પ્રપંચી રાણાની મુસલમાન લશ્કરને સઘળી સગવડ આપવાની ખરી અંદરખાનેની નેમ તો પોતાના જાતભાઈ હીન્દુ સંજાણના ભલા જાદીરાણાને મુસલમાનોથી કચડાવી નાંખી, તેની બોહોળી સલતનતનાં માલીક થવાની હતી.

રાણાનાં ઢંઢેરાથી જોકે રયતનાં મન શાંત થયા, છતાં વરીયાવના જરથોસ્તીઓનાં મન તો બેકરારજ રહયા; કારણ પાસેના રાજમાં વસ્તા બીજા હઝારો હમદીનોની સલામતી જોખમમાં હતી. તેઓ જાણતા હતા કે દુશ્મન લશ્કર જેવો રતનપોરનો મુલક છોડે કે તરતજ સંજાણમાં રાણાના રાજયની સરહદ ઓળંગશે, કે મારગમાં હારેહાર જરથોસ્તીઓનાં સંસ્થાનો મળશે.

આસરે ૩૦,૦૦૦ માણસોનાં લશ્કરની સરદારી લઈ અલેફખાન રતનપોરનાં રાજયમાં દાખલ થયા. જોકે તે એક મીત્ર તરીકે તે મુલકમાંથી પસાર થનાર હતો, છતાં રઈયતમાં કુદરતી રીતે મુસલમાન નામનો તે જમાનામાં મોટો ભય પેસી ગયો હતો, તેથી લશ્કરનાં કુચ કરવાના મારગમાંથી ખેડુતો વગેરેની નાશભાગ ચાલુ થઈ હતી, પારસીઓ પણ બચાવ માટે પુરતી છુપી તૈયારી રાખી શાન્ત દેખાવે બેઠા હતા. તે ગંજાવર લશ્કર હોવાથી ધીરે ધીરે એશ–આરામ કરતું દક્ષીણ તરફનો રાહ લેતું હતું. સરદાર અલેફખાન એકદુરઅંદેશ અને બાહોશ માણસ હતો. તેણે જોયું કે જે માર્ગમાંથી હાલ જવાનું હતું ર રસ્તે પાછું ફરવાનું હતું, માટે તે માર્ગ આસપાસ આવેલા ખેતરોનો નાશ યો ન જોઈએ, નહી તો પાછા ફરતાં ત્યાના વતનીઓ લશકરને ખોરાકી માટે બ હેરાન કરે. આવો દુરઅંદેશ ખ્યાલ લાવી તેણે સખત હુકમ બાહેર ડ્યા કે રતનપુરનાં રાણાનાં મુલકમાં હોય ત્યાંસુધી કાંઈ લુટફાટ કે ખેડુતો પર જાસ્તી જુલમ ગુજારવા નહી, અને જે કોઈ આ હુકમનો અનાદર કરે તેને હોતની શીક્ષા થાય. આ પગલાંથી ઘટતી અસર થઈ, અને આખું મુસલમાન લશકર પુર સલુકાઈથી તે રાજય છોડી જયારે પાસેનાં સંજાણના રાણાના લકમાં દાખલ થયું, ત્યારેજ રતનપોરની રૈયતે સંતોષ અને કરારનો દમ ખેંચ્યો.

વાંચનારને જણાવીશું કે સંજાણ શેહેર ઉપરની યાદગાર ચઢાઈ વીષે મારી સંજાણનો સપુત"વાલી તવારીખી કથામાં પુરતા લંબાણથી વરણન કરવા ાં આવ્યું છે, એટલે અહીં લંબાણથી ન કહેતાં એટલુંજ કહીશું કે મુસ

લમાન લશકર સંજાણનાં જાદીરાણાનાં પ્રદેશમાં દાખલ થતાંજ, લુટફાટ અને
આગ લગાડવી શરૂ કરી અને લાચાર બનેલી રૈયતને સંજાણ શહેર તરફ
ખાસ એવી મકસદથી હંકારી મોકલી કે શહેરમાં વસ્તી વધી જવાથી ખોરાક
ખુટી જાય કે દરદોનાં ઉપદ્રવ વધી પડે, અને મજબુત કીલ્લેબંધીવાળું સંજાણ
શહેર સુહેલાઇથી તેને તાબે થાય. આપણે જાણીએ છીએ (" કીસ્સે સંજાણ"
ને આધારે) કે કેવા સંજોગ હેઠળ રાણાએ પોતાની રઇયતમાના જરથોસ્તી
ઓની મદદ માંગી અને તે કેટલી ખુશી અને ઉદારતાથી ગોરા, શુરા, વીરા અને
ધીરા પારસીઓ એ આપવા કબુલ થયા, અને પોતાના એક બહાદુર હમદીન અર
દેશર પહેલવાનની સરદારી હેઠળ સંજાણનાં જંગમા ભારે બહાદુરી અને નામના
મેળવી મોટા દુશમન લશકરને જબરદસ્ત શીકસત આપી, તેઓનો મબલખ ખજા
નો જીતી, જરથોસ્તી નામનો તે વેળાની દુન્યામાં ડંકો વગડાવ્યો. સરદાર
અલેફખાન નામોશીભરી હારથી નીગશ થયલો ભારે ગભરાટથી ફકત થોડા
હઝાર સીપાહો લઇ, બહુ ઉતાવળથી ગુજરાત તરફ પાછો ફર્યો, જે વેળા મા
ર્ગમાં જંગી ભીલ લુટારા ભીમા ભીલે તેની કકલા બુકલા થયલી ફોજને ભારે
હેરાનગતીમા મુકી સતાવવામા કાંઇ બાકી ન રાખ્યું હતું. માર્ગમાં આવેલા
નાના રાજયોએ ભારે અજાયબી અને મનમાં શંતોષ પામી જોયું કે મહાસા
ગર જેવું ગંજાવર લશકર અલેફખાન કયાં મુકી આવયો હશે !

થોડા દીવસમાં તે મગરૂરી ઉપજાવનાર, પારસી જીગરને ખુશાલ બનાવના
રી ખબર ચોમેર પંથરાય ગઇ કે સંજાણના ૧૫૦૦ બહાદુર જરથોસ્તીઓએ
પહેલવાન અરદેશરની સરદારી હેઠળ લડી એક યાદગાર મહાન જીત, એક જ
બરદસ્ત દુશમન ઉપર મેળવી તેને જાદી રાણાનાં મુલકમાંથી નહસાડયો હતો

બોલબોલતામાં તે ખુશ ખબર જયાં જયાં પારસી સંસ્થાનો હતાં, તયાં પ
વનવેગે ફેલાઇ ગઇ, જેથી બધેબધ શુક્ર ગુજારીનાં જશનો અને ખુશી ખુર.
મીની ધમાલ ચાલી રહી.

સંજાણની લડાઇમા જરથોસ્તીઓએ મોટી જીત મુસલમાન લશકર ઉપર મેલ
વી તેની ખુશાલીમાં પારસીઓએ જશનો કરયા તે દાખલાની નકલ વરીયાવ સંસ્થા
નનાં જરથોસ્તીઓનાં અકાબર જેહાંગીરશા પટેલે પણ બીજી અંજુમનો માફ
ક કરી, અને તાબરતોબ તે મહીનો જે ફરવરદીન હતો તેનાં નજીક આવેલા અ
રશીસંગ રોજ પસંદ કરી, તે દીવસે સંજાણના બહાદુર જરથોસ્તીઓએ જે યાદગાર
જીત મેળવી હતી, તેની ખુશાલીમાં એક શુક્રગુજારીનું જશન અને મોટું ખા
ણું, વરીયાવ ગામથી કેટલાક કોશ દુર આવેલી પોતાની બોહોળા વીસ્તારવાળી

જાણીતી જાગીર જે "બાગે ગુલશન" કહેવાતી હતી, તેમાં કરવા માટે અન જુમનની સભા બોલાવી બહાલી માંગી, જે સર્વાનુમતે મોટી ખુશાલીથી અપાઇ. અને ખાણીપીણી માટે મોટા પાયા ઉપર તઇયારીઓ થઇ. તે જમાનાના ધારા પ્રમાણે ખાણીપીણીમાં માટીડા સાથ દુર વાડી વજીફામાં બાનુઓની સામેલગીરી પસંદ કરવામાં આવતી ન હતી, કારણ કે બાનુઓની મુખ્ય ફરજ બાળકો અને ઘરના બુઝોર્ગ મુરબ્બીજીઓની માવજત અને ખબરદારી કરવાની ખાસ ગણવામાં આવતી હતી, અને કુદરતી રીતે દુરદરાજ જગ્યે બુઝોર્ગોને ગાડીમાં બેસાડી ઢેકા ઢરયાવાલા માર્ગમાંથી લાવ લઇ જાવ કરવાનું સગવડથી કરવું ન બને તેમ હોવાથીજ, બાનુઓને તો તેઓની ખીદમતમાં રહેવાની ખાસ ફરજ ગણાતી હતી, તેમજ તે પુર સખતાઇથી અમલમાં પણ મુકાતી હતી.

આવા સંજોગો હેઠળ બાનુઓને છોકરાં બચ્ચાં તેમજ મુરબ્બીજી બુઝોરગો સાથ ઘરમાંજ રહી ને તેહેવાર મોજ મજાહમાં ગુજારવા માટે ખાસ સગવડ કરી આપવાનો ઠરાવ હેતાળુ માટીડાઓએ કર્યો હતો.

---

## પ્રકરણ ૨૯મું.

## "પારસી કોમ કદી નાબુદ થનાર નથી!"

એક વાર ફરીથી આપણને વરીયાવની પુરવે આવેલી, પ્રકરણ ૨૨મા વર્ણવેલી ટેકરીના એક ભાગમાં જવું પડે છે, કારણ તે વેળા રતનપોરના રાણાની હાજરી તયાં નજરે પડે છે.

છેલ્લી વેળા જે ભયબીને સાધુએ નીકળી આવી તેઓની મસલતમાં ખલલ પહોંચાડી હતી તે પાછો ન મળે, એવી ખાસ ઇચ્છાથી રાણાએ એક બીજી તરફ એકાંતખુણું, જે ઝાડીઓની વચમાં નાની ખુલ્લી જગયા હતી, તે શોધયું હતું. તયાં તે કાગને ડોળે જાસુસ મુલચંદ વાણીયાના આવી પુગવાની રાહ જોતો, અધીરાઇ અને આતુરતાથી અહીંતહીં નજર ફેંકતો હતો.

થોડી વારમાં ધીમી સીસોટીનો અવાજ આવ્યો અને ઝાડી ખસેડી રાણાનો હજુરીયો પૃથ્વીરાજ, મુલચંદ વાણીયાને લઇ તેની આગળ આવયો.

"રામ રામ મહારાજ ! આનંદમાંતો છોની !" મુલચંદે બેઉ હાથો જોડી સલામ કરતાં ખુશાલ ચેહેરે પુછયું.

"જો તું સારા સમાચાર લાવયો હોય તો ખચીતજ ખુશ થઇશ."

"કરમવીર રાણાજી ! ખબર તો ખુશ હશે તયારેજ તો આપને રતનપોરથી છેક વરીયાવ સુધી પધારવાનું કહેણુ મોકલવાની સેવકે હીમત કરી હતી...... પણ–આમ કેમ, કે આપનો વીશ્વાસુ જયપાલ નજરે નથી પડતો !"

રાણાના ચેહેરા ઉપર દલગીરી ખુલ્લી ફેલાઇ રહી.

"મુલચંદ,—મારો ભલો વીશ્વાસુ જયપાલ આ પૃથવી ઉપર વસ્તો નથી તે પરલોકમા ગયો છે.' રાણાએ દેખઇતા ગમગીન સાદે, જયપાલને યાદ કરતો હોય તેમ દેખાવથી, ધીમો અસ્થીર જવાબ દીધો. "તને યાદ તો હશે કે આપણે છેલ્લીવાર અહીં મળ્યા હતા, ત્યારે પેલા ચંદાળ માણેકચંદ સાહુકાર ને સદાનો દુર કરવા કંઇક ગોઠવણ માટે મેં ખુની લુટારા ભીમા ભીલને મળવા જયપાલને કહયું. હતું. તે હુકમ પ્રમાણે તે તેને મળ્યા હતો; અને તે અરસામા કંઇક ન સમજ પડે તેવું બની ગયું. કંઇક દીવસો સુધી જય પાલની ભાળ ન પડવાથી હું બહુ બેચેન બની ગયો. તે અરસામાં મારો એક બીજો વીશ્વાસુ આઘોરી હેમરાજ શાસ્ત્રી જે વીંધ્યાચલ ઉપરનાં વીખ્યાત કાલીમાતાનાં મંદીરનો વડો પુંજારી છે, અને જ્યારે પણ મને ચોક્કસ અમુક મતા સખસો મારગમાં નડતા હોય, ત્યારે તેઓને માતાજીનાં બળીદાન તરીકે આ ભલો હેમરાજ અરપણ કરી મારી સેવા બજાવે છે, અને તે ઉપરાંત માતા ને પણ પ્રસન્ન કરે છે;–તે મને આવી મળ્યો અને સ્નાનનાં સમાચાર કહયા કે ભીમા ભીલે બીચારા વફાદાર જયપાલનો તો માતાને ભોગ આપ્યો હતો ! ને ભયભીત ખબર સાંભળતાંજા ત્યાંજ મેં પ્રતીજ્ઞા લીધી કે જો બે મા સની અંદર હું ભીમા ભીલનો નાશ ન કરૂં અને તેમ કરી મારા વફાદાર જય પાલનું વેર ન લઉં, તો હું મને ખરો ગરાસ્યો ન ગણીશ."

"રાણાજી, આ માઠી ખબર સાંભળી હું ખચીત દલગીર છું. મને બીચારા જયપાલની આપણા કારય માટે બહુ મદદ મળતી હતી." મુલચંદે દીલસોજી દેખાડતાં જવાબ દીધો. "પણ મહારાજ –લુટારા જંગલી ભીમાભીલને જયપાલને આવી ભયંકર રીતે મારી નાંખવાનું શું ખાસ કારણ મળ્યું હશે !"

"હા–મજબુત કારણ મળ્યું કહેવાય, અને તે મને વધુ પજવનારૂં અને ઉદયમાં કાંટા ભોંકતુ જણાય: છે. વીશ્વાસુ હેમરાજે બહુ મુશકેલાઇથી આડકત્રી રીત બાતમી મેળવી તો ખબર પડી કે, જયપાલનાં કહેણ મુજબ ભીમો પોતાના ભીલો લઇ માણેકચંદના મકાન ઉપર મધરાતે ચઢી ગયો, પણ ત્યાં વર્ણ ન રાખેલા. હથીયારબંધ પારસાઓ એકાએક ધસી આવ્યા અને સખત ઝપાઝપી કરી કંઇએક ભીલોને ઠાર કયા, કંઇકોને જખમી કર્યા, અને ખુદ બહાદુર ખુની ભીમા ભીલને પણ કેદ પકડવા કોશેશ કરી, પણ તે પોતાના હાથમા સખત જખમ ખાઇ છટકી જવા શકતીવાન થયો હનો. આ જીવસટોસતના બનાવ ઉપરથી ભીમાએએમજ માન્યું કે જયપાલે પ્રપંચ રમી તેને પારસીઓના હાથમા ખાસ સપડાવવા માટે નીચ કાવતરૂં કર્યું હતુ; અને પારસીઓને રોકયા હતા. આવા ખોટા અનુમાન લાવી તેણે નીર દ્દોષ જયપાલને માતાનો ભોગ બનાવ્યો હતો." કઇક દમ ખાઇ રાણાએ તર વાર ઉપર હાથ દાબી ઉશ્કેરાયલા અવાજે ઉમેર્યુ; "મારા વફાદાર મુળચંદ તું સમેજી શકશે કે જયપાલનાં મરત્યુનું મુળ કારણ ચંડાળ પારસીઓજ હતા, અને તેથીજ મને બહુ ક્રોધ ચઢે છે. તેઓ અહોનીશ મારા કાર્યોની આડે આવી ઉભા થતા જણાય છે. આપ મને તેઓ માટેની કંઇ શુભ ખબર–કે હું તેઓ ઉપર આજ પળે તુટી પડી મારા ઉકળતા ક્રોધ અને તરસ્યા ધીકારને મારગ આપી, મારા વફાદાર જયપાલનું વેર લઉં!"

"રાણાજી–હું આ વેળા જે ખબર લવ્યો છું તે ખચીતજ તમુને હરખ ઘેલા બનાવશે. તેમે જાણ્યું તો છે કે એક અદભુત બનાવ સંજાણમાં બન્યો છે, કે જેમાં અલેફખાનનાં મહા બળવાન લશ્કરને સંજાણના ફકત ૧૪૦૦ પારસીઓએ જાદી રાણાનાં લશ્કર સાથ જોડાઇ તદન કચ્ચડઘાણ કાઢી નાંખી તેઓન તે પ્રદેશમાંથી હાંકી કાઢ્યા છે. આ અઇતીહાસીક મહત્વવાળા બનાવની યાદમાં હારેહાર પારસીઓ મોટી ઉજાણી અને ઇશ્વરનાં આભાર માનવાની ક્રીયાઓ કરે છે. આવી એક ક્રીયા અને ઉજાણી વરીયાવનાં પારસીઓ પરમ દીવસે મંગળવારે કરવાના છે, અને તે માટે વરીયાવથી કેટલાક કોશ દુર મારા શેઠ જેહાંગીરશાનો વજીફો છે ત્યાં સરવ મરદો સહવારથી જશે, જયારે ગામમાં તો ફકત સ્ત્રીઓ, બાળકો અને વૃધ માણસો રહેશે. આ મંગળવારેજ તમારા વેર લેવાનો સઉથી સરસ મોકો હાથમાં સહેલાઇથી આવે છે. બપોરના ૧૨ વાગા પછીનું લાભ ચોઘડયું છે, તે પણ હું જોઇ આવ્યો છું. વરીયાવ ઉપર જો એકાએક ધસી આવી, આ દુષ્ટ લોકનાં ઘરો લુટયાં

હોય, રૂપાળી રંભા જેવી પારસણોને ઉપાડી ગયા હોય અને તેઓનાં અગની મંદીરનો નાશ કર્યો હોય, તો ખચીતજ શુરવીર રાણાજી—આ ગરવીષ્ટ, શેખી ખોર કોમ ઉપર પક્કું વૈર લીધેલું કહેવાય........"

"વાહ! ધન્ય છે તારી ઉપર—શાણા મુલચંદ!" રાણાએ તરતજ ઉલટથી પોકાર કર્યો. "હું ખચીતજ મારા માણસો લઈ બપોરના એકાંત સમયે ધસી આવીશ અને પછી તે દુષ્ટોનું આવી બનશે. જેવું ગામ લુટાશે તેવી તે ખબર દુરના બગીચામા ગયલા પારસા મરદોને મળશે, પણ તે વેળા તેઓ ખાણીપીણી અને તાડીની નીશામાં એટલા તો ચકચુર બન્યા હશે કે વરી યાવ પાછા ફરવાની હાલતમાં પણ ન હશે. આવા ભાગ્યવંત સંજોગ હેઠળ રૂપાળી પારસણો———"

"રતનપોરના ગરાશીયા રાણા દુર્યાનસીંગ!" એકાએક ઝાડી બસેડી પેલોજ યોગી પાછો સામે આવી ઉભો, જે જોતાજ રાણો ક્રોધ આવતી આફતના ભયથી ફીકકો માગી ગયો, અને વાણ્યો મુલચંદ તો ધાસ્તી ખાઈ થરથર ધરૂજવા પડયો. તે અવાજ ખચીતજ ડઠરાવનારો સાદ હતો:—"......આ પવીત્ર,—મહાન રૂપીઓનાં તપથી પાવન થયલી—ટેકરી જે ઉપર સેંકડો વરસ થયાં મહાત્માઓ વસવાટ કરે છે, તેનાં કોઇપણ ભાગ ઉપર કોઇ અપવીત્ર મનુષ્ય હોય તે અમુને અંતરજ્ઞાન અને દ્રષ્ટીનાં બળથી માલમ પડે છે. આવા કોઇ અપવીત્ર મનના શખસની શોધમાં હું અહીં આવી જોઉં છું, તો એકવાર ફરીથી મારી સામે પેલો.ઉંધી બુદ્ધીનો નાસ્તીક રાજ કર્તા તેમજ જેનું અન્ન ખાય છે તેનેજ લુણહરામ થનાર મહાપાપી વાણ્યાને જોઇ હું ખચીતજ કમકમું છું. તમો બંનેનાં અહીં કરેલા મેળાપનું કારણ હું સહેલાઇથી કલ્પી શકું છું. આ નીમકહરામ વાણુયો પોતાના દયાળુ, ધર્મી પારસી શેઠનું બુરૂં કરવાજ અહીં આવ્યો છે, અને તું તુચ્છ દુર્યાનસીંગ—મલીન શકતીઓનો ઉપાસયો— તે દુષ્ટકર્મ પાર ઉતારવાની પુર આશા રાખે છે."

"સાધુડા—તારી તોછડી જબાં ઉપર કાબુ રાખ અને તું કોણનાં રાજ્યની ધરતી ઉપર હાલ ઉભો છે તેનો પુખ્ત વીચાર કર."

"હે મુરખ! હું પરમકરૂપાળુ, મહા બળવાન, સર્વ વ્યાપક પરમેશવર,જેણે આ અનંત પૃથવી પેદા કરી છે, જેણે દીવસ અને રાત નીયમીત કરયાં છે, જેણે આ ટેકાવગરનાં ગગન અને મહાભારત પરવતો પેદા કરયા છે, જેણે પેલો દુર પશ્ચીમમા દેખાતો મહાસાગર સરજયો છે, જેણે નદીઓ, પવન અને પ્રાણીઓ ઉત્પન્ન કરયાં છે તેનાં દયાળુ રાજ્યમાં હું હાલ ઉભો છું. તેનાં શીવા-

ય હું બીજા કોઇની સતા માનતોજ નથી." તે યોગીએ મહા તીરસકારથી રા ણાનાં સવાલનો કડક જવાબ દીધો.

"તું હાલ કોણની સમક્ષ ઉભો છે, તે ખુલ્લી નેત્રોએ જો અને નમનતા બથી ઉતર દે, ઠગારા!"

' હું હાલ એક એવા પ્રાણી સામે ઉભો છું, જે જો કે મનુષ્ય આ કાર ધરાવે છે, છતાં તે ખરો મનુષ્ય નથી, મનુષ્યનાં ગુણો તેનામાં નથી; પણ જંગલી પ્રાણીની પંકતીએ ગબડેલો તે એક પતીત પ્રાણી છે!"

એક પળ ત્યાં મોહોત સમાન ચુપકીદી પંથરાઇ રહી. રાણો ગુસ્સાથી હોઠ હાળી ડામાડોળ ખ્યાલમાં ઉભો હતો. તે સાધુ એકાએક પોતાનાં બોલવાની રીત બદલી શાંત સાદે પુછવા લાગ્યો:-

"તું શું નીરદોષ પારસીઓનાં નાશ માટે બહુજ આતુર છે, કબુધ્ધીના સખસ?"

"હા, આ મારૂં હરદય રાત અને દીવસ બસ તેઓ ઉપર વઇર લેવાજ ધપ કે છે; આ મારો શ્વાસોશ્વાસ વઇર લેવાનાંજ પડઘા પાડે છે; આ જોરાવર હાથ વારંવાર તરવારને અડકી તેઓનાં રૂધીર પીવા માટેજ તરસ બતાવે છે! મારા રાજયમાં આ એક એવી પ્રજા છે, જે મારા સરવે કરમો તરફ ધીક્કારથી જુએ છે; અને કેટલાક કામોમાં તો વચે માથું નાંખી તે ઉંધુ મારે છે" રાણાએ ઝહેરભરયા સાદે બચાવમાં જવાબ દીધો.

"જો તારાં કારયો નીતીભ્રષ્ટ હોય, તારી નીષટા અપ્રમાણીક હોય, અને જો તું રાજ સતાની ધુંધમાં આવી ભારે અત્યાચારો કરી નીરાધાર હીંદુ ગરીબોને કચડી નાંખતો હોય, તો તે સામે થવા માટે સાચા જુસ્સાવાળી એ ક પ્રજા સામે થાય તેમાં ખોટું ન કહેવાય." તે યોગીએ ધીમા શાંત અવા જે ટીકા કર્યા.

"અરે લુચ્ચા ધુતારા વેરાગી! તું શું પારસીઓનાં હીમાયતી તરીકે મારી સામે ઉભો છે; અને વળી મને અપમાન કરવાની પણ હામ ભીડે છે? પણ યાદ રાખીશ કે તારા કહેવાથી હું મારા લેવા ધારેલા મીઠા વૈરથી એક ડગલું પણ પાછળ હઠનાર નથીજ.'

"તુંક બુધ્ધીના ગરાસ્યા-," તે સાધુએ કરડા ગંભીર સાદે બખાળ્યું, "જે ને રામ રાખનાર તેને કોણ મારનાર? હું પારસીઓ તરફથી બોલવા અહીં આવ્યોજ નથી, પણ મારી ઇશ્વરજ્ઞાનનાં એક તુચ્છ અભીયાસી તરીકેની હાલત



**પારસી કોમ કદી નાબુદ થનાર નથી.**

"ટુંક બુદ્ધિનાં ગરાસ્યા"—તે સાધુએ ગંભીર સાદે બોલવા માંડ્યું. "મેં સર્વ ધર્મોનો અભિયાસ કર્યો છે તેથી કોઇ પણ પ્રજા વિષે બોલી શકું......તું યાદ રાખીશ કે પારસી કોમ કદી નાબુદ થનાર નથી, અને તે પુરવાર કરી આપવા તૈયાર છું........" (સફો ૧૬૦.)

માં મેં પુરૂથ્વી ઉપરનાં સર્વે ધર્મોનો અભ્યાસ કરયો છે, તેથીજ હું કોઈપણુ પ્રજાની ખાસયત કે ગુણદોશો વીશે બોલી શકું. તું યાદ રાખીશ કે-પારસી કોમ કદી નાબુદ થનાર નથી! અને તે તને પુરવાર કરી આપવા કોશેશ કરીશ: પારસી જાત અગ્નીપુજક અને સુરયપુજક તરીકે જાણીતી થઈ છે છેક પુરાણા કાળથીજ આ પ્રજા આ પવીત્ર સર્વવ્યાપક મહાન તત્વની પુંજા કરતી આવી છે. અગ્ની અને સૂરયની જોરાવર શકતીનો જીવન અંશ આ પુરૂથ્વીની દરેક વસ્તુમાં કે પ્રાણીમાં હસ્તી ધરાવે છે; જેમાં મુખ્ય તો મનુષ્ય આવી જાય છે. ખુદ આ અપીલ જગતની હસ્તી અને જીવન આ ગરમીની શકતી કહો યા તેને દેવતાના નામથી કહો, કે પારસીઓ તેને યઝદ તરીકે ઓળખે છે, તેની પુંજા એક પ્રજા હઝારો વરષ સુધી ચાલુ કરતી આવી હોય, તો પછી તે પુજાએ કેટલું આતમીક બળ પેદા કરવાથી તે પ્રજા ઉપર તે શકતી, યા દેવતા, કેટલા પ્રસન્ન હોવા જાઈએ; અને તે શકતી કે દેવતા પોતાનાં વફાદાર માનીતા પુજારીઓ ઉપર કેવા પ્રેમ, લાગણી અને પોતાના અખુટ બળથી તેનાં ઉપર પોતાનો બળવાન બચાવનો છાંયો, અહોનીશ રાખતા હશે, તે વીચારવું કેવું સહેલ છે! બેલ–અજ્ઞાન, આ સાધારણુ બુધ્ધીમાં ઉતરે તેવું, તારા મદભરેલા મગજ અને વૃજ હરૂદયમા ઉતરયું કે!"

"નહીં! નહીં!! અને નહીંજ!! તું જાદુગર છે!" પોતાની નીચ વૈર લેવાની વાસનાવીરૂધ્ધ મુસ્તકીમ દલીલ સાંખી ન શકવાથી રાણો ઉશકેરાટથી પોકારી ઉઠયો.

"ત્યારે ઓ તુચ્છ, ટુંક નજરના મનુષ્ય! મારા આ છેલ્લા આગમચેતીનાં શબ્દો પણ સાંભળી લે!" તે આબેદ ધીમા ગંભીર સાદે પોતાના દરેક શબ્દ ઉપર ભાર મુકતાં બોલ્યો; "જે ઘડીએ તું નીર્દોષ પારસીઓ ઉપર તારૂં વૈર પાર પાડવાની નીચ ખુશાલીની ટોચે પ્હોચ્યો હોઈશ, તેજ વેળા તારૂં મૃત્યું તારી બહુજ નજીક હશે એમ તારે નોંધી રાખવું. જે વેળા તે અગ્નીપુંજકોનો તું દગા અને ક્રૂરતાથી નાશ કરવા તઈયાર હશે, તેજ વેળા તેઓ ઉપર પ્રસન્ન રહેનાર બળવાન અગ્ની, તારા અંગમાંના વઈરને લીધે નબળા પડેલા અગ્નીને એકદમ બુજાવી ઠંડોગાર કરી નાંખશે! તારૂં મરત્યું તારી માનેલી ફતેહ અગાઉ ખચીતજ આવનાર છે!!"

આવી ભયંકર વાણી બોલી તે ચમતકારીક સાધુ તરતજ આલોપ થઇ ગયો, અને રાણો વહેમથી ઝંખવાણો થઇ જઇ ચુપ ઉભો.

"મુલચંદ"–રાણાએ દબાયલા અવાજે થોડી પળની ચુપકીદી તોડતા બોલવા

માંડયું, "મારૂં કહયું સાંભળી લે હું પેલા જાદુગર ધુતારા વેરાગીનું બોલવું જરા પણ માનતો નથી; અને એક શુરવીર ગરાસ્યા તરીકે મારા વઇર લેવાના નીશ્ચયથી એક ડગલું પણ પાછળ હઠનાર નથીજ. તારે વરીયાવ કસ્બામાંથી પરમ દીવસે મંગળવારે કંઇ બહાને આ તરફ નીકળી આવવું, અને છેટ્લી બાતમી સઘળું આપણા લાભને અનુસરતું થયું હતું કે તેની મને આપવી; તેમજ કસ્બા તરફ જવાનો સહેલો ટુંકો છુપો માર્ગ બતાવવો તારી તે સેવાનો પુરતો બદલો આપણી છેટ્લી ગોઠવણ મુજબ તને આપવામાં આવશે." આવી રીતે રાણો પોતાની કરણીથીજ પોતાના ભયંકર સરજત તરફ ધસડાતો હુજતથી બોલ્યો

"આપની, આજ્ઞાને સદા તાબે છું, મહારાજ." મુલચંદે બહારના શાંત દેખાવ છતાં, બેબાખરા અવાજે તુરત જવાબ દીધો.

---

## પ્રકરણ ૩૦ મું.

### "વરિયાવ ઉપર ધાડ—ચાકદામાનની પરીક્ષા."

આવતો જે ઇરાન પર જમાનાનો દોર,<br>
તો ઉઠાવતા પારસીઓ કીનાથી શોહોર;<br>
બાયડીને છોકરાં, મહેલને મકાન,—<br>
છોડી તે સર્વ, લઇ તીરો-કમાન<br>
દોડતા ને મારતાં, ને ધસી લડતા,<br>
એમ શુરા પારસીઓ જશમાં મરતા.

મંગળવાર રોજ અરશસંગ અને માહ ફરવરદીનનો તે દીન કોઇ પણ રીતે કુદરતમાં અસાધારણ ઉગ્યો ન હતો. તો પણ તે દીવસ તો ઘણીક રીતે પારસી કોમની તવારીખમાં તો યાદગાર રહી ગયો છે. તે યાદગારી એક તરફ ગમગીનીની જગ્યા રોકે છે, તો બીજી ગમી વાજબી મગરૂરી દમામદાર ખડક ઉપર ઝળકતી રોશની મીસાલ ઉભી રહી છે, જેની રોશની આજ સેંકડો વર્ષો થયાં છતાં પુર તેજથી પારસી ઓલાદને ઝળકાત આપે છે.

એક માનીતા ખુશી-ખુરમીનો તહેવાર કેવી ખુશભરી લાગણીથી ભોગવી શકાય તેના મનપસંદ તરંગોથી ભરપુર મગજે, તે દીવસ વરીયાવનાં પારસીઓએ બામદાદમાં પોતાનું હુંફાળું બીછાનું છોડયું. તેવુંજ, બલકે તેથી વધી વઇભવથી ભરપુર, બાદશાહી બીછાનું કીનાખોર જીગરના રાણાએ વળી ખી જીજ તરેહનાં ખુશ ખ્યાલો અને લાગણીઓ વચ્ચે છોડયું. પારસીઓનાં જીગરમાં પ્રમાણીકરીને ધરમની તરીકે તો બજાવી પછી નીરદોષ મોજ મજાહમાં તે દીવસ ગુજારવાની આશા હતી, જય રે રાણાનાં મેલા હઇયામાં તે દીવસે સેંકડો નીરદોષ અબળાઓ બાળકો અને અશકત વૃદ્ધ પારસીઓનાં લોહી રેડવાની જીગરની ખાસ આશ હતી. એક બાજુ ઇનશાનો દાદગર દાવરનો આભાર માનવા જશન અને બંદગી કરનાર હતા, જયારે બીજી બાજુ, નાપાક શયતાનને પણ લજવાવનારૂં કરૂર કરમ કરવા તલવળાટ થતા હતા જો કે એકજ ખુરશેદ અને એક સરખો પવન સર્વને પોતાની ન્યામત અને મહેરબાની એક સરખી આપતાં હતાં, છતાં તે ન્યામત ચાખનાર ઇનશાનોનાં મગજ તે દીવસે કંઇક એકેકથી ઉલટીજ રીતે કામ કરતાં હતાં.

અકાબર જેહાંગીરશાહ પરેવે તે દીવસના શુભ પ્રસંગને વધુ સગનવંતો બનાવવા, ટકોરખાનું પણ હાજર રાખ્યું હતું; જેથી સરનાઇ, તાસા, પીપોડી અને ઢોલકડાંથી તે દીવસનાં પરોઢયાંથીજ હરતરેહની રાગણીઓથી કસબાને ધમધમાવી મુકયું હતું.

જેહાંગીરશાહના માનીતા વજીફા "ગુલશન" તરફ જવા સવારનાં સકાળે થી ગાડી અને ગાડાંઓની દોડધામ ચાલી રહી હતી મોબેદ સાહેબો જશનની પાક કીયા કરવાના સઘળાં સાધણો લઇ પુર ઠાઠમાઠથી અને ઉલટમંદ જીગરથી કયારનાં જલદી નીકળી ગયાં હતાં. બેહેદીન સાહેબો શુધ સફેદ પોષાકમાં સજ થઇ ટોલટપા મારતા મુરબી અકાબર જેહાંગીરશાહની હવેલી આગળ પોતપોતાની અસવારી ગાડી લાવી જોગા મલ્યા હતા, કે જયાંથી સામટી સવારી મોટાં સરઘસના આકારમાં કેટલા કોશ દુર આવેલા "ગુલશન" વજીફા સુધી જનાર હતી.

બીજી તરફ વરીયાવની ભલી તાબેદાર, ધારમીક લાગણીની પારસણોએ તો ખુદ કસબામાંજ રહી, બાળકો, બુઝેરગો અનેપોતાની સહીમીતીઓ સાથ તે દીવસ મોજમજાહમાં ગુજારવાની સર્વે તઇયારી રાખી હતી; એટલે તે દીવસ કોણ વધારે મોજમજાહમાં ગુજારશે—કસબામાંની બાનુઓ કે "ગુલશન" વજીફે સીધારેલા-માટીડાઓ—તેબાબે ગોયા રસુજી હરીફાઇ ચાલી રહી હતી.

ફરમાસુ મોવરૂં દારૂ અને સુરૂખાદી તાડીની લેહેર મારવાની તૈયાર હાથથી ગોઠવણ શેઠ જેહાંગીરશાહે કરેલી હતી. તેમજ ખાણું માટે પહરેજીનો સ્વાદીષ્ટ ખોરાક, ભાજી તરકારી વગેરેનો ખીસ્યાર ગંજ તો અત્યારથીજ ચુહલા ઉપર ચઢી ગયો હતા.

મનોરંજક, નીતીઉત્તેજક, કોમ અભીમાની અને મરદાનગી ઉશકેરનારા કલગી તોરાના ખ્યાલો કે ફીરદોસીનાં શાહનામેહનાં દાસ્તાનોથી મીજલસનું મનરંજક કરવાની ખાસ ગોઠવણ રખાઇ હતી; જયારે બાનુઓએ ધારમીક ગરબાઓ, ભકતીનાં ગાયનો, વગેરેની ભેગા મળી મોજ ચાખવાની તઇયારી મોહોલ્લાઓમાં રાખી હતી.

જશનની પાક ક્રીયા પુર ભકતીભાવ અને અહેશાનથી ઉભરાંતા જીગરે કરવામાં આવી હતી, અને તેમાં પુર આસ્થાથી સરવે હાજર રહેલા હમદીનોએ ભાગ લીધો હતો. જશનની ક્રીયા ખતમ થવા બાદ, તે દીવસનાં પ્રસંગને અનુસરતું—સંજાણના જરથોસ્તીઓની જવાંમરદીનું અસરકારક દીલ ઉશકેરનાર વીવેચન, કસબાનાં બુઝોરગ અથોરનાન સાહેબે કર્યું, અને સંજાણનાં પ્રાક્રમને શાહનામેનાં કેટલાંક દાસતાનો સાથ સરખાવી પારસી તરીકે વાજબી મગરૂરી લીધી. તયાર પછી જેહાંગીરશાહ પટેલે છટાદાર ભાષામા ભાષણ કરતાં ૧।। વરસ ઉપર દુરયાનસીંગ રાણાએ જે અત્યાચાર કર્યો હતો, અને જેનાં પરીણામે ખુરશેદ અને સોહોરાબે જે સંખયાબંધ પ્રાક્રમો કરી બતાવી પોતાની માહબુબોનો દુશમનનાં બસમાંથી છુટકો કરયો હતો; તમજ જંગી જરે અને જુસ્સાદાર નવાજે જે જે દુ:ખો અને જુલમો પોતાનાં પાક મહઝબ ઉપર બેહદ આસ્થા રાખી ખમ્યા હતા—,ને સઘળાની મગરૂર યાદ કરી પારસી કોમનાં બહાદુર જવાનો અને તેવીજ કોમઅભીમાની બાનુઓ ઉપર આફ્રીન કરી હતી.

ભાષણ પછી એક પીલતન જેવા કદાવર જરથોસ્તીએ જર અને ખુરશેદ, નવાજ અને સોહરાબનાં સાહસકરમોની યાદમાં રચેલો ખાસ ખયાલ બાગેબુલંદ અવાજે લલકારયો હતો.

ત્યાર પછી તાડી અને દારૂનો દોર ચાલુ થયો, જે સાથ ખુશ ટોલ ટપ્પા અને રમુજો શરૂ થઇ, અને એક ભરચક બાદશાહી ખાણું પીરસવામા આવ્યું, આવી રીતે તે દીવસની બપોર "ગુલશન"માં જરથોસ્તીઓ ગુજારતા હતા.

સરખામણીમાં કસ્બાની બાનુઓમાં કંઇક ઓછી મજાહ માલમ પડતી હતી. તેઓને માથે બાળકોની સંભાળ અને બુઝોરગોની મદારત કરવાની ફરજ

નંખાયલી હોવાથી, તેઓ ઝાઝી ફુરસદ મેળવી શકતાં ન હતાં; છતાં તેઓએ પણ ભેગા મળી ગરબા, ગાયનો અને ખુશ વાતચીતની મજાહ કરી હતી; તેમજ બંદગીઆરીમાં બંદગી કરી આત્માને પણ ખોરાક આપ્યો હતો.

સુમાર બપોરનાં ૨ નો હશે, જે વેળા જરબાનુ ઘરનાં કુશાદે દીવાનખાંનામાં ૪ સહીઓ સાથ ખુશ ખાણું ખાઇ, ભેગી ગુફ્તેગો કરતી હતી, જે શરૂઆતમાં તો તદન સાધારણ બીનઅગત્યની વાતચીત હતી, પણ પાછળથી તેણે કેવું વીચીત્ર રૂપ ધારણ કર્યું તે જોઇશું.

"બહેનો—આપણા જી ભરાયા માટીડાઓ મારા બાવાજીનાં "ગુલશન" વજીફામાં મોજમજાહ કરવા સહવારથી સધાવ્યા છે, અને આખો દહાડો સંજાણના પારસીઓની મહાન જીતને ખુશાલીથી ગજાવશે, પણ આપુને તો અહીં તેઓ વગર કેવું બધું એકાંત અને બેચેન જેવું લાગે છે." જરે કંઇક દલગીરીથી ટીકા કરયા.

"પ્યારી જર—," નવાજે તરતજ તાપસી પુરી; "એવું એકાંત કદરખીહામણું લાગેછ તેથીજ મને ઉદાસી લાગેછ તેમ નથી, પણ તેમાં વધુ બેચેની ઉપજાવનાર અને અપશુકનભરયું તો આજે બપોરે ધરોધર બાર વાગતે આપણા મોહલ્લામાં ઘુવડ ચીચારા પાડતું ભમયા કરયું તેથી મને લાગે છે; અને જાણે મને તો બા અંદરખાનેથી કાંઇ ધાસ્તીજ લાગયા કરે છે."

"છટ ! છટ ! ! નવાજ—આપણા માટીડાઓને બધા જી— ! આપુને બીહવાનું શું હોય ? જી ભરાયાઓ તો હવે બે ત્રણ કલાકમાં તો ધરાધર કરતા ગાજતા વાજતા આવીબી પુગશે."

"ખચીત, નવાજ—" સરોવર જેવી ઉંચા કદની સુંદર શીરીન બોલી ઉઠી; "આજનો અરસેસંગ રોજ તો આપણે મગરૂરીથી પાળવો જોઇએ, કારણ આપણી જીત દીન દુશમનો ઉપર થઇછ, અને વળી તે સાથ આપણી કોમે ભલા સંજાણના જાદી રાણાના બાપદાદાએ આપણા વડવાઓ ઇરાનથી આવ્યા ત્યારે જે મદદ, આશરો આપી આપણા ઉપર અહેશાનો અને મહેરબાની બતાવી હતી, તેનો થોડો ઘણોબી બદલો હાલનાં સંજાણનાં વફાદાર જરથોસ્તીઓએ રાણા ખાતર લડી વાળી આપયો છે."

"હું તે કબુલ કરૂંછ—શીરીન." અરનવાજ નામની બીજી ખીલલા બાંધાની બાળા બોલી ઉઠી. "છતાં મને તો બહેન નવાજનાં બોલવાને ટેકો આપવો પડે છે. પેલા નાપાક ઘુવડનાં તીતીયાણ બપોર વખતનાં ચીચયારાના

કંપારી ઉપજાવનાર પડઘા હજી પણ મારા જીગરને આથડયા કરી મને બેચેન અને ધુજારી બનાવે છે."

"વહાલી બહેન જર—"સુંદર શીરીને જર તરફ સવાલ કરતી ઢપે નજર ફેંકી એકાએક ટીકા કરયા. "તું તેમજ નવાજને તો આપણા કસબાના-દુરયાનસીંગ રાણાની બદમાશીનો કડવો અનુભવ બબ્બે મરતબે મલી ચુકયો છે, પહેલ તો તે નાપાક ખુદ તારા લગનને દહાડેજ તુંને તેમજ નવાજને જોર જુલમથી ઉપાડી લઇ જઇ રતનપોરમાં કેદ કરયાં. અને બીજીવાર તો બીચારા ભલા માણેકચંદ ઉપર ધાડ પડાવી તયારે—અને—અને હાલ જયારે આપણા જી ભરાયા વહાલા માટીડાઓ ગામમાં નથી એવો જો તેને બાતમી મલે તો——"

"બસ!—બસ!—શીરીન!" જરબાનુ જુસ્સાથી આખો ફફડાવતાં પગ ઠોકી બોલી ઉઠી: "તે નાપાક પાપી ચંડાળનુ નામ શું કામ આજના સપોરમે દહાડે લેયછ? તે બનાવો યાદ થતાંજ અને તે મુવા ગરાસ્યાનું નામ સાંભળતાંજ મારી છાતીમાં સ્ત્રી જાતીનો કુદરતી ગરમ જુસ્સો, અને મેં જે જે અપ માનો અને આજાબો તેની તરફથી ખમ્યાં છે તે માટેનો એક :પાકજાદ જરથોસ્તી અબળા તરીકેનો ધગધગતો કીનો અને ખરા જીગરનો ધીકકાર ઉભરી નીકળી ગોયાં મને બાળી નાંખે છે—"

" બચીત—શીરીન," ધરમ ઝનુની નવાજ વચમાં જરને ટેકો આપવા બોલી ઉઠી. " વહાલી બહેન જરના જીગરમાં જે બળતરા અને જુસ્સા ઉભરે છે તેવાજ જોરાવર કીનાના મોજા મારા આ જીગરમાં ઉછળી મને પણ તેનું નામ સાંભળતાંજ બેબાખરી જનુની બનાવેછ, માટે તારે તે નાપાક ખવીસનાં વીશે આજના સગનવંતા રોજે ઇશારો પણ નહી કરવો જોઇતો હનો.

"કેવું વીચીત્ર! આપણે શું વાત ઉપરથી કેવી ગરમ તકરારમાં ઉતરી પડયા!" અરનવાજે તરતજ વાજથી અજાયબી બતાવી.

એકાએક તેઓની નજર જર ઉપર પડી, જેણી ધયાનથી બારીની બાહેર દુર જોતી હતી.

"મરેરે, વળી શું થયું?" જર આતુરતાથી બહાર નજર રાખતાં બોલી ઉઠી. "મારી ભીમી આટલી જોરથી શું કામ દોડતી આવેછ—એના સકાર બરે, સારીખી બરાબર પહેરી નથી."

આ ઉપરથી સર્વ સુંદરીઓ ભારે ઉત્કંઠાથી ભીમી આવવાની રાહ જોતી થોડી પળ ચુપ બેઠી.

દાસી ભીમી હાંફતી હાંફતી દોડતી આવી અને મુશ્કેલાઇથી દમ લેતાં, આખર જમીન ઉપર ફસડાઇ પડી ભાગું તુટું ગભરાતથી જોરમાં બોલી ઉઠી;-

"બાઇ—મારી મહેરબાન બાઇ—! ઓહ હવે તારૂં શું થશે?........ નહાશો—બાઇઓ, જીવ લઇ નહાસો—! ઓ તમારો પ્રાણ બંચાવો! ઓ! ઓ!!—"

"ભીમી?? શું છે?" જર કંઇક ગભરાટ અને અધીરાઇથી ગુસ્સે થઇ પોકારી ઉઠી, "ધીરી પડ, દમ ખા, અને ખુલાસાથી બોલ—, દોડતાં કહાંથી આવી?"

"બા—આઇઇ!" ભીમી હજી મુશ્કેલાઇથી દમ લેતી પોતાની ધગધગતી ઉછળતી છાતી જોરથી દાબતા બોલવા લાગી, "મારો માટી થનો રણછોડ, પાંચ ગાઉ છેટેથી ઘોડે બેસી ટુંકા મારગેથી ખબર આપવા આવ્યો છ કે પે-પેલો—

"કોણ "પેલો"? બોલ જલદી?" બધા ઉશ્કેરાટથી સામટા પુછવા લાગ્યા.

"પે-પેલો ગ-ગરાસ્યો રાણો વરીયાવ ઉપર ધસ્યો આવે છે!"

તેજ વેળા શેઠાણી માણેકબાઇ ત્યાં દાખલ થયાં.

"દીકરીઓ—શું છે એટલું ગોટ્યારૂં કાંય કરોછ?"

"હેતવંતા માતાજી," જરે બહારના શાંત અવાજે જણાવ્યું. "આપણા કસ્બા ઉપર એકાએક આફત આવી છે—રાણો વરીયાવ ઉપર ચઢી આવે છે!"

"ઓહ ખુદા! આ કેવી આફત? હવે શું કરયે? આપણા જી ભરાયા સર તાજોને હવે કેમ ચેતાવ્યે?" માણેકબાઇ ભારે ગભરાટથી ધ્રુજતાં આમતેમ જોતાં બોલી ઉઠયાં, જ્યારે બીજી સુંદરીઓ ફીક્કી મારી ગઇ.

"માયજી-નાજાં, શીરીન, અરનવાઝ!" જુસ્સાવાલી જરબાનું એકાએક ઉછળી ઉભી થતાં જમીન ઉપર ટટાર થઇ પોતાની પહોળી છાતી વધુ આગળ કરી બોલી; "ગભરાઇ શાના વાસ્તે જાવો છો! તે વંઠેલ, હીચકારો બદમાશ દુરયાનસીંગ ગરાસીયો વરીયાવ ઉપર ધસી આવે છે તેથી શું થયું? હજી તે ચાર-પાંચ ગાઉ દુર છે, તેટલા વખતમા તો જો આપણે હીંમત રાખશું તો તે નાપાકને પુરનો સ્વાદ ચખાડી ઉલટો નશાડશુ? વ્હાલી બહેનો, તમે હીંમતવાન, જુસ્સાવાલી અને કોમ અભીમાની થાવ-! આપણી કદીમ ઇરાની લોહીની તેલા બહાદુર બાનું ગોર્દઆફ્રીદ, જ્યારે ઇરાન વતન તુરાનથી ધાસ્તીમા આવી પડયું ત્યારે કેવા ઝનુન, હીંમત, ધીરજ અને દેશ અભી

માનનાં જુસ્સાવાલા જીગરથી સોહોરાબ પહેલવાન સામે લડી હતી, તે યાદગાર જંગ ધ્યાનમાં લેવો–; વળી આપણી ઇરાનની મહાન શહાનશાહાત જંગલી આરબોને હાથ નેહાવંદનાં નેહેસ્ત જંગથી જનાર હતી, તે વેળાનાં ખુનખાર જંગમાં શેર દીલની ઇરાની બાનુઓ કેવી સ્ત્રી જાતીની મગરૂરી, કેવી દલેરી અને કેવી ઇરાની લોહી માટેની મોહોટાઇ માટેજ હઝારોની સંખ્યામાં જંગે મેયદાનમાં લડવા બાહેર પડી હતી. શું તેજ ખાનદાની બાદશાહી લોહી આજે આપણી રગોમાં દોડતું નથી! શું તેઓથી આપણે ઉતરી આવ્યા નથી!"

"ખચીત મારી બેટી, તું વાજબી બોલેછ." માણેકબાઇએ ટેકો આપ્યો, "આપણે કદીમ કયાની લોહી ધરાવનાર છીએ.... પણ દીકરી,–તે જમાનો કેવો હતો અને તે વખતની આપણી ઇરાની બાનુઓની સંખ્યા કેટલી મોટી હતી– આજે તો મોટા કમનસીબે આપણી સંખ્યા આંગલી ઉપર ગણાય–"

"માયજી–તમે ભુલ કરોછ. શું લગભગ ૨૫,૦૦૦ મુસલમાનો સામે થોડા દીવસની વાત ઉપર ફક્ત ૧૪૦૦ સંજાણનાં જરથોસ્તીઓ લડી જીત્યા નહતા કે તમે હીચકારા બનાવનારા શબ્દુનો બોલોછ? બહારના દેખાવવાલી નામની મોટી સંખ્યા કરતાં, બાજે વખત નાની પણ જુસ્સાદાર, દલેર સંખ્યા વધુ ધ્યાન પુગાડવા જોગ અને જાલીમ પુરવાર થાય છે."

"જર, સુવા ગરાડ જેવા લુટારા સામે આપણે થોડી બઇરીઓ કેમ ટકી શકયે, એમ સાધારણ અકલનો માણુસબી કબુલ કરશે." અરનવાઝે તકરાર લીધી.

"બસ– ખામોશ અરનવાઝ!" જરે ઉશકેરાઇ જઇ જોરથી હોઠ દાબતાં તરારો મારયો. "એક જવાન પારસણનાં હોઠ ઉપરથી નીરાશી, હીચકારાપણું અને ગભરાટનાં શબ્દુનો નીકળતાં સાંભળી મને એક જરથોસ્તી બાનુ તરીકે શરમીન્દગી પેદા થાય છે! મારૂં કહેલું હજી પણ ધ્યાનથી સાંભળી લેવ–, વખત થોડો હાથમાં છે અને બીજી મુશકેલીઓ ફતેહમંદીથી ભરવી છે. હાલનો કફોડો સંજોગ જોઇ બદમાશ કીનાખોર લુટારો રાણો આપણા માટીડા અહીં કસ્બામાં નથી તે જાણીનેજ ખાસ અહીં ધસી આવે છે! તે હવે નજીક આવતો હોશે, જયારે આપણા પ્યારા શીરતાજો તો ઘણે દુર "ગુલશન"મા ખાણીપીણીમાં હવે ચકચુર રહી બેખબર પડયા હશે, એટલે તે પહેલવાનોની મદદ મેળવવાની આશા રાખવી ફોકટ છે. તેમજ ન્હાસવામાં પણ કંઇજ લાભ લાગતો નથી. પહેલાં તો આપણા બુઝોર્ગ સુરંબીજીઓ, બપાવા, મમાવા, મમઇજી, બપઇજી, તેમજ વ્હાલાં મુલકાંઓને સલામત જગ્યે ખસેડવાનો હવે વખત અને સાધનજ કયાં છે?

"ધારો કે અગર જો આપણે ન્હાસી જઇએ તો આપણા પાક આતશ પાદ

શાહનું શું થાય?" શીકાણીએ ભારે ગભરાટ, દુ:ખ અને સંદેહથી બીજો
સવાલ નાંખ્યો.

"બચીત માયજી—,તમે વાજબી બોલ્યાં. શું જુદદીનો આપણી પવીત્ર
અગીયારી અને કેબલાને રીમન કરે?" જર ગુસ્સાથી લાલ લાલ બનેલા ચોહે
રાથી પોકારી ઉઠી. "ઓ દાદગર! જયાં સુધી એક ખરા જરથોસ્તી મરદ કે ઓર
તતી રગમાં કદીમ ઇરાની લોહીનું છેલ્લું ટીપું હશે, ત્યા સુધી તો તે પોતાનાં પાક
આતશનાં કેબલાની પાસબાની કરવા એક જરથોસ્તી તરીકે પાક કોલથી બંધાયલો
છે; હા, તે એક પારસી તરીકે આતશને જુદદીનોથી અપમાન થાય તે કદીએ
સાંખી શકશેજ નહીં!—અને હું, મારી હમદીનો—હું [જોશથી પોતાની છાતી
ઉપર હાથ અફાળતાં અને આંખ્યો જુસ્સાથી ફફડાવતાં] આ કદીમ કસ્બા
નાં અકાબર એક ચુસ્ત જરથોસ્તી, શેરની છાતીવાળા જેહાંગીરશાહ ચહેલની
બેટી અને રૂસ્તમ જેવા જોરમંદ સાચ્ચા પારસી ખુરશેદજીની મોહોરદાર જર—
આતશ પાદશાહને રીમન થવાનો ખ્યાલજ કેમ સાંખી શકું?"

"બહેનો—" જરના જેવીજ ધર્મઝનુની નવાઝ વચમાં ઉભી થઇ
પોકારી ઉઠી, "અને તે આફત અને હીનપસ્તી ઉપરાંત સઉ
થી વધુ ગંભીર, સઉથી વધુ પવીત્ર અને કીમતી જે આપરી પાકદામાન
છે, તે શું હીચકારી રીતે નાશી જતાં થોડીવારમાં પકડાઇ જઇ ધીક્કારભરયા
જુદદીન્યાઓના બસ.પડી અપવીત્ર કરવા દઇએ? કદી નહી! હું તો મારો
પ્યારો જાન જાય, મારી મગજશકતી ખસી જાય, મારા આ ખુબસુરત શરી
રનાં હાંડકેહાડકાં છુટાં પડે, તો પણ એક પારસણ અને જરથોસતી બાનુ
તરીકે મારી પાકદામાનને તો એક બેગાનાથી કદીબી અપવીત્ર કે નાશ કરવા
દેવશ નહી!!"

"આફ્રીન છે નવાઝ! તારા આવા સાચા જુસ્સા અને ખરા પારસીપણાં
ઉપર." જરે શાબાશી આપતાં આભારી જીગરે જવાબ દીધો. "તારૂં બોલવું
એક સાચી ધરમી પારસણને મગરૂર અને શોભા આપનાર કહેવાય, અને
હું પુછું છું કે પારસી કોમ કોણ, પારસી લોહી કયું, અને પાક જરથો
સ્તી મઝહબ કેવો? એ સવાલો થતાંજ એક સુદ્ધો પારસી પોતાને મળેલા આ
ત્રણ કદીમ વારસાનાં બચાવ ખાતર પોતાનાં કીમતી જાન, કુટુંબ અને માલાં
ખજાનાનો ભોગ પણ આપવા તઇયારજ થશે! મારી હમદીન બહેનો—! હવે
જરાબી વધુ વખત ખોહવાનો નથી, માટે જાગ્રત થાવ! ઉઠો!!—" આટલું
બોલતાં સાથ તેણી સામેની ભીંત તરફ ધસી ગઇ, અને ત્યા ઓળચેલી પોતાના

ધણીની તરવાર ઉતારી લઇ, તેને મ્યાનમાંથી ખેંચી કાઢી, હાથમાં આમતેમ ફેરવતાં ભારે ઝનુનનાં આવેશમાં આવી લાલ લાલ થતાં પોકારી ઉઠી:–

"વ્હાલી બહેનો—!–તમારાં પ્યારા ખાવીંદ, યા બાપ યા ભાઇ કે બેટાનાં બખતર, કોલાહ, ગુર્જ અને હથીયાર પહેરો, માથાનાં લાંબા વાળ સીંહા કોલાહની અંદર છુપાવો, મોઢે મુખવટી બાંધો કે જેથી નાજુક સુંદર ચેહરાવાળી નાઝનીનો તરીકે નહીં ઓળખાય, અને છેલ્લે પાક યઝદાનનું નામ ઝબાન ઉપર લઇ, મારી સાથ તમારી સઉથી કીંમતી પાકદામાન, "જીગરથી વ્હાયલા બુઝોરગ માતપીતા, નીરદોષ બુલકાંઓ, અને પાક કદીમ જરથોસ્તી મઝહબનાં બચાવ ખાતર લડવા બાહેર પડો–! ચાલો મેદાને પડયે અને તે નાપાક દુશ્મન સામે લડયે! અગર જો લડતાં જાન ખોહેશું તો તે દાદઅર દાવર આપણા તે મહાન ભોગ માટે ગરોથમાન બહેસ્તનો દરવાજો ખુલ્લો કરશે, તેમજ આપરા પ્યારા માટીડાઓને પણ સાચી મગરૂરી ઉપજશે કે તેઓ તરફની પાકદામાનની વફાદારી, કોમની આબરૂ માટેની ઉંડી લાગણી, અને મહઝબનાં બચાવ માટેની બડત માટે, તેઓની મોહોરદારો કે બેટીઓ કે માવતરો કે બહેનોએ ખચીતજ મહાન સ્વભોગ આપી પારસી કીરતી અને આબરૂ સાચવ્યાં હતાં. અગર જો ફતેહમંદ બની જીવશું તો કોમની કીરતીમાં મગરૂર કરનાર એક વધુ પીછું ઉમેરી નામ જગઆશકાર કરીશું! એક સ્ત્રીને પોતાની કીમતી પાકદામાન ખાતર લડી મરવું એ કેવું કીરતીવંત મોહોત છે આવ તે આવકારદાયક મોહોત તું જલદી આવ! હું તુંને ખુલ્લા હાથે સામે મળવા હમણાથીજ તઇયાર છું!! માટે ઝડપ કરો–બીજી હમદીનોને જલદી એકઠી કરી લડવા માટે બાહેર પાડો."

"આફ્રીન છે જર–" નવાઝે વધુ ઉમેરયું" પતીવૃતાપણાંનો નાશ કરાવી જીવવું એ દોજખમાં જીવ્યા બરાબર છે! એક પારસણ તેમ કરી જીવે તો તેણી પોતાની કોમ તરફ, પોતાનાં લોહી તરફ અને પાક જરથુસ્ત્ર પયગંબર તરફ બેવફા બુરી ઠરે!"

બેહદ પ્રમાણીક રીતે કોમ અભીમાની લાગણીના આવેશથી ઉશ્કેરાઇ કરેલી બહાદુર જરની તે જુસ્સાદાર અપીલ ફોકટ ગઇ નહીં, કારણ તરતજ તેણીને દીલાવર નવાઝે મજબુત ટેકો આપ્યો, જેથી બીજાઓ ઉપર ઉંડી અસર થઇ. ખુદ જરની બુઝોરગ માવતર પણ જંગમાં જવા તઇયાર થઇ ગયાં!

"નહી વહાલાં માતાજી–અમે જુવાન છઇય, અને તમે બુઝોરગ છેવ." જરે ભારે હેતથી માયજીને સમજાવ્યાં.

"નહી મારી બહાદુર બેટી"—શેઠાણી ઉશ્કેરાઇ બોલવા લાગ્યાં, "હું બુઢી નથી! પોતાના પાક મહઝબ અને પ્યારી કોમનાં બચાવ ખાતર લઢવા આ જેહાનમાં કોઈ બુઢ્ઢુ કે બાળક નથી. આહ!—હું તારા જેવી એક સાચ્ચી જરથોસ્તી, તાબેદાર અને મહઝબ ઉપર ફીદા પાકઝાદ બેટીનો જનમ આપવા માટે આ ઘડીએ બેહદ મગરૂર છેઉં."

"પ્યારાં માવતર, હાલનાં સંજોગ હેઠળ તો તમારે ઘરમાંજ રહી આપણા બુઝોરગ બપાવા, બપઇ અને મારા પ્યારા ગોલાબ બેટા રૂસ્તમની સંભાળ લેવાની ખાસ જરૂર છે."

"મારી દીકરી, ઘરમા ભરાઇ રહું એવી હું બીકણ નથીજ તારા જેવાં મીઠાં ફળને જનમ આપનાર હું દરખત છેઉં તે તું ભુલી ના જા! હું પણ મારા જેવી અઘોર ઉમરની બાનુઓ એકઠી કરી આપરી પાક અગીયારીનાં બ ચાવ માટે લડવા ઓસ્તવારીથી હેવાં તઇયાર રહેવશ. તેમજ તારા બપાવા જોકે બહુ બુઝોરગ વયના છે છતાં તેવણમાં કદીમ ઇરાની લોહી દોડે છે, તેથી તેવણ એકલે હાથે ઘરનો અને નાના રૂસ્તમનો બચાવ કરશે."

"પરવરદીગાર તમુને તેમજ તે સુરબીજીને યારી આપે." આસમાન તરફ ગમગીન નજર ફેંકતાં જરે દુવા ગુજારા.



## પ્રકરણ ૩૧ મું.

### યાદગાર જંગે વરીયાવ.

ધ્રુજેછ કલમ મારી તે બનાવતાં ફરેજ,
તે આફતનાં દાસ્તાનનું મારૂં કરજ.
થાયછ જીગર ગમગીન ને બેચેન મન,
બનેછ અફસોસથી સુજનું બેકરાર તન.

આખા કસબાની જવાન બાનુઓને ઘરે જઈ તેઓને લડાઈનાં હથીઆરો સજવા અને બીજી બાનુઓને પણ તેમ કરવા ઉશકેરવા જરે પોતાની સહીઓને મોકલી, પોતે પણ એક ઓરડામાં જઈ લડાયક કપડાં જેવાં કે બખ્તર, ખંજર, ભાલો, ગુરજ, કોલાહ અને મુખવટી સજયાં. કદીમ ઈરાનની પહેલવાન બાનૂં ગોર્દઆફ્રીદ માફક:-

“બે પુશીદ દરઅ સવારાન બજંગ;
નબુદ અનદરાંમ કાર જાએ દરંગ.
નેહાદ કર્દ ગીસુ બઝીરે ઝેરેહ;
બેઝદ બર સરે તર્ક રૂમી ગેરેહ.”

માને–બખતર પહેરયું: જંગી અસ્વારનું”
ન થોભવું હતુ એક પળવારનું,
ઝુલ્ફાંને છુપાવ્યા બખતર અંદર,
કોલાહરૂમી પહેરી તેણે સર ઉપર.

અને ઘડતા જીગરે ઝુણામાં પારણામાં પોઢેલા પોતાનાં ૯ માસનાં બેટા રૂસતમ આગળ ગઈ. તેને ઉંઘતો જોઇ જુસ્સા અને પ્યારથી વાંકી વળી તેને એક ગરમ ઉંડી ચુમી લીધી. તે બાળકે તરતજ પોતાની નાની કાળી આંખો ઉઘાડી અને કુદરતી વ્હાલથી પોતાની માવતર તરફ જોયું. ઉશકેરાયલા જીગરે જરે તે નાની નીરદોષ વ્હાલી આંખોને જોઈ, જેથી માંતા તરીકેનું તેણીનું જીગર ઉછળવા માંડયું. તેણીએ દુખથી વીચાર્યું કે તેણી એક જોખમભરયા સહાસમાં થોડીવારમાં ઝીપલાવનાર હતી, જેમાથી કદાચજ જીવતું અવાય; ત્યારે આ કુમળ બાળક, મબાદા તેણીની કજા થાય તો માવતર વગર કેટલું જલ

દીથી તવલનાર હતું? તે બાળકનો ગુલાબી વ્હાલો મુખડો, અને ખુબસુરતમાં આંખો જોતાજ તેણીને આ જેહાનમા જીવવા ગમ્યું. પણ બીજી પળે બીજા એક સામા વીચારથી તે લાગણી ગુમ થઇ: "શું નાલેશીમાં એક પારસણ તરીકે આ જુઠી દુન્યામાં જીવવું? કદી કદી નહી?" તેણી બબડી અને તરતજ ઠરાવ ભર્યા જીગરથી તે બાળકને તેણીએ પારણામાં મુકી દીધું અને તેના ઉપરથી પોતાની ચશમા ફેરવી નાંખી, એક પલ ફરી વીચારમાં ઉભી.

"યા કીરતાર, આ કેવો કફોડો સંજોગ? એક ગમ મારા પેટ જન્યા બેટા તરફનો બેહદ પયાર, તો બીજી બાજુ મહઝબ અને પાકદામાનતી મહા ભારત સવાલ!" તેણી લાચારી અને નાઉમેદીથી બબડી. વળી તેણીના વીચારનાં પ્રવાહ આગળ વધ્યા, "જો મારા પ્યારા ફરઝંદ ખાતર જીવું તો તે બેઆબરૂનાં મોટા કલંક સાથે, અને કુંટુંબ, પાક મહઝબ અને ખરબારનાં નાશનાં માન ભોગે—પણ તેનું આયંદે પરીણામ શું આવે! અફસોસ! મારો બેટો મોટો થઇ ખુદ પોતાની માવતરને ફકત એક બાળકનાં પ્યારને ખાતર આપેલા કુટુંબ, પાકદામાન અને મહઝબનાં ભોગને માટે ખરા અંતઃકરણથી ધીક્કારે! હા, મારી તરફનાં તેનાં ગમે તેટલા હેત છતા, તેનું પારસી જરથોસ્તી લોહી તેની માતાનો કરેલો જબુન ગુનાહ કદી માફ નહી કરે. જયારે બીજી તરફ એક કીરતીવંત લડત ચલાવી મોહોતને શરણ થવામાં ખરી નામદારા, ખાનદાન અને સાચું અંતઃકરણ પુરવાર થાય છે. તે કરીમે કારસાજ જયારે નાની કીડી જેવીની પણ સંભાળ લે છે, તો શું મારા માવતરના છાયા વગરના કમનસીબ બેટાની પરવશી નહી કરશે? મારા પ્યારા બેટા રૂસ્તમ!!—તું હાલ શાંત મને મીઠી ઉંઘ કાઢ, તારૂં ભવીષ્ય તે દાદગરને સ્વાધીન હું હવે છોડું છ." તે દુઃખી માવતરે પ્યારથી પોતાનાં બેટાનાં શાંત ગુલાબી ચેહરા ઉપર હાથ ફેરવતાં લાગણીથી બોલવા ફરી માંડયું:—

"મારા દીકરા—જયારે તું ઉમરનો થાય ત્યારે તારી કમનસીબ માવતરે પોતાની પાકદામાન, કોમ કીરતી અને જરથોસતી મહઝબના બચાવ માટે કેવો મહાન ભોગ આજે આપ્યો હતો, તે ધ્યાનમાં રાખી, તારી માવતરનો કીને, નાપાક ગરાસ્યાઓ ઉપર તું લેજે! દાદાર અહુરમઝદ પોતાની આયાનો છાયો, સદા તારી ઉપર રાખે! અશો જરથુસ્ત્રનું ફ્રેરોહર તારી ઉપર પાક દીનની રોશની નાંખે; અને આપણા ન્યાગાનોના અશો ફ્રેરોહરો તારી, આ બે ત્રણ દીવસની જેહાનમાં પનાહપોષી કરે! અગર જો તું હાલ સમજી શકતો હોય, તો મારા પયારા ગોલાબ, આ સોનેરી શબ્દુનો સદા તારા મગજમાં કોતરી રાખજે, કે:—

આવતો જો ઇરાનપર જમાનાનો દોર,
તો ઉઠાવતા ઇરાનીઓ કીનાથી શોહોર.
બાઇડીને છોકરાં, મહેલને મકાન,-
છોડી તે સર્વ, લઇ તીરો-કમાન
દોડતા ને મારતા, ને ધસી લડતા,
એમ શુરા ઇરાનીઓ જશમાં મરતા."

અને તે સીધાંત ઉપર તારી માવતરે પણ અમલ કર્યો હતો એમ માનજે."

આટલું બોલતાં, તેણી પોતાની લાગણી ઉપર વધુ કાબુ ન ધરાવી શકવાથી તેમજ હંમેશના પડનાર જુદાઇનાં કાતીલ ઘાના ખ્યાલથી તેણીની આખ્યોમાંથી કેટલાંક કીંમતી આસું ટપકયા. તે બાળક ગોયા પોતાની માતાના દુ:ખી જીગરનાં બેહદ બળત્રા જોઇ સમજી ગયું હોય તેમ ગમગીન થઇ જઇ તેણી તરફ એકી ટગરે જોવા લાગ્યું.

"લે દીકરા-, હવે કદાચ છેલ્લીજવાર તારી કમનશીબ માવતરનું દુધ ચાખી લે." આટલું બોલી તેણીએ જુસ્સાથી પોતાના બાળકને છાતીએ લગાડયું.

પણ અફસોસ! છેલ્લીવાર વહાલ કરવાનું વધુ વાર તેણીનાં તકદીરમાં ન હતું, કારણ થોડી મીનીટમાં તેણીની સહીમીતીઓ અને કસ્બાની પારસણો હથીયાર સજી, ભારે ઉશકેરાટમાં તેણીનાં આંગણા આગળ આવી ઉભી, જેનો ઘોંઘાટ શાંભળતાંજ, જંગી જરે પોતાના મન સાથ મકકમ લડત કરી, આંખમાં આવેલા મોહોબતનાં ગરમ આંસુ અછાટ મારી ખંખેરી નાંખી, તેમજ પોતાના બેટાને છાતીએથી કંઇક બળાતકારથી ખેંચી કાઢી પાળણામાં મુકયું, અને એકવાર ફરીથી પોતાનો ઉશકેરાટ ભરયો દેખાવ અને દ્રઢ ઠરાવવાળો ચેહેરો ધારણ કરી પોતાનાં બેટા ઉપર હઝારો દુવાના કલામો ફેંકી, તેનાં ઉપર છેલ્લી તસતસતી નજરે નાંખી તેણી તે ઓરડો સદા માટે છોડી ગઇ. તેજ વેળા તેણીનું બાળ માતાની જુદાઇથી બેઅખતયાર રડવા લાગયું.

ઓરડા બાહેર નીકળી દાદર આગળ જતાંજ તેણી પોતાની માવતર સાથ બુઝોરગ બપાવાને રકઝીક કરતા એક પલ ઉભી રહી શાંભળવા લાગી:

"નહી દીકરી માણેકબાઇ, તકરાર ના કર. બસ તું મારી તરવાર લાવ! જો કે હું ઝડપથી ચાલી હલ્લી શકતો નથી તેથી શું થયું! જો કે મારામાં જુવાંનીનું જોશ અને જોમ નથી તેથી શું થયું? પણ હજી મારામાં એક પારસી તરીકેનું લોહી જેવું ને તેવુંજ ઉછાળા મારે છે, તેથીંજ મારા આ નાતવાન



જરખાનુ ભારે ઉશકેરાટથી હથીયારબંધ થયલી પાકઝાદ પારસણો સાથ જોડાઇ ગઇ......

તેણીએ મોંઢે બાંધેલો બુરખો યાને મુખવટી ઉંચી કરી, અને બીજી વધુ જવાન પારસણોને એકઠી કરવા સર્વ સાથ કુચ કરી ગઇ......

(સફે ૧૭૫.)

દેખાતા હાથ પોતે અજબ જોરવાલા બનશે." બપાવા બેહેરામશાહ લાગણીથી પોકારી ઉઠયા, "દીકરી–તું ભલે આપણી પાક અગીયારીનાં બચાવ માટે સીધાર, પણ હું એકલોજ આ મકાન તો મારા જીવના જોખમે બચાવી શકશ. બેટા રૂસ્તમને મારી પાસે ઓટલા ઉપર લાવી મુક."

તેણીનાં માવતરે શું જવાબ દીધો તે શાંભળવા તેણી થોભીજ નહી. જ્યાં તેણીનાં ૮૦ વરસની વયના બુઝોરગ સુરંખી આવો ઉમદા, કોમ હીતત્કારીક જુસ્સો બતાવે તો પછી તેણી તેવણનુંજ લોહી જુવાનીનાં બહારમાં શું કામ પાછળ પડે?

પોતાના બુઝોર્ગ બપાવાએ એક હીમતવાન પારસી તરીકે જે જુસ્સો બતાવ્યો હતો, તેથી વધુ ઉતેજનપામી જરબાનુ બહાર રસ્તામાં જંગી નવાજ પોતાની સાથ હથીયારબંધ થયલી પાકઝાદ પારસણો સાથ ભારે ઉત્સાહ અને ઉશકેરાતમા ઉભી હતી, તેઓ સાથ જોડાઇ ગઇ અને બીજી બાકી રહેલી જવાન બાનુઓને એકઠી કરવા સર્વ ઝડપથી આગળ વધ્યાં. જરે પોતાને મોઢે બાંધેલી મુખવઠી ઉંચી કરી હતી, તેથી તેણીનો આકાશી ખુરેહવાલો, બેહદ ઉશકેરાતથી લાલ લાલ બનેલો મુખડો અજબ આકર્ષિત દીસતો હતો. તેણીની કાલી આંખ્યો કીના, ધીકકાર અને જુસ્સાથી ખેંચાઇ વધુ ચકમકતી હતી; જ્યારે બીડેલાં હોઠ સાથનો ચેહેરાનો સામતો દેખાવ તેણીનો મકકમ ઠરાવ, ધાસ્તી તરફ ખુલ્લી બેદરકારી, અને તેણીનાં મગજની સઘળી શકતીઓની પુર જાગરૂત હાલત અને સાવચેતી દેખાડતાં હતા. તેણીનાં મુખમાંથી બાહેર પડતા હુકમો જેમ ટુંકા તેમ જુસ્સાદાર અને ઠઠરાવનારાં હતા. તેણીનો ઉમદા કોમ અભીમાની જુસ્સો, સાવચેત દેખાવ અને બહાદુર શબ્દોથી તેણી એક માનવંત સરદારની પદવી લેવા જન્મી હોય તેમ સર્વને લાગ્યું.

કસ્બા ઉપર આવી પડનાર આફતની ખબર વીજળી વેગે પારસીઓમાં ફેલાઇ ગઇ હતી, તેથી જયારે જંગી જરને પોતાની સાથ હથીયારબંધ થયલી પારસણોનું એક નાનું લશ્કર લઇ આવતાં જોતાંજ, બીજી નવ જવાન પારસણોને પણ પુર શુર છુટયું, અને તેઓ પણ જરનાં જુસ્સાદાર શખુનો ઉપર કુરબાન બની જઇ પોતાનાં ઘરનાં માટીડાનાં હથીયારો કપડાં વગેરે સજી જંગમાં જવા તઇયાર થઇ જતી હતી. તે ઉપરાંત જંગી જરની દુરઅંદેશી બીજી રીતે પણ જણાતી હતી. જેઓ જંગમાં ભાગ લઇ નહી શકે તેવાં હોય, તેઓને ગામમાંજ રહી, પાક અગીયારીનાં કેબલાનો બચાવ કરવા જરે દીલ પીગલાવનાર આજીજી કરી, જેની ધટતી અસર તરતજ થઇ,

થોડી વારમાં મોટી બુઝોરગ વચે પહોંચેલા અને નાતવાન બનેલાં છતાં, હિંમતવાન જીગરનાં પારસી મરદો હાથમાં લાકડી યા તરવાર કે ભાલો લઇ પોતાનાં ઘર અને માલકતનાં બચાવ અરથે દરવાજા ઉપર બેઠાં; જયારે સારી જેવી સંખ્યામાં ઉમેરી પુંગેલી પારસણો કંઇ કંઇ હથીયારો લઇ આગીયારીનાં બચાવ અરથે દોડી ગઇ. ટુંકમાં, ગરાસ્યાઓ સામે પોતાનો બચાવ કરવા બહુ જુસ્સા અને ઠરાવથી સર્વ જણ તૈયાર થઇ ગયાં.

જંગી જર પોતાની બહાદુર હમજાતીઓને લઇ ઝડપી પગલે કુચ કરતી કસબાની બહાર નીકળે ગઇ, અને પુરવ તરફ આવેલી એક નાની ટેકરીનાં મથાળાની ખુલ્લી જગ્યા ઉપર સર્વેને દોરવી લઇ, ગઇ, અને ત્યા તેઓને પોતાની મનની નકી કરેલી ગોઠવણ મુજબ હારબંધ ત્રણ ત્રણ દગલાંને છેટે ઉભા રાખી, માથા ઉપર મુખવટી યાને બુરખો ઓસ્તવાર કરી, પોતે આગળ ઉભી રહેતાં તરવાર ખેંચી કાઢી જુસ્સાથી બોલી કે:—

"વહાલી હમદીનોં—જો પેલી સામે ધુળની ગીરદ ઉડતી દેખાય છે, તે લુચ્ચા બદમાશ ગરાસ્યાઓ ધસી આવે છે તેની અચુક નીશાણી છે. હવે સેતાબીથી તમારી તેજી તરવાર મ્યાનમાંથી ખીલી કરો, ધારદાર ખંજર તેનાં ખોખામાં આળગું કરો, જેઓ પાસે ગુરજ હોય તેઓએ તે તઇયાર રાખવા, અને ઓકત વારીથી ઢાલ પકડી ખડક મીસાલ સ્થંભ ઉભા રહો! જોઇશું કે આ કુદરતું આસમાન આજે કોણ તરફ ફતેહનો વરસાદ વરસાવશે! સંજાણની લડાઇની મહાન જીતની યાદમાં આજનો દીવસ જેમ એક તહેવાર તરીકે આપણે પાળ્યે છીએ, તેમ વળી આજે બનનાર બનાવ તેને વધુ મહાન, ઝળકતો અને યાદગાર બનાવશે. પાકદામાન માટે પવીત્ર લડત ચલાવવાની તમારી ઉલટ, આપભોગ, સ્ત્રી જાતીનો મર્યાદાનો જુસ્સો, અને સૌથી મોટી જરથોસ્તી નારી હોવાની વાજબી મગરૂરી, એક મહાન યાદગાર જીત તરફ તમુને દોરવી, કયામત અને રસ્તાખેજ સુધી દુન્યામા નેકનામ કરશે! હું જોવું છું: (આસમાન તરફ નેગાહ ફેંકી) કે ખુદ સરોશ યઝદ આપણી ઉપર બાપ જેવી હેતાળુ મગરૂર નજરથી જોય છે, અને મેહેર યઝદ એક અપક્ષપાત ન્યાયાધીશની ચશમે આપણું પ્રાક્રમ તપાસશે! જો—! પેલી સામેથી વહેતી આવાં અરદવીસુરઆનુની લાડકી નખરાબાજ મીઠી તાપી નદી કેવી આપણુને આવકાર દેતી હોય તેમ ખેંચાણ કરે છે! આ ઉપર નો દાદાગનું નૂર રયોમંદ ખુરશેદ યઝદ પોતાનાં તેજથી ગોયા આપણુને પાકદામાન ખાતર લડવા અંગમા વધુ ગરમી અને જુસ્સો પેદા કરે છે!"

"વહાલી જર—આફરીન છે તારી હીમત અને તારા ઉમદા જુસ્સા ઉપર!" નવાજ જરનાં વીવચનથી બેહદ અસર પામી તેણીને કોટી કરતાં બોલી ઉઠી. "આસ

રજો એક કતરોબી શક કે બીહીક આજનાં બનનાર બનાવનાં અચોકસ પરીણામ માટે કોઇને લાગયો હોય, તે બસ હાલ તારા બોલવાથી તે છેલ્લીવાર હવામાં ઉડી ગયો છે! જયાં પતીવૃતાપણાનાં સાચા જોરાવર જીગરો તેનાં બચાવનાં મહાન ખ્યાલથી ઉશકેરાઇ ધડકે છે, ત્યાં બીજા દુન્યાદારી વિચારો શું ટકી શકે!......આહ! સેતાબીથી આવો મારા મુદઇઓ, કે મારા વ્હાલા ખાવીંદ સે[illegible] શાબની આ માનીતી તલવાર, મારા કીનાથી બળતા જીગરની આગ હોળવ[illegible] ની પોતાની કીંમત બતાવે! બોલો—મારી હમદીનો, જરની ઉપર તમારો વીશ્વાસ છેની!"

"હા, જંગી જરની પુઠે મોહોતનાં ડાચામાંબી જવા તૈયારજ છીયે?" બધા સામટાં ઉશકેરાઇ બોલી ઉઠયાં.

"આફ્રીન અને આમીન! શુકરાનાં દાદારના!!" જરે ધીમેથી જવાબ દીધો, અને સર્વે દુશ્મનની હીલચાલ આતુર ચશમે જોતાં સ્થીર ઉભાં.

ગરાસ્યાઓ પુર્વ તરફથી યાહોમ ધસ્યા આવતા હતા. જખમાયલી લાગણીની જર પોતાના ઉપર રાણાએ ૧।।વરષ ઉપર કરેલો હીચકારો હુમલો અને ગુજારેલા સીતમો યાદ કરી કીનાખોર જીગરથી શમશેર કાઢી જમીન ઉપર ટેકવી આતુર અને અધીરી નજરે ઉભી હતી. બીજી બાનુઓ પણ તેણીની નકલ કરી સંફસમારી તઇયાર ઉભી હતી. તેઓ સઘળાઓએ મોઢા ઉપર મુખવટી યાને લડાયક બુરખો જે લડવઇયાઓ અનેક કારણસર લડાઇમાં પહેરે છે, જેથી આખું મોઢુ ઢંકાયલું રહે છે અને આંખ નાક વગેરેને બચાવ થાય છે, તે બરાબર પહેરયો હતો, જેથી તેઓનો સામટો દેખાવ એવો તો લડાયક અને ભય ઉપજાવે તેવો હતો કે ખચીતજ સામેના દુશ્મન ઉપર અસર થાય.

ગીચ જંગલનો વાંક વીંટાવી ગરાસ્યાઓ ટેકરી નીચેથી ગામ અંદર દોરવતા રસ્તા ઉપર આવી પુગયા, કે ટેકરી ઉપર સંફસમારી ઉભેલા હથીયારબંધ લશકરને જોઇ ભારે અજાયબીથી દંગજ થઇ ગયા! લુચ્છો દુરયાનસીંગ જે પારસી ધરોમાંથી મોટી લુટ મેળવવા અને ખુબસુરત બાનુઓને ખુશાલ ઉંચકી જવાના સ્વપના જોતો દોડી આવ્યો હતો, તેના તો ગુસ્સા ગભરાત અને અચરતીનો પાર નહી રહયો. તેની ટુકડીની પાછળ ચાલતા તેના જાસુસ મુલચંદને તેણે તરતજ પકડાવી મંગાવ્યો અને મોટા કેહેરથી સામે તતણુખાર ઉભેલાં લશકરને આંગળી કરી બતાવ્યું. મુલચંદ પણ તેઓને બળવાન પારસી મરદોનું ભયંકર લશકર માની દધાઇ જઇ હોંસ હોસ ખોઇ બેઠો. પારસીઓનાં

હાથમાં સપડાવાથી તેના કેવા બુરા હાલ થાય એ ખયાલથીજ તે નીમખહરામ વાણીયો ધ્રુજયો.

તેણે પુછયા તેના બેધ્યાનપણે જવાબ દીધા અને બેચેન નજરથી આસપાસ તુર એકદમ નહાલવા લાગ્યો, જેથી ટુંક નજરનો વહેમી રાણો એમ સમજયો, બેવફા હતો અને ફીતાખોર પારસીઓ સાથ પ્રપંચ રમી મળી જઈ તેને વવાનું કાવતરું કર્યું હશે. આવા વીચારોની અસર હેઠળ તે બીજાઓને લઇ જંગલના ગીચ ઝાડોમાં તેની પુઠે દોડયો અને સેહેલાઇથી તેને પકડી કા ઢયો, કે તરતજ ભારે કીના અને ગુસાના આવેશમાં આવી પોતાની તરવારથી તેને એક જાલીમ જરબ લગાવયો. એકજ ભયભીત બરાડ, અને તે જહાં ગીરશાહ પારસીનો નીમખહરામ નોકર પોતાની બુરી કરણીનો ફેજ ખુદ પોતા ના મુરબ્બી ગણેલા શખસને હાથે પામી ફના થયો. પોતાના વતન અને બીજાં ગામોની પટેલાઇ કરવાનો તેનો લોભી સ્વપનો મોહતના કહેરથી એક પળમાં પીગળી ગયો. તેની આ લોભી ઇચ્છાએજ તેને બુરા કરમો કરવા લલચા વયો, અને આખરે ખુદાઇ લાકડીનો અવાજ સંભળાયો.

ઉપલો બનાવ ટેકરીને મથાળે આતુરતાથી તપતી ઉભેલી પારસણોએ જોયો, અને ચાલાક નજરની જરે સુલચંદને રાણા સાથ જોઇ તેની નીમખહરામી તરતજ પામી ગઇ, અને તેનો એકાએક આવેલો ઇનસાફી ફેજ જોઇ સંતોશ પામી.

રાણો દુરયાનસીંગ સુળચંદ વાણીયાના લોહીથી ઝઝળતી પોતાની તરવાર સહીત પોતાની ટુકડીના મુખડે આવી ઉભો અને બોલ્યો—

"શુરવીરો—આ સામે ઉભેલું પારસી લશકર એક ચમતકાર છે! આપણુંને બાતમી મળી હતી કે દુષટ શેખીખોર પારસીઓ ૪ કોસ દુર આવેલી જગયે ઉજાણીએ ગયા છે, અને કસબામાં ફકત સ્ત્રીઓ, વરધ માણુસો અને બાળકો રહયાં હતાં, જયારે આ સામે તો પારસીઓ ખુદ લડાઇના પોશા કમાં તઇયાર આવી ઉભા છે? ભટ પરજો! પેલા ચંડાળ લોભી વાણીયા ઉપર, કે દગો રમી આપણુને ખોટી રીતે દોરવયા, અને હાલના મુશકેલ મામલામાં લાવી નાખયા છે; જેમાંથી ખચીત બળવાન ગરાસ્યા તરીકે આપણે કીરતીવંત થઇ બાહેર નીકળવું જોઇશે. લડવા વગર પાછું ફરવું એ આબરૂ ખોહવાનું થાય."

"હે રામ! આપણુને તો લુટ ચલાવવા માટે ખાસ રોકયા હતા, અને અહીં તો સખત લડાઇ કરવાની છે." એક ગરાસ્યો બખાળયો. "બહાદુરો—તઇયાર થાવ અને શતરૂઓ ઉપર તુટી પડો! મુઠીભર દુષ્ટ પાર

સામ્મે મારા માર્ગમાંથી :ઝટ દુર હઠો, તમારૂં રૂધીર ચાખવા મારી આ સીરો
ઇની તરવાર તળપે છે ?" રાણો ઝનુનથી પોકાર મારી ઉઠયો.

તેજ વેળાં જખ્મમાયલા જીગરની જરે પાક યઝદાનનું નામ ઝબાન ઉપર
લઇ, તરવાર ઉગામી, પોતાની નાજુક પંથની સાથીઓને લઇ ગરાસ્યાઓ ઉપર
અસાધારણ ઝનુનથી ધસારો કર્યો. બોલ બોલતામાં ટેકરીને મથાળેથી [illegible]
નાં પાણી માફક ધસી આવેલી નાઝનીનો તળેટીએ ઉભેલા ગરાસ્યાઓ ઉપ
ર યાહોમ તુટી પડી.

આ જગ્યે ખુલાસો કરવો જોઇએ કે ગરાસ્યાઓને વારંવાર પારસીઓને
હાથે સખત હાર ખમવી પડી હોવાથી, આ વેળા તેઓએ જયારે પગથી માથા
સુધી હથીયારબંધ થયલા પારસીઓને જોયા, તેવાજ તેઓ અર્ધ ના
હીંમત અને ધુજરા બની ગયા. આવી સ્થીતીમાં જંગી જરનાં નહી અટ
કાવી શકાય તેવા ધસારાએ પુરી કમબખ્તી કરી. ફક્ત આગળ ખમેલી
હારનાં ખ્યાલથી નાહીંમત અને ધુજરા થવાની મોહોકાણે ગરાસ્યાઓથી પો
તાના હથીયાર સાબુત હાથથી વપરાયા નહી, તેમજ ઉભા રહી લડવા પગ
પણ ઠરયા નહી; તેથી તેઓમાનાં કંઇક ઝપાટામા ભોંય પડયા. આવું જોઇ
ઉશકેરાયલી પારસણોને વધુ ઉતેજન મળ્યું, જેથી તેઓએ થોડી વારમાંજ
તારીફ લાયક હીંમત, મરદાનગી અને જુસ્સાથી દુશમન લશકરમાં કેહેર વ
રસાવ્યો. ગોયા ફીરદોશીનાં શબ્દોમાં બોલ્યે તો તેઓની લડાઇનાં ધુજારાથી:—

"ચુનાન શુદ ઝે ખુન ખાકે આવર્દગાહ,
કે ગોફતી હમી ખુન બેબારદ ઝે માહ."

યાને—લોહીથી કરીને તે લડાઇગાહની ઝમીન એવી થઇ કે ગોયા માહતી
બ ઉપરથીજ લોહી વરશતું હોય!

જખ્મમાયલી જરની કીનાખોર ચુંગાલ દુરયાનસીંગ ઉપરજ તાંકેલી હતી.
તેણી તેને જોતાંજ છેડાયલી વાઘણ મીસાલ ક્રોધમાં આવી ગઇ, અને
હોઠ મજબુત ભીડી તેનાં ઉપર ધસી ગઈ! તેણી પોતે સ્ત્રી જાતીની એક
હતી તે બીના સદંતર વીસરી ગઇ હતી. રાણો હજી તો ઝનુની નવાઝનાં સપાટા
માંથી છટકી બીજી તરફ નસીબ અજમાવવા પીઠ ફેરવી જવા જાય, તેટલાં
જરે એકાએક તેને ઝપાઝપીમાં રોકયો. તેજ વેળા બીજા જખ્મી ગરાસ્યાઓ
વધુ માર ખમી ન શકવાથી પાછળ હઠવા માંડયાં, તેમ તેમ ફતેહમંદ નીવડે
લી પારસણોએ તેઓને દરેક વાર પાછળ હઠતાં હરેક રીતે હલાક અને જખ
મી કર્યા. કંઇક બહાદુર નાઝનીનો પણ જખમી થઇ ભોંયેપડી હતી. કેટલીક તે

લડાઇનાં મેદાને દુશ્મનોને ઠાર મારી પોતે પણુ નામદારીમાં કતલ થઇ. કંઇક ગોરદઆક્રીદ જેવી નારો હજી ઝનુનથી લડતી હતી, તેઓને પોતાની જખમી થઇ ભોંયે પડેલી બેહેનીઓની કયાં દરકાર હતી! વળી તેઓનાં અંગમાં બખતર પહેડેલાં હોવાથી, તેઓનો દુશમન કરતાં વધુ બચાવ થયો હતો.

રાણાએ હવે ભારે ખેજાલત નીરાશી અને પોતાનાં જાનની ધાસ્તીનો ગંભીર મામલો જોયો, કે તેનાં સાથીઓ તેનાં ધારેલા પારસી મરદોના ધસારા અને ઝનુની લડાઇથી પરાંગંદે થઇ, કંઇકો ઠાર મુવા હતા, અને બાકીનાં નહાસવાની અણી ઉપર હતા. તેણે પોતે પણ કફોડા સંજોગને અનુસરી પલાયન યાને નાશી જવાનો મનસુબો કર્યો, પણ જખમાયલી જર તેને સહેલાઇથી છટકવા દેય તેમ ન હતું.

પણ અફસોસ! આ ફરતા ઢંગઢડા વગરનાં આસમાને તે દીલાવર પાકઝાદ નાઝનીનોની ફતેહથી ગોયા અદેખા થઇ અને પોતાનાં નાપાયદારીનાં ઢંગ બતાવા માંડયા.

આમ તેમ દોડીને લડતાં અને અકેક ઉપર ઉગામેલા જરબો ચપલાઇથી ઢાલ ઉપર ઝીલી લેતાં, તેઓ અકેક તરફ વધુ કીનાખોર બન્યા. વીજળીક ઝડપે તરવાર અને ઢાલ પોતાનું કામ બજાવ્યા ગયાં. એકાએક લાગ મળતાં જરે એક સાબુત ફટકો એટલા તો જોરથી રાણાનાં હાથ ઉપર લગાવ્યો, કે ફટકાનાં આચકાથી ઢાલ ખસી જઇ રાણાને હાથ ઉપર જખમી કરી, ભોંય પછાડયો. તેજ પળે તેના ઝટકાથી જરે પણ ઝોંક ખાધો, અને ભોંયે પડેલા એક ગરાસ્યાનાં બદનની ઠોકર લાગી કે તેણી સમતોલપણું ખોહી દઇ યાહોમ ખાકમાં તુટી પડી, કે તેજ વેળા તેણીની કોલાહ માંથા ઉપરથી ઉડી ગઇ, મુખવતી મોઢા ઉપરથી ખસી ગઇ, અને તેણીનાં ખુબસુરત લાંબા કાળા વાળ બાહેર નીકળી પડી વેરવીખેર થઇ ગયા; તેમજ મુખવટી ખસવાથી તેણીનો બેહદ મન મોહન ચેહેરો ખુલ્લો જણાઇ આવ્યો. આ જોઇ જખમી થઇ ભોંયે પડેલા રાણાએ શરમ, ખેજાલત, ગુસ્સા અને અજાયબીના મીશ્રથી પોકાર કરયો કે:—

રાંડનાં મારયા કોકે ગયા! મારા બહાદુરો, આપણે તો પારસી સ્ત્રીઓ સામે લડયા છીએ! પુરશ કોઇ છેજ નહી!!"

પછી જરબાનુને ઓળખતાંજ બેહદ ખુશાલીથી પોકારી ઉઠયો:—

"ઓહો, મારા મનની મુરતી, તું આવી સખત લડાઇ કરે છે!"*

"હા-હા," જરે તઉરથી હાજર જવાબ દીધો. "તારા જેવા વ્યસની, બદમાશ અને બાયલા સામે મારી પાક દામાનનાં બચાવ માટે હું તેમજ મારી હમદીન બહેનો લડયે છીએ! કંગાલ, તું એમના માનતો કે તું તારી બુરી ઇચ્છા પાર પાડી શકશે—કદી નહી!" પછી પોતાના સાથીઓ તરફ મોહું ફેરવી "બેહેનો-અહીંથી નહાશો અને ગામમાં ભરાઇ જાવ! હવે ભરમ ફુટો છે."

---

## પ્રકરણ ૩૨ મું.

### "જખમાયલી જરનો મરતી વખતનો કીનો."

રાણો હાથ ઉપર થયલા જખમમાંથી લોહી જવાથી નબળો પડયો હતો, તેથી જમીન ઉપરજ પડયો રહયો હતો. તેનાં સાથીઓએ રાણાએ જે ભરમ ફોડયો હતો અને પોકાર કરી કહયું હતું, તે સાંભળ્યું નહી હોવાથીજ, તેમજ ખુદ પોતે પણ જખમી થયલો હોવાથી અને વધુ હુમલા ખમવાની હીંમત ન રાખવાથી, દુર ઉભા રહી મામલો તપાસતા હતા.

આંવા સંજોગ હેઠળ જર તેમજ બીજી પારસણોને વખતસર પાછળ હઠવા વખત મળી ગયો, જેથી તેઓ ગામ તરફ નાઠા. રાણો પોતાના માણસોની દુશમનની પુઠે ન જવાની હીંચકારી વરતણુંક અને બેદરકારી જોઇ ભારે ખભરાટથી ઉછળવા લાગ્યો, પણ જખમની કલતરથી નાચાર થઇ જમીન ઉપર પાછો પડયોજ રહયો.

પેલી તરફ પાછી ફરતી પારસણો ગામની પાદરે તાડનાં ઝાડનું એક જં

---

*"ઝનાનશાન ચુનીનન્દ ઓરાનેયાન,
અગુનન્દ મરદાને જંગ આવરાન"!—શીરદોસી
યાને-બાનુ તેમની હોય જોરમંદ આ ફીસમ,
તો કેવા હશે મરદે જંગ પીલતન!

ગલું હતું, ત્યાં પોતાના જખમોને પાટા બાંધવા અને દોડતાં હાંશી જવાથી દમ ખાવા થોભી ગઇ.

તે જગ્યે જરે સર્વને ભેગી કરી ગમગીન સાદે કહયું:-

"મારી દલેર હમદીનો ! અફસોસ! સદ હજાર અફસોસ !! કે એક બદબખ્ત ઠોકર અને જીતની બાજી તદન હારમાં ફેરવાઇ ગઇ! આપણી ફતેહની કુંચી-આપણો મુખ્ય ભરમ-એજ હતો કે દુશમનોને એમજ મનાવવા કે આપણે પારસી મરદો હતા. આ યુકતીને લીધે પહેલાંથી તેઓ હિંચકારા બન્યા, જેમાં આપણા સામતા ઝનુની ધસારાએ વધુ અસર ફેલાવી તેઓ ઉપર સખત જરબો લગાવવાની તક આપુને મળી, અને આખરે તેઓને પરાગ દે કરી નહસાડયા; પણ કમનશીબે હવે ભરમ ફુટો છે. ચંદાળ રાણાએ આપણો ભરમ ફોડવા પોકાર કરયો તે સારે નસીબે તેના ગરાસ્યાઓએ સાંભળ્યો નહી, તેથીજ આપણને છટકી આવવા વખત મળી ગયા. હવે તમારા સર્વના ચેહેરા ઉપર બેહદ હાક, નીરાશી અને દુશમનો વળતો હુમલો લાવશે તો કેદ પકડાઇ પાકદામાન ખોઇવાની ધારતી ખુલ્લી પ્રગટી નીકળેલી દેખાય છે, માટે કબુલ કરવુંજ જોઇએ કે હાલ મામલો ઘણોજ કટોકટ છે. હવે તો ખુદ આપણને જીવતી પકડવાનાં પાપી ઇરાદાથીજ નાપાક ગરાસ્યાઓ વળતો હુમલો લાવશે. હવે તો જે થાય તે તેઓ સાથ લડી તેઓને ગામમાં દાખલ થતા અટકાવવાજ જોઇએ, નહી તો આખો કસબો લુટી અને આગથી બાળી ભસ્મ કરશે, તો આપણા બુઝોરગ મુરબ્બીજી અને અગીયારીનું શું થાય! યા દાદગર! મદદ કર!! ઓ બેહરામ યઝદ અમારી પનાહે આવ!"

જાણે તેણીની કરગરી ખરા જીગરની કરેલી મીનતગુજારી તે દાદગરે સાંભળી હોય તેમ એકાએક જરનાં નીરાશ, દુ:ખી મુખડા ઉપર ધીમુ બેહદ અહેશાન અને જાંનફેશાનીનું શાંત પડ ફરી વળ્યું, અને તેણીએ પોતાની ગમગીન ચશમો આસમાન તરફ ટાંકી કોઇપણ સરજતને શાતીથી તાબે થવાનાં સાદે બોલી ઉઠી;-

"શુક્ર તે બારે હકતાળાનાં અને ૩૩ ફરેસ્તાઓનાં કે આખરે આપણી પાકદામાનને બુરા જુદદીનોથી અપવીત્ર થવાની અસહય નામોશીમાંથી બચાવવા, તે સાહેબે મને બસારત કરી છે! જો! પેલા બુરા દેવો પોતાનાં જખમી રાણાંને તેમજ બીજા સાથીઓને જખમો ઉપર પાટા બાંધી આપણી પુંઠે આવવાની તઇયારી કરે છે; માટે એકવાર ફરીથી આપણે હીંમતથી અને બાકી રહેલા જુસ્સાથી સામે થઇ લડવું અને લડાઇગાહના કીરતીવંત રણમાં દુશમનને મારી મરવું.

જેટલા એ નાપાક ગનામીનોને ઓછા કરશું, તેટલા હીસ્સામાં આપણી અગીયારી, અને કુટુંબ ઉપર આજાબ પાડનારાઓને નાબુદ થશે. મારી હમદીનો—પણ જ્યારે આપણામાંથી કોઇકો જખમી થઇ લાઇલાજ બની દુશમનના હાથમાં કેદ પકડાવાની ધાસ્તીમાં હોય અને ધીકકારભરયા દુરવંહોથી તમારી પાકદામાનનો નાશ થવાની ધાસ્તી ઉભી થાય; તે કટોકટ વખતે શું મારગ લેવો તેની અને ફતેહમંદ દયાલુ ઓહેરામ યઝદે બસારત કરી છે. જોવ—પેલી અહીંથી ફકત થોડા સો વાર દુર સેતાબીથી વહેતી પાક "તાપી" નદી છે, જેણી પોતાની ઠંડી માયાળુ ગોદમા આપણને પનાહ આપી દાદગરની રૈશન દરગાહમા લઇ જશે. બોલો—મારી હમદીનો? છેલ્લો, આ કાતીલ છતા એકલો માનવંત ઉપાય, અજમાવવા તમે તૈયાર છેવ?

"અમારી પાકદામનને બચાવવા આવો ભોગ આપવા તૈયારજ છૈયે!

તે હીંમતી શખુનો બધાં તરફથી નીકળેલા સાંભળતાંજ, જરે આસમાન તરફ આજેજીથી હાથો જોડી ઉદગાર કાઢયા:—

"ઓ દાદાર અહુરમઝદ! જોકે તારી આપેલી પાક જરથોસ્તી દીનમાં આપઘાત કરવો એ એક અજીમ ગુનાહ ગણયો છે, છતાં હાલના બદબખ્ત કફોડા સંજોગ હેઠળ અમારી પાકદામાન ખાતર અમે તે ગુનોહ કરશું, માટે અમુને ઇનસાફ અને દયાથી દરગુજર કરજે!"

કપાળે અને હાથે લોહીના દાગવાળા રાતા કપડાંના પાટા બાંધેલી બહાદુર જખમી નુવાઝ અફસોસ કરતી બોલી ઉઠી:—

આજનો સગનવંતો ઉગેલો રોજ કેવો સીતમગાર ખતમ થશે! આફતકારક કાંટાબાજ આસમાને શું કામ આપણા નીરદોશોની અદેખાઇ કરી જીતની બાજી એકાએક નાશમાં બદલી નાંખી! તોપણ આપણને તો એક રીતે ખુશાલ થવું જોઇએ કે આખર પણ પાકદામાનનીજ ફતેહ થઇ છે અને હજી વધુ થનાર છે! પતીવૃતાપણું ખોહી નામોશીના કાળા ગલીચ દરીઆવમાં ડુબવા કરતાં, પાકઝાદપણું જાળવી આ સામેની આવાં અરદવીસુર બાનુના પાકીઝગે પાણીમાં બુડવું હજાર ગણું બેહેતર છે. દુશમનને હરાવી જીવીને કીરતી મેળવવા કરતાં, તેને હરાવી વધુ ભોગ આપી આપણો જાન કુરબાન કરવો એ વધુ કીરતીવંત ગણાશે."

પોતાના પગ ઉપર થયલા પ્રાણઘાતક જખમમાંથી ધોધમાર વહેતું લોહી અટકાવવાની મીથ્યા કોશેશ કરતી સુંદર શીરીન લગભગ મોહોતની ચુંગાળથી દબાયલા અવાજે બબડી:—

"આ ખાકી બદનને થોડા વધુ વર્ષો સુધી પંપાળવા કરતાં પેલાં હમેશગીનાં સુખની તલબ હવે મને વધુ લાગે છે.........જોવ, જોવ બેહેનો—(આસમાન ઉપરના એક વાદળાં તરફ આંગળી કરતાં) પેલા ઝલકાટબંધ બેહેસ્તને બારણે, અમેશાસપંદો, યઝદો અને આપણા મહાન ન્યાગાનોનાં અશો ફરોહરો સોનેરી લેબાશમા સજ થઇ આપણને હેતથી આવકાર આપવા તૈયાર ઉભા છે! ઓ ફરેસ્તાઓ ! હું આવુંછ આવુંછ તમારી તરફ......!

અને કંઇ પણ વધુ બોલવા વગર તે ખુબસુરત મઘમઘતો ગોલાબ કરમાઇ ગયો યાને તેણીનું રોશન રવાન આ ખાકી શરીર છોડી હમેશગાન તરફ નીકળી ગયું.

તેજ વેળા અરનવાઝે પાછળ નેગાહ નાંખતાં ચેતવણી આપી કે:—

"બહેનો—આપણી કસોટીની છેલ્લી ઘડી નજીક આવી છે. જો આ પેલા મુદઇઓ કેવા ખુશાલીથી કુદતા આપણને કેદ પકડવા ધસ્યા આવે છે!"

"હમદીનો તૈયાર થાવ!" જરે નીરાશીના છેલ્લા ઝનુનથી તરવાર ઉંચી કરી પોકાર્યું." છેલ્લો તમારા જાનનો મહાન ભોગ પાકદામાનીનાં અશો કેબલા ઉપર અર્પણ કરવા તઇયાર થાવ! યાદ રાખજો, કે મરતાં મરતાં પણ દુશમનને ઠાર કરવો એ તમારી ફરજ છે. આવ—અમારી આફતનું મુળ નાપાક દુર્યાનસીંગ, જોકે હું સ્ત્રીજાતીની છું છતાં એક પારસણ છું, અને મરતાં પણ તુંને બે જરબ મારી, મારી સરજત ને તાબે થવશ!"

તેજ વેળા નવાઝે પોતાની જીગરજાન સહી જરને છેલ્લી કોટી કરતાં, પોતાની આસપાસની માનીતી જગ્યાઓ જોઇ બોપરા સાદે બોલી:—

"મારી બેહન છેલ્લી સલામ તુંને તેમજ આ જેહાનને! મારી ભલી હમદીનો મારી એક ખાસ અરજ છે કે આપણી નજીક આવેલી અજલની ઘડીએ આપણે જરથોસ્તીઓ છઇયે એ ભુલીશું નહી, અને તેથીજ ભેગા સાદે "અથા અહુવૈર્યો"ના એજમતી કલામ પઢી કીરતારનાં શોકરાનાં કરી, આપણી સરજતને તાબે થઇશું."

હજી તો તેઓએ ભેગા સાદે યથાનાં પાક માંથરો બુલંદ અવાજે બોલી ખતમ કર્યાં કે તેજ વેળા ગરાસ્યાઓ ખુશાલીનાં પોકાર કરતા તેઓ ઉપર ધસી આવ્યાં.

એકવાર ફરીથી નિરાશીનાં છેલ્લા ઝનુનથી તે બહાદુર પાકઝાદ પારસણો લડવા લાગી. અને એકવાર ફરીથી ધરતી જખમી થયલાઓનાં લોહીથી તર થઇ. જેમ ગરાસ્યાઓ તપોતપ મુવા, તેવીજ રીતે હાકથી આજેજ થયલી પારસી નાઝ

નીનો તે જંગમાં બેહસ્તનશીન થઇ, જયારે બાકીની જખમી થયલી વધુ સંખ્યા તો દુશ્મનનાં હાથથી કેદ પકડવાની નામોશીમાંથી બચવા પાસે આવેલી નદી તરફ ધસી ગઇ અને આખવીંચી "તાપી" નદીનાં ઠંડા ઉંડા, ઝડપી વહતાં પાણીમાં કુદી પડી પોતાનાં પાકજાન પાક દામાનીનાં કેબલા ઉપર અર્પણ કર્યા.

પોતાના કીનાનો કેહેર ખાલી કર્યા પછીજ મરવાનો પાકો ઠરાવ કરી બેઠેલી જંગી જરે, એકવાર ફરીથી રાણાને જખમી કરી, તાપી તરફ ધસારો કર્યો; પણ હવસથી આંધળા બનેલા દુર્યોનસીગે તીર મીસાલ ઝડપે દોડી, જેવી તેણી કીનારે પુગી કે પકડી પાડી. પણ સતીનું સત ચહેલી જરે તેને જોરથી આછાટ મારી પાછળ હઠાડયો. તોપણ નદી અને તેણી વચ્ચે રાણો ખડક મીસાલ જડ ઉભો. બીજા ગરાસ્યાઓ દુર્યોનસીંગની બદ દયાનત પામી જઇ, દુર ઉભા રહી તે રસાકસીભરયા નાટકનો કેમ અંત આવનાર હતો તે નીહાળતા ઉભા.

"ઓ સ્વર્ગની રંભા! મારી માણુ પ્રીયા! આ તું શું મુરખાઈ કરે છે! તને તારી જીંદગી વહાલી નથી?" રાણો તેણીના બેહદ ઉશકેરાતથી આતોયા બનેલા ચેહેરા ઉપર વધુ ખેંચાઇ જઇ બોલી ઉઠયો.

"નીચ, હવસી! દુર—! તારી ઝેરી લયાનતી ઝબાનને તાળું માર! તારા જેવા હવસી જુદદીનને બસ પડવા કરતાં તો મરવું હઝાર દરજજે આબરૂ ભર્યું અને ખુદા પસંદ છે. અગરજો આ ફરતું આસમાન ઉંચેથી નીચે તુટી પડે, દરીયાવનાં પાણી પેલા સામા પહાડની ટોંચે જઇ અઠડે, યાતો આ રોશન ખુરશેદ અને માહતાબની સામ સામે લડી પડે, તોપણ-યાદ રાખ,—કે એક જુદદીનની સીરીએ એક સાચી જરથોસ્તી બાનુ કદી ચઢશે નહિ. એક જરથોસ્તી બાનુને પોતાનાં જાનની દરકાર કરતાં તો પોતાની પાકદામાનની વધુ દરકાર છે......ચાલ—હઠ—રસ્તો આપ!"

"નહી, કદી નહિ—!" રાણો તરડાઇને પોકારી ઉઠયો. "તારા જેવી અપસરાને તો હું મારી રાણી બનાવીશ! હા, ખુદ અગ્નીની ચેહમાંથી પણ તને ખેંચી કાઢીશ; ખુદ મરત્યની ભયંકર ચુંગાલમાંથી પણ તને ઝુંટવી લઇશ!"

"ચંડાળ—માણુસનાં રૂપમાં સેતાન? કોઇ બીજાની પરણેતરને જોરજુલમથી ઉપાડી જવા બદ નજર કરે છે, તો તારી પરણેતર કે બહેનને કોઇ બીજો તેમ ઉપાડી જાય તો તારી લાગણી શું થાય?—"

"ચુપ-દાકેણ! વંત્રી, ખબરદાર જો કાંઇ વધુ બોલી છે તો! હું તો રાજ કર્તા છું. અને ગમે તે કરીશ!"

"અંહ–! ઠીક છે, તારે ગમે તે કરજે, પણ ખુદાની ગેબી લાકડીનો અવા જ નથી? એક રાજકર્તા તરીકે તો તારી રૈયતનું રક્ષણ કરવું ઘટે છે."

"પ્રાણ પ્રીયા," રાણો એકાએક પોતાનો કઠોર અવાજ બદલી મુતામણી સાદે બોલવા લાગ્યો. "તારા પદમણી જેવા મુખડાનો છાપ આ મારી છાતી માંથી કેમે કરી નીકળતોજ નથી. તું હજી પણ સમજ–પ્રીય મારી થા!" તે શબ્દો સાંભળતાં એક પળ જર ખરા જીગરથી કમકમી, પણ એકાએક કંઇક વીચાર સુઝવાથી તેણીનાં ઉશકેરાયલા ચેહરા ઉપર ભેદી ખુશાલીનું ધીમું હ સવું ફેલાઇ ગયું, જેનો અર્થ રાણાએ પોતાની બુરી ઇચ્છા મુજબનો ધાર્યો, અને ખુશાલીથી તેણીના વધુ નજીક ગયો.

"રતનપુરનાં પ્રખ્યાત બહાદુર રાણા!" જરે નખરાંથી ધીમું હસતાં કહયું. 'અગરજો તારા જીગરમાં મારી સુરતીનો છાપ મજબુત ચોટી બેઠો છે, તે હું જલદીથી કાઢી શકીશ."

"આહ! કેવા હર્ષ ઉપજાવનારાં વાકયો! મારી હરૂદયનું અમરૂત, ખ ચીત તું એકલીજ તેમ કરી શકશે." રાણો બેહદ ખુશાલી અને ફતેહથી ખી લી તેણીની વધુ નજીક આવતાં બોલી ઉઠયો.

રાણો નજીક આવતાંજ વીજળી જેવી ઝડપે જખમાયલી જરે પોતાની કમરેથી ખુરશેદનું માનીતું તેજી ખંજર ખેંચી કાઢયું, અને બોલ બોલતામાં લંપટી ખુશાલીથી નભરવશ બનેલા પાપી રાણાના સીનામાં તે યાહોમ ચલા વી દેતાં, ધીટકાર અને ધીકકારથી બોલી:–

"હવે તારી છાતીમાથી મારી યાદ સદાની વીસરાવી! કંગાળ બુરી નજરનાં– તેં જે નીર્દોષ અબળાને તેણીના લગન ને દીને જુલમથી કેદ પકડી તેણી ઉપ ર બેહદ આજાબ પાડયા, તે "જખમાયલી લાગણીવાળી જર"નો મરતી વ ખતનો આ જાલીમ કીનો છે! આ ફતેહમંદ ફટકો તેણીની તેમજ બીજી પાર સણોની પાકદામન લુંટવાની ઇચ્છા કરનાર સામે બચાવનો ફટકો હતો! આ તેજી ખંજરનો કાતીલ જરબ પારસીઓનાં પવીત્ર આતશને અપવીત્ર કરનારને અટકાવવાનું સાધન અને ખુદાના સીધા ઇનસાફનું હથીઆર બને છે. હવે પારસીઓનો આતશ તને બાળી ખાક પણ કરી તારી પાપી હુંકી હસ્તી ના બુદ કરશે!!"

જરનાં ભયંકર તાનાંજનીભરયાં સખુનો મોહોતની ચુંગાળમાં સપડાયલો રાણો બેધ્યાન જેવો બની તસતસતી નજરથી હવામાં જોતો સાંભળતો ખાકમાં

પડયો હતો. તેનાં છાતીનાં જખમમાંથી ધોધમાર લોહી જતું હતું. તે ધ્રુજતા નબળો પડતા અવાજે અચકાતાં બોલવા લાગ્યો:-

"હું-મરૂં છું...મને ક્ષમા કર! ઓ પતીવૃતા પારસણ! મારા કુકર્મનું આ વાજબી ફળ-મળ્યું છે-અરરરર-! એક પ્રતીવૃતા સ્ત્રીને-પોતાની લાજ-કેટલી કીંમતી છે-તે આ મરતી ઘડીએ-આ સતવંતી બહાદુર પારસણે-મને પુરવાર કરી આપયું છે-આહ! સેવટે ફતેહ સદગુણનીજ થઈ છે-મારી ખચીત હાર થઇ-"અરરરર-હું મરૂં છું-! ઓ! દુરવળી પેલોજ ભયંકર સાધુ સામે આવે છે-મને દુર કર-તે મને તાણુંના બાણથી-વીંધી નાંખશે-; આહ! તેની આગ મચેલી-ખરીજ પડી અને-હું ધુળમાં રગદોળાયો-! હાય! હાય!! મારૂ જવા ન મરતયુ-આટલું જલ્દી! અરરર! મેં...હા, મેં-પીતાનું રાજય મેળવવા કુવી અફાળઝીક કરી!-મને ક્ષમા કર ઓ પવીત્ર યોગી! મારા પુજય વૃધ પીતાશ્રીના ખુન કરાવવા-માટે હું-બહુ પસતાવું છું-!! ઓ દયાલુ-ઇશ્વિરવર મને ક્ષમા કર-ઓ! ઓ!! મારી સામેથા-આ ભયભીત દહતયને-દુર કરો, મારૂં ગળું દાબે છે!! આ કાળા કદ રૂપા દઈતયો-કોણ છે! તેઓ કાં મને મ રવા ધસ્યા આવે છે! અરરર! આ તો-મારા કુકર્મોના નીર્દોષ ભોગો-જણાય છે-છોડો-ઓ! મને છો-ડો-"

એક છેલ્લી ભયભીત વાસવીસ,-કેજે તે કુછંડી, જુલમી, બેદદર પાપી સ ખસને એક ભયભીત દોજખી લાંબા જમાના જેવી ભયંકર લાગી, અને ખ રૂં દોજખ કેવું હોય છે તેનો શરૂઆતનો ખ્યાલ મેળવી,-એક વખતનો જાલી મ જુહાકી ભોગવનાર રાણો દુર્યાનસીંગ, આ દુનયાની નાપાયદારી અને પાક દામાનનીની અચુક ફતેહ નજરે જોઇ, પોતાની કહેવાતી 'ફતેહ મેળવવાની છે લ્લી પલ આ ફાની જેહાન છોડી પોતાની કરણીનો હીસાબ આપવા ચાંલ્યો ગયો.



## પ્રકરણ ૩૩ મું.

## "આવાં અરદ્દીશુરની ગોદમા જર."

પોતાના તેમજ પોતાની કોમનાં મુદ્દઇને હાર પડેલા જોઇ, જંગી જર આહે શાન અને સંતોષથી આસમાન તરફ ચશમો ફેંકી પાક અવસ્તાનાં કલામો બબડી, છેલ્લીવાર આસપાસની કુદરત ઉપર એક ઝડપી દુઃખી નજર ફેંકી, પોતાના પ્યારા ખાવીંદ, ગોલાબ જેવા બેટા રૂસ્તમ, હેતાળુ માતપીતા અને કુલ જરથોસ્તી કોમ ઉપર દુવાનાં આશીરવાદો બોલતી, જેવા રાણાના હજુરીયાઓ ગુસ્સાથી દીવાના બની તેની તરફ ધસી આવ્યા કે તેણી સાહોસ તાપી નદીમાં કુદી પડી કે તરતજ અશો આવાં અરદ્દીશુરે પોતાની માનીતી ભગતને ગોયા તરતજ પોતાની માવતર જેવી માયાળુ ગોદમાં દાબી દીધી હોય તેમ પાક પરેઝગાર, પાક દામાન, બહાદુર અને કોમ અભીમાની જંગી જર નદીમાં ગરક થઇ ગઇ! ખલાસ,—બહાદુર પાકઝાદ જરની જેહેમતનો અંત આવી ગયો.

નસીબદાર કદીમ પારસી કોમ! તારી નાની સંખ્યાં છતાં તારી અત્યારસુધીની એક કોમ તરીકેની અલાહેદી હસ્તી છે, તે કોણને આભારી છે! તારી હસ્તી હતી, છે અને ભવીષ્યમાં રહેશે તે ફકત તારા સંજાણના સપુત અરદેશર પહેલવાન જેવા દીનચુસ્ત જરથોસ્તી, કોમ અભીમાની અને બહાદુર બેટાઓથી; અને વરીયાવની જંગી જર જેવી ધર્મી, પાકદામાન, હીંમતવાન, સ્વભોગ આપનારી અને જુસ્સાદાર પારસી બેટીઓથીજ. ખચીત ખુદ હાલના જમાનામાં પણ સંજાણના શુરવીર અરદેશર જેવા જવાનો કોમમાં ચોક્કસ સંજોગો હેઠળ નીકળી પણ આવે, તેમજ વરીયાવની જંગી જર જેવી પાકઝાદ, દીનચુસ્ત અને બહાદુર બેટીઓ પણ બહાર પડે, તેમાં શક રાખવા જેવું કાંઇજ નથી; કારણ જે લોહી ૫૦૦ વર્ષ ઉપર સંજાણનાં જરથોસ્તીઓની રગોમાં દોડતુ હતું, તે આજે પણ પારસી કોમમાં વહે છે. તેના તાજા અચુક પુરાવા છેલ્લી મહાન લડાઇ, ૧૯૨૧ ના નવેમબર મહીનાનું મુંબઇનું હુલ્લડ, અને બીજા બહાદુરી અને દીનદારીના બનાવો પુરાપાડે છે, તેમજ બાનુઓનાં બાબતો પુરાવો તો રાજાબાઇ ટાવરની કરૂણારસીક કહાણીનો મોજુદ છે. આ ઉપરથીજ હું વાજબી રીતે ફરીથી બોલીશ કે, "નસીબદાર કદીમ પારસી કોમ."

આપણી આ કથાનાં હવે છેવટના તબક્કા ઉપર આપણે આવી ઉભા છીએ. દુર ઉભા રહી રસથી ભરપુર મામલો જોતા રાણાના હજુરીયાઓ ફક્ત



પોતાના તેમજ પોતાની પારસી કોમનાં દુશમનને ઠાર પડેલા જોઇ, જરે સંતોષ અને અહેશાનથી આસમાન તરફ નજર ફેંકી........પોતાનાં શાણાને ખાકમાં પડેલા જોઇ ગરાસયાઓ ગુસ્સાથી ગાંડા બની તેણી તરફ ધસ્યા આવતા હતા......

(સફો ૧૮૮.)

## પ્રકરણ ૩૩ મું.

## “ આવાં અરદ્વીશુરની ગોદમાં જર.”

પોતાના તેમજ પોતાની કોમનાં મુદ્દાને ઠાર પડેલા જોઇ, જંગી જર આહેશાન અને સંતોષથી આસમાન તરફ ચશમો ફેંકી પાક અવસ્તાનાં કલામો બબડી, છેલ્લીવાર આસપાસની કુદરત ઉપર એક ઝડપી દુ:ખી નજર ફેંકી, પોતાના પ્યારા ખાવીંદ, ગોલાબ જેવા બેટા રૂસ્તમ, હેતાળુ માતપીતા અને કુલ જરથોસ્તી કોમ ઉપર દુવાનાં આશીરવાદો બોલતી, જેવા રાણાના હજુરીયાઓ ગુસ્સાથી દીવાના બની તેની તરફ ધસી આવ્યા કે તેણી યાહોમ તાપી નદીમાં કુદી પડી કે તરતજ અશો આવાં અરદ્વીશુરે પોતાની માનીતી ભગતને ગોયા તરતજ પોતાની માવતર જેવી માયાળુ ગોદમાં દાખી દીધી હોય તેમ પાક પરેઝગાર, પાક દામાન, બહાદુર અને કોમ અભીમાની જંગી જર નદીમાં ગરક થઇ ગઇ! ખલાસ,—બહાદુર પાકઝાદ જરની જેહેમતનો અંત આવી ગયો.

નસીબદાર કદીમ પારસી કોમ! તારી નાની સંખ્યા છતાં તારી અત્યારસુધીની એક કોમ તરીકેની અલાહેદી હસ્તી છે, તે કોણુને આભારી છે! તારી હસ્તી હતી, છે અને ભવીષ્યમાં રહેશે તે ફક્ત તારા સંજાણુના સપુત અરદેશર પહેલવાન જેવા દીનચુસ્ત જરથોસ્તી, કોમ અભીમાની અને બહાદુર બેટાઓથી; અને વરીયાવની જંગી જર જેવી ધર્મી, પાકદામાન, હીંમતવાન, સ્વમાન આપનારી અને જુસ્સાદાર પારસી બેટીઓથીજ. ખચીત ખુદ હાલના જમાનામાં પણ સંજાણુના શુરવીર અરદેશર જેવા જવાનો કોમમાં ચોક્કસ સંજોગો હેઠળ નીકળી પણ આવે, તેમજ વરીયાવની જંગી જર જેવી પાકઝાદ, દીનચુસ્ત અને બહાદુર બેટીઓ પણ બહાર પડે, તેમાં શક રાખવા જેવું કાંઇજ નથી; કારણુ જે લોહી ૬૦૦ વર્ષ ઉપર સંજાણુનાં જરથોસ્તીઓની રગોમાં દોડતુ હતું, તે આજે પણ પારસી કોમમાં વહે છે. તેના તાજા અચુક પુરાવા છેલ્લી મહાન લડાઇ, ૧૯૨૧ ના નવેમબર મહીનાનું મુંબઇનું હુલ્લડ, અને બીજા બહાદુરી અને દીનદારીના બનાવો પુરાપાડે છે, તેમજ બાનુઓનાં બાબતો પુરાવો તો રાજબાઇ ટાવરની કરણુરસીક કહાણીનો મોજુદ છે. આ ઉપરથીજ હું વાજબી રીતે ફરીથી બોલીશ કે, “નસીબદાર કદીમ પારસી કોમ.”

આપણી આ કથાનાં હવે છેવટના તબક્કા ઉપર આપણે આવી ઉભા છીએ. દુર ઉભા રહી રસથી ભરપુર મામલો જોતા રાણાના હજુરીયાઓ ફક્ત



પોતાના તેમજ પોતાની પારસી કોમનાં દુશમનને ઠાર પડેલા જોઇ, જરે સંતોષ અને અહેશાનથી આસમાન તરફ નજર ફેંકી.......પોતાનાં રાણાને આફમાં પડેલો જોઇ ગરાસયાઓ ગુસ્સાથી ગાંડા બની તેણી તરફ ધસ્યા આવતા હતા...... (સફે ૧૮૮.)

એક પળની રમતમાં જે કાંઇ ગંભીર બની ગયું તે જોઇ દઘાઇજ ગયા. એક પારસી અબળાના હાથે દુયાનસીંગ જેવો રાણો મારો જાય! તેઓ તે તરફ દોડયા કે જરે યાહોમ નદીમાં નંખાવી દીધું, અને રાણો નજીક જઇ જોય છે તો તને કયાગનો મોહોતની ચુંગાલમાં સપડાયલો દીઠો, જયારે જંગી જર તો પાણીમાં ગરક થઇ ગઇ હતી. આવી ભયભીત સ્થીતી જોઇ તેઓને ભારે ક્રોધ ચઢયો, તેથી તેઓએ નીદોષ પારસીઓ ઉપર હીચકારો કીનો લેવા તરતજ યુકતીઓ રચી.

તેઓ બે ભાગમાં વહેંચાઇ ગયા, જેમાંની એક ટોળી વરીયાવ કસબામાં લુટફાટ કરવા તુટી પડી, જયારે બીજીએ રસ્તામાં ભરાઇ રહી, ખાણીપીણીથી ચકચુર બનેલા અને નભરવસ હાલતમાં ઉજાણીથી પાછા ફરતા પારસીઓને કતલ કરવા નીશ્ચય કર્યો હતો.

બહાદુર પાકઝાદ બાનુઓનાં ભયંકર છતાં મગરૂરી ઉપજાવનાર ફેજની ખબર કસબામાં ફેલાઇ ગઇ હતી, તેથી તો દરેક પારસી ઘરમાં ભારે ઉશકેરાટ ફેલાઇ ગયો, અને આગળ કરતાં વધુ કીના અને ઝનુનથી લુટાગઓ સામે લડવા કસબાનાં બાકી રહેલાં પારસી બુઓર્ગો અને બધાર બાનુઓએ કસદ કર્યો.

કોઇ પણ પારસી ઉપર વૈર લેવાનાં આંધળા ઝનુનથી ક્રૂર ગરાસીઆઓ કસબા ઉપર તુટી પડયા, અને તેઓને આવકાર પણ તેવોજ મલ્યો. પોતાની જીંદગીની સાંઝ જોતા બુઝોરગ પારસીઓ પોતાના જીવની જરા પણ દરકાર વગર અજબ જોર અને જુસ્સાથી સામે થયા. દરેક ઘેરઘેર ગરાસ્યાઓને સખત માર પડયો. અગીયારીનો બચાવ પણ જરની બહાદુર માવતર અને બીજી દીનદાર બાનુઓએ ફતેહમંદીથી કરયો જેથી ઘરતાં હેતાળુ મરદોનાં આવવાનાં વખત સુધી તેઓ ટકી રહયાં.

હવે જેવી જવાન બાનુઓ જરની સરદારી હેઠળ રાણા સામે લડવા ગઇ કે તેજ વેળા શેઠાણી માણેકબાઇએ સમયસુચકતા વાપરી એક વીશ્વાસુ નોકરને "બાગે ગુલશન"મા એ ફતની ખબર કરવા દોડાવયો હતો. તે નોકર તયાં ગયા તે વેળા ખાણીપીણીની મોજમજાહમાં જરથોસ્તીઓ એટલા મશગુલ થયા હતા, અને કમનશીબે દારૂ અને તાડીનો એટલો તો ઉદાર રીતથી ઉપયોગ થયો હતો કે ભાગયેજ તેઓ સમતોલ શાંત મગજથી પોતા ઉપરની આફતનો ખયાલ કરી શકયા. તોપણ કેફી પીણાની ઘેનની અસર થોડાક બહાદુર જવાનો ખંખેરી નાખી છુટા થયા અને યાહોમ વરીયાવ તરફ ધસ્યા ગયા. પણ અફ

સોસ ! તેઓને ઘણું મોડું થયું હતું. પાકઝાદ બહાદુર પારસણો ક્યારની પોતાંની પાકદામાનીની મોંઘી કીંમત આપી કાંતો લડાઇનાં મયદાને કે કાં તો તાપી નદીના સરદ તળીએ સદાની સુતી હતી. તે ગણુત્રીનાં જવાનોને અફસોસ કે દુ:ખથી લોહીનાં આંસુઓ પાડવાનો તે વખત ન હતો. તેઓ તો જલીમ કેહેરથી, ઝનુની ગાંડા બની વગર દયાએ એકેએક ગરાસયાને મોહલ્લે મોહલ્લે ચુંટી ચુંટી જીવથી મારયો. તેઓ દરેકમાં તે વેળા ગોયા દસ દશ માણસનું જોર આવયું હતું.

થોડીવારમાં બીજા જરથોસ્તીઓ મીતાહાર સથીતીમાં આવી ઝડપથી વરીયાવ તરફ આવવા ગાડીઓમા આવતા હતા, જેઓ ઉપર જંગલમાં ભરાઇ બેહેલા ગરાસ્યાઓએ એકાએક ઝનુની હુમલો કરયો, જેથી કેટલાક જરથોસ્તીઓ બચાવના સાધન વગર માર્યા ગયા. જેમાં કમનશીબે બહાદુર ખુરશેદ પણ એક હતો. બીજી જરથોસ્તી ટોળીને વખતસર ખબર પડવાથી તેઓ જંગલ તરફ આગળ ન વધતા સલામત જગ્યે થોભી ગયા, જયાં થોડી વારમાં વરીયાવથી હથીયાર બંધ જવાનયાઓ દોડી આવી જંગલમાના ગરાસ્યાઓને ખુંહારી સાથ મારી નહસાડયા, અને તેઓને સલામત વરીયાવમાં લાવયા.

તે ફરવરદીન મહીનો અને અરસેસંગ રોજની ભયભીત રાતનું વરણુન કોણુથી થાય ? ગોયા તે દહાડો નાપાક આગ્રેમઇનયુની ફતેહ માટેજ જાણે ઉગયો હતો! એક ઇનસાનની છાતીમાં બરપા થયેલા કીના, હવસ અને લોભની લાગણીઓનું નાશકારક પરીણામ તે દીવસની સંખયાબંધ માણુસોની કતલ હતી દુનયાની વરૂધ્ધી અને સુલેહ-સંપજ માટે દરેક ઇનશાને ડાઘ વગરનું જીગર, રાખવાની કેટલી જરૂર છે તે આ બનાવ ઉપરથી કોણુ ના પાકશે!

વરીયાવ કસબાનું એકેએક જરથોસ્તી ઘર માહેતમ અને શોકમાં ડુબી ગયું. કેટલાંક કુટુંબમાં તો વહુ અને દીકરા મારયા ગયા, તો કેટલાક કુંટુબનાં તો નવજવાન બેટાઓ ઉન્નાણીગી પાછા ફરતા દગાથી મારયા ગયા હતા, તો કેટલાક ઘરોનાં પાલનહાર પુરખબીઓ સદાનાં ગેરહાજર . થયા હતા, જયારે ઘણીક જગયે તો નાના દુધમલ ભુલકાંઓની માવતરો કાંતો લડાઇનાં મયદાનમાં કે તાપી નદીનાં તળયામાં તે સાંઝેથી સદાની સુતી હતી. ગમ, અફસોસ અને નીરાશીનું ગમગીન રાજ તે રાત આખા કસબા ઉપર ચાલતું હતું. કુદરતી રીતે દોખમાંનો દેખાવ ગંભીર અને ગમગીન બનાવનાર હોય છે, તેમાં તે કમબખ્ત દીનની બીજે દીને સંખ્યા બંધ લાશો ચઢાવવાનો દેખાવ તો ખચીતજ વેરૂદયભેદક અને મગજથી બે મગજ બનાવવાને પુરતા હતો. તે લાશો

ને અવલમંજલ પહોંચાડવા જેઓ જીવતા રહ્યા હતા તેઓએ પોતાની હસ્તી ને જીગરનાં ઉંડાણુથી કડુવા અને હાય મારી. અફસોસ! તેઓની આંખ્યામાંથી લોહીનાંજ આંસુ ટપક્યાં હતાં. બસ—તે બનાવ ઉપર વધુ મુનાઝહત કરવાનું વાંચનારની લાગણી ઉપર આજાબ ગુજારવા બરોબર ગણીશું અને હયાંજ અટકીશું.

પોતાની બુરી કરણીને વાજબી ફેજે પુગેલા નીમકહરામ મુલચંદ વાણ્યાની લાશ તે રાત્રે કોહલા અને બીજા વન ચરોએ એટલી તો ચુંથી નાખી હતી કે ભાગ્યેજ ઓળખી શકાય. આ લોભ્યા નીમકહરામ નોકરના સ્વારથી લોભનાં પરીણામમાં, શાંત, સુખી અને સંતોષી વરીયાવ કસ્બા ઉપર મહાભારત આફત ઉતરી આવી હતી; જયારે હવસી ખવાસનો. બેઅકલી રાણો નીરાશીનાં ઝનુન મા આવી પોતાની પાપી કરણીનો બહુજ ઉતાવળે છેડો લાવ્યો હતો.

રાણા દુરયાનસંગની લાશ, જે થોડા ગરાસ્યાઓ ઝનુનથી દીવાના બનેલા ારસી જવાનોના સપાટામાંથી છટકય હતા, તેઓએ તેને રાતની વખતે ભારે ,ડાદોડીમા પેલીજ ટેકરી આગળ લઇ ગયા, કે જેનાં એક એકાંત ખુણામાં મેમા મળી રાણાએ બધે મરતબે વરીયાવનાં પારસીઓ માટે કાવત્રાં રચ્યાં હતાં, અને બધે વાર તેને તે બાબે સખ્તની ચેતવણી પેલા પરેઝગારે આપી હતી. તે તેડાના સંજોગ હેઠળ ગોયા તે પાક સાધુની નજર આગળજ તે કમબખ્ત રાણા ની લાશને તે રાતના ગમગીન વખતે તેઓએ અગનીદાહ કરી!

રાણાનાં અકાળ ફેજથી કોઇ પણ દલગીર નહી થયું, કારણ તેની ટુંક રાજ કારકીર્દીમાં તેના બાપની સુખી સંતોષી રઇયતને તેણે દુ:ખી કરવાનું કાંઇજ બાકી રાખ્યું ન હતું, પોતાની હવસી મોજમજાહનાં લખલુટ ખરચને પુગી વળવા, તેણે ગરીબ રઇયતને નીચવવાના કરો નાખ્યા અને બીજા અત્યાચારો કરયા હતા.

દરેક પારસી ઘર હવે સુમશાન બની ગયું હતું. સંસારની રાહબર ફરે- સ્તા જેવી બાનુઓ વગર, મરદોને દહાડો ઝેર સમાન કડવો લાગતો હતો; જયારે પાલનહાર બહાદુર સરતાજો વગર બાનુઓની જીંદગી અકારી થઇ પડી હતી. ઘરની બાનુઓની વપરાતી ચીજો ઉપર ધુળ પડેલી જોઇ દરેક દુ:ખી પારસી મરદના જીગરમાંથી સરદ હાય બાહેર પડતી હતી, અને જીગરમાં જુદાઇનો જાલીમ રમટો તુટતો હતો; જયારે પોતાનાં બહેસ્તનશીન થયલા વહાલા સપુતોનાં વસ્ત્રો, વાપરવાની ચીજો હથીયારો વગેરે એક ખુણે પડેલાં જોઇ, એક માવતર, કે ધણીયાણી કે બહેન ગમનાંજ આંસુંઓથી હરદમ પોતાની નરમ છાતી ભીં

જવતી હતી. ફક્ત થોડા કલાકની રમતમાં પહેલવાન જેવા વ્હાલાઓ ખોહવાનું જાલીમ દુ:ખ કોણ શાંખે! અફસોસ! ફરતા આસમાન અને દગાખોર તકદીર, તેં આ દુન્યાને કેવી ઢંગઢડા વગરની નાપાયદાર બનાવી છે?

પણ તે જગ્યામાં રહી આલુ હાય સોસારાભરી જીંદગી કેમ નીભ? જ્યાં ઘરબાર, વાડી-વજીફા સરવ અકારાં થેઇ જાય ત્યાં વસેલું શા ખપતું!

બહાદુર બેઠી અને જોરેમંદ પહેલવાન જેવા જમાઇની ચાર દહાડાની ગંભીર મરણ ક્રીયા પુર આસ્થાથી કરી, ફક્ત થોડા કલાકોની આફતના જાલીમાં ફટકાથી કચ્ચડાઇ બીજાં ૧૦ વરષ, બુઢા થઇ ગયલા, જરનાં માતપીતા માણેક બાઇ અને જેહાંગીર શાહે પોતાના વીશ્વાસુ જયોતીશીની સલાહ પુછી કે તેઓ તેમજ સરવ પારસીઓ વરીયાવ સદાનું છોડી જવા માંગતા હતા, તે બાબે ફળ જોવું અને મુહરત કહેવું.

તે પઢેલ પંડીતે પોતાનાં હુન્નરનાં દરીયાવમાં બુડકી મારી, લાંબી ગણત્રી પછી જણાવ્યું કે ખુદ ગ્રહોની ચાલેજ એવી બુરી હતી કે તેઓને વતન છોડવું પડે, માટે તે છોડી જવામાજ લાભ અને દુ:ખી મનને શાંતી મળે તેમ હતું; અને બેસ્પતવાર અને પારસી અરદીબેહેસ્ત મહીનાનો રોજ આદર અનુકુલ હતો એમ જણાવ્યું.

વરીયાવ ઉપરની કરૂણારસીક આફતની ગમખ્વાર ખબર જયારે બીજા પારસી સંસથાનોમા ફેલાઈ ગઇ, ત્યારે સઘળેનાં જરથોસ્તીઓમાં ભારે ગમગીની ફેલાઇ. બેઠી વહેવારથી તે વેળાની જરથોસ્તીઓમાં જાણીતી "ધરમની ટેકરી" નવસારી, વરીયાવ સાથ સંબંધ ધરાવતી હોવાથી, વરીયાવનાં દુ:ખી જરથોસ્તીઓને નવસારીમાં આવી વસવા નવસારીનાં હમદીનોએ ખાસ આમત્રણ કરયા; જે દીલસોઝ તેડાનો સ્વીકાર કરવાના વરીયાવનાં પારસીઓને ત્રણ ત્રણ મુસ્તકીમ કારણ જણાયાં. પહેલું તો જયાં પોતાનાં વ્હાલાઓનાં કરૂણારસીક ફેજ આવ્યા ત્યાં હવે વધુવાર વસવું અસહેય દુ:ખ જેવું થઇ પડયું; બીજું, નવસારી ધરમ ક્રીયા અને બીજી જરથોસ્તી મહઝબની તરીકો પાળવાની સારી સગવડ ધરાવતું હતું કારણ તે ઇરાનશાહ વાલા સંજાણ શેહેરથી ફક્ત બીજે દરજજે ઉતરતું ગણાતું હતું; અને ત્રીજું કારણ, સંસાર ચલાવવાની તે વેળાનાં સંજોગ હેઠળ ઉભી થયલી મુશીબતો દુર થાય તેમ હતું.

આ ઉપરથી વરીયાવનાં પારસીઓની બહુ મોટી સંખ્યા દુ:ખી અને દરદમંદ જીગરે પોતાનાં બાપીકા વાડી વજીફા, ખેતરો, અને ઘરબાર વગેરે વેચી નાંખી તે વેળાનાં નવસારીના એક ભાગ મલેશરમાં જઇ વસ્યા, જયારે બાકીની

જુજ સંખ્યાએ વરીયાવમાં વસવાટ ચાલુ રાખ્યો હતો, જયારે બીજા કેટલાક આસપાસનાં બીજા ગામડાઓમાં જઇ વસ્યા હતાં.

જંગી જરનો દેલાવર બેટો રૂસ્તમ ઉમરનો થતાં ખચીતજ પોતાની વ્હાલી પાકઝાદ માવતર અને નેકનામ પેદરનું વેર લેવા તલબગાર બન્યો હતો, અને તેને ખચીતજ તે વખતનાં ગુજરાતનાં અશાંત મામલાથી તેવી તક મલી હતી, જેનો કીસ્સો ભવીષ્યની કોઇ તકે મારા હમદીનો સનમુખ રજુ કરવાની હકીર આશા રાખે છે.*

[* નોટ—જાણીતાં નવસારીનાં લખનાર શેઠ સો. મં. દેશાઇ પોતાની "જંગે વરીયાવ" ની આરટીકલમાં કહે છે કે:—

"ઇરાની ખમીર એવું જણાઇ ચુક્યું છે કે એક ઇરાની બચ્ચો પોતાનાં બાપનાં ખુનનો બદલો લેવાને, કીંવા પોતાના વડવાનાં ખુનનો બદલો ખુનથી લેવાને હંમેશા તત્પર રહેતો હતો. તેજ પ્રમાણે સુરતનાં પારસીઓ કંઇ જમાનાઓ સુધી કામરેજ અને માંડવી તાલુકાઓનાં ગામોનાં જે ભીલોએ વરીયાવનાં પારસીઓની કતલ ચલાવી હતી, તેનું વેર લેવાનું ચાલુ રાખ્યું હતું. તક મળતાંજ ભીલો અને કોળીઓનો કાંટો કાઢવાનો બંદોબસ્ત કરવા સુરતી પારસીઓ એકઠા થઇ જતા હતા......પરંતુ વરિયાવ બેહેદીનોની કતલનું સદીઓનું વેર ખા૦ બા૦ અરદેશર કોટવાલે પુરે પુરા લીધાં હતાં......ઇ૦ સ૦ ૧૮૫૬ માં તેવણ ગુજરી ગયા ત્યાં સુધી રતનપુર વગાના ને માડવી તાલુકાનાં ભીલો તથા ગરાસ્યા ને કોળી લુટારાઓનું તેમણે નીકંદન કરયું હતું."]

જે જરથોસ્તીઓ નવસારી જઇ વસ્યા તેઓ મલેશરમાં ઘરબાર માંડી યા સગા સ્નેહીઓ સાથ વસ્યા હતા, તેઓનાં વંશજો હજી પણ નવસારીમાં વસે છે, ને એ પોતાની પાકદામન બાનુ નડીલોએ પાકદામન ખાતર જે મહાન ભોગ પોતાના કીમતી જાનનાં આપ્યા હતાં, તેની ગંભીર પણ મગરૂરી ઉપજાવનારી યાદમાં દર વરસ "જંગે વરીયાવ પરભ" ને નામે શેહેનશાહી ફરવરદીન મહીનો અને અરશેસગ રોજે મોટા ઉત્સાહ, ભકતીભાવ અને અહેશાંનથી બાજ, જશન વગેરે કરે છે. અને આવી રીતે કોમી તવારીખનાં એક મગરૂર બનાવને હજી સુધી જીવતો જાગતો રાખવાની તારીફ લાયક ઉલટ બતાવે છે. આજ છેલ્લા બે વરશ થયા આ લખનાર અને મી૦ બેહમન સો. બનાજીએ મુંબઇમાં પણ આ તહેવાર ભારે દબદબાથી પાલવાની શરૂઆત કરી છે.

---

## હીસાબ ચુકતે !

અમારી તરક મુજબ નવસારીનાં તકદીરમાં તે વરસ ઘણાએક નાચાર ઘરબાર વગરનાં થઈ પડેલા જરથોસ્તીઓને આસરો આપવાનું લખાયલું હતું. વરીયાવના જંગ પછી વરીયાવાઓ ત્યાં જઈ વસ્યા, અને ત્યાર પછી થોડા મહીનામાં તો સંજાણના બીજા ખાનાખરાબી ભરયાં જંગમાં, અસાધારણ મોટી સંખ્યાનાં મુસલમાન લશકરનાં હાથે પારસી પેહેલવાન અરદેશરનાં મારયા જવાથી, સંજાણ શેહેર નાશ પામ્યું અને સેંકડો જરથોસ્તીઓ લડાઇમાં મારયા ગયા, જયારે બાકીનાં પાક ઇરાનશાહને લઈ ૧૨ માઇલ દુર દક્ષીણમાં આવેલા બાહરોટ પહાડ ઉપર લઇ જઇ રહેયા તે અરસામાં ઘરબાર વગરનાં થઈ પડેલા ઘણા એક જરથોસ્તીઓને દીલસોજ નવસારીએ આશરો આપ્યો હોય, એમ શંકા વગર ધારી શકાય.

જાલીમ ભીમા ભીલ લુટારાનો અંત પણ તે અરસામાં આવી ગયો, જયારે સંજાણની પહેલી લડાઇમાં સખત હાર પારસીઓનાં હાથે ખમી અલેફખાનનું લશકર પરાગંદે સ્થીતીમાં પાછું ગુજરાત તરફ ફરતું હતુ, ત્યારે તે નાશ પામેલા લશકરને વારંવાર જંગલોમાં એકાએક છાપો મારી હેરાન કરવા અને લુટવા તેણે કંઇ બાકી રાખ્યુ ન હતું. તેથી જ્યારે બીજા થોડા માસ પછી એક ગંજાવર લશકર લઇ અલેફખાન સંજાણ ઉપર ચઢાઈ લઇ ગયો અને ફતેહમંદ થઇ પાછો ફરયો ત્યારે તેણે ભીમા ભીલને સપડાવવા બહુ સંભાળ અને યુકતીથી છટકા માંડયા, જેમાં આખરે ભીમો પોતાની ટોળી સાથ સપડાઈ ગયો, જેથી કીનાથી ટવળતા મુસલમાનોએ તેને તેમજ તેનાં ગોઠયાઓને બહુ ઘાટકી રીતે રીબાવી રીબાવી ઠાર કરયા હતા.

છેલ્લો એક ખુલાસો બાકી રહી ગયો છે.

પારસીઓનાં સદગુણોની કદર બુજનાર, તેઓનાં વખાણ ગાનાર તેઓનાં આભારમાં ડુબેલો દીલસોજ હીન્દુ મીત્ર માણેકચંદ સાહુકાર વરીયાવનાં કરૂણા રસીક બનાવને લીધે જરબાનુ, ખુરશેદ, સોહેરાબ, નવાઝ વગેરેના અકાળ ફેજથી એટલો તો દુઃખી અને ગમગીન બની ગયો કે તેને આ બેકદર ગેર ઇનસાફી ફાની દુન્યામાં વધુવાર જીવવું અકારૂં લાગ્યું, તેથી તેણે લાચારીથી પોતાની કુદરતી હસ્તી લંબાય ત્યાં સુધી તે કાળ ગુજારવા એક સાધુની અશો જીંદગી ગુજારવા પસંદ કરયું.

વરીયાવની પુરવે આવેલી પવીત્ર ટેકરી ઉપર જે અશો પરેઝગાર પુરૂષ ખુદાતાલાની પરસતેજમાં પોતાનો કાળ નીરવાહ કરતો હતો. અને જે આપેદ તેને

વખતસર જાહેર થઇ ચેતવણી આપી ભીમા ભીલનાં પંજામાંથી બચાવ્યો હતો. તેની શોધમાં તે પોતાની લાખોની દોલત તેમજ કુટુંબ કબીલો છોડી દઇ નીકળ્યો, અને દીવસો સુધી ભટકતાં આખરે તે પરેઝગાર મલી ગયો જેનાં ચરણે પડી તેનો નાચીઝ ચેલો બન્યો. વરસો સુધી તે કીરતારની ચાલુ એબાદત કરતાં, આખરે તે રવાનની એવી ઉંચ સ્થીતીમાં પુગ્યો કે જેથી તે પોતાની મોટી ઇચ્છા જે બહાદુર ખુરશેદ અને જંગી જરનાં ફરોહરોને જોવાની હતી તે બર લાવી શક્યો. તેની અંતર દ્રષ્ટી અને આત્મજ્ઞાન એટલું ખીલ્યું હતું કે તે આ જેહાન છોડી ગયલા કોઇ પણ ઇનશાનનાં ફરોહરને જોઇ શકતો તેમજ તેની સાથ વાતચીત પણ કરી શકતો. તેની આવી શક્તીનાં બળની મદદથી તેણે ભારે ખુશાલી અને સંતોષથી જોયું અને જાણ્યું કે જંગે વરીયાવમાં પોતાની પાકદામાન ખાતર જાનનાં ભોગ આપનારી અશો પા સણોને મીનોઈ જેહાનમાં ખચીતજ શનારે બહેસ્ત મળ્યું હતું, અને તેઓ આ ખાકી જેહાન કરતા તે મીનોઇ હસ્તીમાં ખચીતજ બહુ સુખી અને સંતોષી હતાં.

આવી રીતે, આ ફાની જેહાનમાં ઇનશાનની નજરમાં જો કે તેઓએ આપેલા ભોગનો ઇનશફી બદલો ખુદલો મળેલો જણાયો ન હતો, પણ તે હંમેશગીની દુન્યામાં તો ખચીતજ તે કરીમે કારસાજ તરફથી તેઓને ચોખ્ખો ઇનસાફ મળી ચુક્યો હતો.

*　　　*　　　*　　　*

મહેરબાન વાંચનાર-અહીં મારી નાચીઝ કલમની ગંભીર અદના કોશિશ ખતમ થાય છે, જેમાં અલબત ખામી ભરયું ઘણું હશે, જે તરફ મોટા દીલથી નાખતી ભરી નજર કરી મને માફ કરશોજી.



## સેવટના બે બોલ!

આજે ખતમ થતી મારી પારસી તવારીખી કથાનાં સંબંધમાં બે-બોલ લખવાની રજા લઉં છું. આ કથા મારી અગાઉ જામેમાં છપાયલી વારતા "સંજાણુનો સપુત" માફક પુસતક રૂપે બહાર પાડવા અનેક ઠેકાણેથી સુચના થઈ છે, તેથી તેને અનુસરીને આ કથા થોડા વખતમાં ચોપડીનાં આકારમાં બાહેર પડનાર છે. આશા છે કે મારા કદરદાન હમદીનો તેને હંમેશનો માયાલુ આવકાર આપશે, તેમજ ધંધાદારી જરથોસતીઓ પણ અગાઉ માફક પોતાની જાહેર ખબર આપી, ચોપડીની શોભામાં તેમજ મારા ઉપરનાં આભારમાં વધારો કરશે. ચોપડીનું પુઠું મોટા ખરચે ખાસ ઇંગલાડથી મંગાવવામાં આવશે. વારતાનાં સંબંધના ચીત્રો માટે મી૦ પીજામનો મારે ખાસ આભાર માનવો જોઇએ. કેટલાકો, જે ચીત્રો આપવામાં આવયાં હતાં, તે વારતાનાં બનાવોનાં ખાસ સંજોગ દેખાડનારા હતાં, તે સદંતર ભુલી જઈ પોતાની અગ્નાનતાથી જે ટીકા કરતા હતા તે દીલગીરી ભરયું હતું.

મને વારંવાર કહેવામાં આવતું હતું કે 'મારી "સંજાણુનો સપુત" વાલી વારતાને નાટક રૂપે રજુ કરવાથી કોમમાં કંઇક નવોજ જુસ્સો ઉતપન થાય. આ સુચના મેં ઉપાડી લીધી છે. ઇરાન લીગનાં લાભારથે, તા૦ ૨૩-૨-૨૪ ને દીને મારા મીત્ર ભાઈ હરમીસના કલમથી લખાયલો નાટક "સંજાણની સરજત" જે બરલીંગટન કલબનાં ઉતસાહી જવાનોએ પુર છટાથી ભજવયો હતો, તે જોતાંજ મારી ખાત્રી થઇ હતી કે આવા જવાનો જરૂરજ "સજાણનાં સપુત"ના નાટકને પુરતો ઇનશાફ આપી શકશે. કલબનાં માલેક મી૦ મહેતાએ મને દરેક મદદ આપવા કબુલ કરયું છે, તેથી ચંદરોજમાં એક કરતાં વધુ પારસી તવારીખી નાટકો લખવાની સેવક ઇચછા રાખે છે.

પ્રીંટીંગમાં અહીંતહીં ભુલો જોવામાં આવશે, તે બાબે અહીં ખુલાસો કરવો જોઇએ કે આ વાત એક re-print છે, અને તેથી ભુલો થવાના સંભવ કુદરતી થાય છે.

— કઈખુસરો અ. ફીટર.

મુંબઈ તા૦ ૭-૩-૨૪.

# ખ્યાલે "જંગે વરિયાવ"

## ખોલાસાનાં બે બોલ.

જંગે વરિયાવનાં કરૂણારસીક કિસ્સાને ઘટતી અગત્યતા આજ છેલ્લાં ત્રણ વર્ષે થયાં મુંબઇમાં આપવામાં આવી છે. આ બનાવને મુંબઇમાં પારસી જીગરમાં સદા રોશન રાખવા માટે પહેલ કાઢનાર મી૦ કૈખુશરો અરદેશર ફીટર છે, જેવણે આ પારસી તવારિખી કીસ્સાને યાદગાર રાખવા, એક તવારિખી કથા તેમજ નાટક, અને લખાણો બાહેર પાડયાં છે. આ ચલવલને વધુ ઉત્સાહ આપવા તેવણનાં મિત્ર ભાઈ બેહમન સો૦ બનાજી પણ બહુ જેહેમત ખેંચી રહયા છે. જાણીતી "જશન કમીટી" અને "રથેસ્તાર મંડળ" પણ શહેનશાહી ફરવરદીન મહિનાનો અરશિસંગ રોજ—જે આ કિસ્સાનો રોજ ગણાય છે—તે ઘટતી ગંભીરાઇથી પાળવા કોશેશ કરી રહયા છે. વરિયાવની બાનુઓની યાદનો બાનુઓનો ગાહંબાર અને જશનની ક્રિયા છેલ્લા બે ત્રણ વર્ષથી રથેસ્થાર મંડળે ચાલુ રાખ્યું છે. એ ખુશાલીની વાત છે. આ મારો ખાસ જોડેલો અદના ખ્યાલ પણ આ કરૂણારસીક કિસ્સાની યાદ કોમમાં તાજી રાખવાનું સાધન થઈ પડશે એવી મારી ખાત્રી છે. પારસી કોમી જુસ્સો, અને બીજા સદગુણો ખીલવવા માટે જે ઉમંગી હમદીનો વખાણવા જોગ કોશેશ કરી રહયા છે, એ કોમને ખચીતજ મગરૂરી પેદા કરનાર કેહેવાય.

યથા જમીઆત યથા આફ્રીનામે.

ખાકસાર આદીલ.

મુંબઈ, તા૦ ૪-૧૦-૧૯૨૩.

## ખ્યાલ.

(બહુર–જરફી–લંગડી.)

શ્રોતા જણો નરો નારો = અસ્તેકુશ્તીયાંનો યારો
દીનદારો યકીનદારો = સુનો ઉમંગ ધરી
આજ સુનાવું = જંગે વરિયાવની કીર્તિ જોશ ભરી.
શેહેર સુરત છે સરનામ = તાપી માતાને મુકામ
આવ્યું છે વરિયાવ ગામ = ફળફુલ ગુલઝાર
જ્યાં ઝરથોસ્તી = હતાં આબાદી ભરેલાં ઠારેઠાર.
હતાં હાટો ને બઝારો = ધિકતા વણજો વેપારો
સુખી હતાં નરો નારો = રેહેતાં સાંજ ને સવાર
પાક ધર્મ પર = ફીદા તન મનથી હતાં ધર્મિ દીનદાર.

(શેર)

તનો મનથી મઝહબે પાકની–સર્વે તરીકતો પાલતાં,
ભણતાં અવસ્તા ઝંદ્દની–જેઓ ચાલતાં ને હાલતાં.
ભોંતેર અશોઇ પાલતાં–નેંકીમાં ઝીંદગી ગાલતાં,
જાળવતાં દાંમનો પાકની–નીતિની રાહે ચાલતાં.

(જુલ)

નર નેંક હતા બાહદુરોને હિંમતવાંનો,
દીનદારો દીન ઉપર કરતા જાન કુરબાંનો;
પરહેઝગાર બાનુઓબી ઝઇફ જવાંનો–
શુરવિર અમીરે ક્યાંની પાક દામાંનો.

(દુહો)

પાક અશમત પર પડે કદી
દેવો પોતાનો જાંન,
તો પણ ક્યાં ડરતી હતી
નારો નીતિવાંન.

ધંન્ય એવા નેયાગાંનો = ગોરા શુરા ધૈર્યવાંનો
ધિરા વિરા ને બળવાનો = નહીં ફેર જરી
આજ સુનાવું = જંગે વરિયાવની કીર્તિ જોશ ભરી.

નગરી રતનપુરનો રાણો = એક ગરાસિઓ દેહવાણો
જેના તાબા અંદર જાણો = વરિયાવનું ગામ
મેહેસુલ કાજે = પડયો વાંધો દીનદારોથી સરિયામ.
કીધી જંગની તૈયારી = ફ્ઓજે લડવાને ઊતારી
વાતો વૅરની વિચારી = ધાર્યું કરપીણું કામ
એકાએકી = આવી પેદળ સવાર ટુકડીઓ તમામ.

(શેર)

બદબખ્ત તે દહાડો હતો—હતું વિઘ્ન નર ને નારનું,
મર્દો ગયાં દૂર ગામથી—કરવા જશન દાદારનું.
થયા મસ્ત મયનોશી કરી—નહીં ભાન હતું ઘરબારનું,
ભયભિત આવ્યું સર બ સર—વાદળ છરીની ધારનું.

(જુલ)

થઇ ખબર ફ્ઓજની એક શુરવિર નારીને,
પડી બાહાર બચાવા પાક અશમત ધારીને;
ધર્મના જનુને પોકાર એક મારીને,
ઉશ્કેરી ગામની અબળાઓ સારીને.

(દુહો)

તંગ કમર જંગની કરી
લઈ મરદાંના વેશ,
પેહેર્યો તન બખ્તરો કોલાહ
અને છુપાવ્યા કેશ.

ધરી ઢાલો ને તલવાર = કમાં તિરો આબદાર
પડી લડવા કાજે બાહાર = બાહદરી કરી
આજ સુનાવું = જંગે વરિયાવની કીર્તિ જોશ ભરી.

૨

આવી જંગને મેદાન = જંગી વાઘણો સમાન
ધ્રુજાવી ધર્તિ આસમાન = માર્યા શત્રુઓને ઠાર
લાવી શુરાતન = શુરપર ચઢી લડી જંગમાં ખુંનખાર.
એવી શમશીરો ચલાવી = જાણે વિજળાઓ વર્સાવી
ગોયા લોહીની બનાવી = નદિઓ બેશુમાર
ફતેહનો ઝુંડો = ઉડાવ્યો ધન્ય એવી કુલ કયાંની નાર.

# ફેરશાસ્પ નામું.

એડીટ. કરનાર—મી૦ બમનજી નસરવાનજી ધાભર, એમ. એ.

પારસી પહેલવાનોનાં પરાક્રમો ઉધરતી ઓલાદની જાણમાં લાવવાના નેક હેતુથી ઈરાની નામાંકીત પહેલવાનોનાં નામાંઓ, અમારા મરહુમ પિતાજી **મરહુમ જેહાંગીર બેહરામજી કરાણીએ** પ્રગટ કીધાં હતાં, તે નવા તૌર પર સુધારા-વધારા તેમજ જરૂર જોગી ફુટ નોટના ઉમેરા સાથે અનેક ભાષાઓના જાણનાર એકાંત અભ્યાસી **શેઠ બમનજી ન. ધાભર,** એમ. એ. નાં Introducti.n સાથે બાહેર પાડવાની શરૂઆત કીધી છે, જેનું પહેલું વોલ્યુમ **ફેરશાસ્પ નામું** બાહેર પડ્યું છે.

મી૦ બમનજી ધાભર "**ફેરશાસ્પ નામાં**"નાં Introduction માં લખે છે કે "ઈન્ડયા ઓફીસ" કેખાબખાનાના ફારસી હસ્ત-લેખોવાળાં પહેલાં દફતરમાં (૧૯૦૩) કહે છે કે આ નામું સાધારણ રીતે 'અસદી' નામના શખ્સે લખેલું ધારવામાં આવે છે, કે જે 'અસદી' શાયર ફીરદુસીનો તો ઉસ્તાદ થાય—હવે આ નામું હીજરી ૪૮૫ (ઈ. સ. ૧૦૬૬) માં તૈયાર થયું હતું તે તારીખ ચોકસ છે. પહેલવી તેમજ ફારસી પુસ્તકો પ્રમાણે ફેરશાસ્પે પોતાનાં મોટાં પરાક્રમોથી આ જહાંનને દેવદરૂજ તેમજ દુરવંદીથી નીરાળી કીધી હતી અને તેમ કરી અશોઇનો વધારો કરયો હતો."

'ઉધરતી ઓલાદને બીજાં—ત્રીજાં ભલતાં પુસ્તકો વાંચવા આપો તે કરતાં આ પહેલવાનોનાં નામાંઓ વંચાવવે પુરાતન ઇરાની સલતનત, ઇરાની પાદશાહત, ઈરાની જોર-જોમ, ઈરાની નેક દયાનત, ઇરાની ધરમ ઉપરની જાનફેશાની, અને ઈરાની પુરાતન મહેમાનદારીના અસલી તૌર યાદ કરનારાં રસીલાં દાસ્તાનો વાંચવા વંચાવવાથી ઉધરતી ઓલાદમાં પોતાના પુરાતન શહેનશાહી બાપ દાદાઓ માટે માન ઉત્પન્ન થવા સાથે ચારીત્ર Character ઉપર ઘણી ઉત્તમ અસર કરશે.

## કીમત રૂપયા બેડી

જેહાંગીર બી૦ કરાણીના છોકરાઓ,

૨૨૦—૨૨૨, પારસી બજાર, કોટ, મુંબઇ.

ટેલીગ્રાફીક એડરેસ "Jebekarani," મુંબઇ.

(શેર)

ડાર્યાં ગરાસ્યાઓ લડી–શુરવિર નારો સંગમાં,
પણ ભંગ એકાએક થશે–સ્ત્રિઓની જીતના રંગમાં.
બાળી ગયા એકના ખુલી–ખાધી જો ઠોકર જંગમાં,
ફેરવઇ ગયો શું મામલો–આકાશ તાહારા ઢંગમાં.

(જુલ)

જોઇ લડતી અબળા નારો જંગમાં જ્યારે,
લજવાઇ મુઆ કંઇ ગરાસિયાઓ ત્યારે;
ધરી હોશ જોશથી લડયા શર્મને મારે,
ખુંનખાર ચલાવી કટલ નારોની ભારે.

(દુહો)

તનમાં ટીપું લોહીનું
રહી ગયું જ્યાંવેર એક,
ત્યાં વેર અબળાઓ લડી
રાખ્યો ક્યાંની ટેક.

ધન્ય નારો જંગ મચાવી = શત્રુઓને ખુબ હંફાવી
પાક દાંમાનો બચાવી = ગઇ જીવથી મરી
આજ સુનાવું = જંગે વરિયાવની કીર્તિ જોશ ભરી.

૩

જેજે જંગમાં સપડાઇ = તેઓ મરવા તતપર થઈ
તાપી ઊપર દોડી ગઇ = યાદ કીધો કીરદેગાર
અશમત કાજે = ગુનહા મરવાનો માફ કરજે દાદાર.
નામ યઝદાંનુ લીધું = યા હોમ નખાવી દીધું
પ્યાળું અમર્ગીનું પીધું = થઇ ગઇ પુલ ગુઝાર
ધન્ય સતીઓ = અવતરી સફળ કીધો જગમાં અવતાર.

(શેર)

ગણી પ્રાણથી પ્યારી અતી–દાંમન પવિતર સો ઘણી,
પતિવર્તા પણ પર પ્રાણ દઈ–ચાલી મિનોઈજગ ભણી.
કીર્તિની કલગી જાળવી–ખાઇ ખાઇ ખંજરોની અણી,
ધન ધન જેના માતાપિતા–શુરવિર બેટીઓ જણી.

(જુલ)

ગોરી, ધિરી, શુરવિરી, સતીઓ કેવી,
ગોર્દાફરીદ બાનુ ગોશસ્પના જેવી.
ના કરે જંગ મર્દાને મર્દની એવી,
ગઈ કરી દીલરી આ બાંનુએ તેવી.

(દુહો)

માહા મુંબારક પાક છે
ફરરૂખ ફરવરદીન,
અશેર્શવંગ છે આજનો
મિનો મુંબારક દીન.

થયું શુભ જશન જે કાજે = વાજે ગાજે આં સમાજે
જેની અંમર કીર્તિ આજે = ગાઉ ખરખરી
આજ સુનાવું = જંગે વરિયાવની કીર્તિ જોશ ભરી.

૪

કેવી થઇ બાંનુઓ નેક = નેયાગાંનોની દરેક
રાખી ટેકથી વિવેક = છેક અંતની ઘડી
લાજને કાજે = દાઝ મન ધરી શુરાતન ભરી લડી.
એવી બાહદુરો સમાન = બેહેનો બનજો હીંમતવાન
કદી દેવો પડે જાન = દેજો બાહાર પડી
પાક અશમતનું = ગોંહર લેજો મનના મોતીમાં જડી.

(શેર)

જેણે બચાવી જગતમાં = દાંમન પોતાની પાકને,
સતવંતી અબળા તે જેણે = ધર્યો ધણીના ધાકને.
શું કહું વધુ એથી હવે = બેહેનો તમો ચાલાકને,
બાકોના પુતળાંઓ જાણજો = આધીન થવું છે ખાકને.

(જુલ)

કદી ચાલો તો સતીઓને પગલે ચાલો,
જીવવું ત્યારે પરમાણ પતિવ્રત પાલો.
મળશે જેના સુફળોનો તમને ફાલો,
કરો ખ્યાલ તમે આદીલના સમજી ખ્યાલો

# બાટલીવાળા અને હોમી

## મુંબઇના આગેવાન ચશમા બનાવનારા.



હોરનબી રોડ વાઇટવેનો સામે; અને કાલબાદેવી રોડ હનમાન સ્ત્રીટને નાકે.

અમારાં ઉંચા પ્રકારનાં ચશમાં આજે ચોતરફ વખણાય છે.



અમને ઘણા એક સોનાના ચાંદો એનાયત થયા છે.

તમોને ચશમામાં છેલ્લામાં છેલ્લી ઢબનું સંપુરણ કામ જોઈતું હોય, તથા ગમે એવા કઠોણ નંબરના ચશમાઓ પ્રીસક્રીપશન પ્રમાણેજ બરાબર બનાવવા હોય, તથા ચશમાને લગતી કોઈ પણ ચીજ જોવી યા જોઈતી હોય તો અમોને જરૂર એક વીઝીટ આપશોજી.

(દોહરો)

મુજ બેહનો હમ કોમની
સુનો ધરીને ધ્યાન,
સત પર તમ સતીઓ સદા
છે ફરતું અસમાન.

જંગે વર્યાવનું બ્યાન = સુનો શ્રોતા ધરી ધ્યાન
ગાએ આદીલ નઓશેરવાન = ખ્યાલ સર્વોપરી
આજ સુનાવું = જંગે વરિયાવની કીર્તિ જોશભરી.

૫

---

* જાણીતા પારસી ખ્યાલો રચનાર મી. રૂસ્તમ નો. આદીલે આ સુંદર ખ્યાલ મારી ચોપડીમાં છપાવવા ખુશીથી પરવાનગી આપી છે, તે માટે તેવણનો આભારી છું———કર્તા.

---